પ્રકાશક :
શ્રી હીરાલાલ એચ. ગાંધી
શ્રી પરશુરામ મંદિર,
૪૦, બાણગંગા,
વાલકેશ્વર, મુંબાઈ
ટે. નં. ૩૬૪૮૪૨

પ્રથમ આવૃત્તિ : ૧૯૬૯



પ્રકાશન તિથિ : ધનતેરસ : સં. ૨૦૨૫ : તા. ૭-૧૧-૧૯૬૯

મુદ્રક : મુદ્રણસ્થાન
શ્રી નરેન્દ્રકુમાર ચોકસી
અનુપમ પ્રિન્ટીંગ પ્રેસ,
ટેસીઆ તલાવ પાસે, ફતેપુરા,
વડોદરા – ૬

" મહાનુભાવ "



શ્રી માધવજી પોતદાર



પહેલાં તો હું મારી પોતાની જ ઓળખાણ આપી દઉં. સને ૧૯૪૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખે મારો જન્મ થયો. આ જગતમાં મેં પહેલાં પ્રગરણ માંડ્યા. અભ્યાસમાં તો એટલું જ છે કે ભોપાલની કેમ્બ્રીજ સ્કૂલમાં ફર્સ્ટ્રીમાં તો હું નાપાસ થયો અને બસ ત્યાર પછી આજદિન સુધી શાળાના ભણતરમાંથી હું મુક્ત જ રહ્યો છું અને આજ પણ સ્કૂલમાં જઈ અભ્યાસ કરવાની ઈચ્છા જ નથી. ભાષા, વ્યાકરણ વગેરેનું મારુ જ્ઞાન નજીવું જ છે. કોઈ લેખકમાં ખપી શકું એવું સારું તો નથી જ.

પોતદાર સાહેબનું આ જીવનચરિત્ર લખવાનુ શરૂ કર્યું તે પહેલાં ૧૯૬૪માં મેં એક અનુવાદ કર્યો હતો. એ પોતદાર સાહેબે અંગ્રેજીમાં લખેલા ' In search of Happiness 'નો હિંદી અને મરાઠીમાં કરેલો અનુવાદ. એને અનુવાદ કરતાં રૂપાંતર જ કહેવું પડે કારણ કે શબ્દકોષની મદદથી એ અંગ્રેજી પુસ્તકનું હિંદી અને મરાઠીમાં કરેલું રૂપાંતર હતું. અંગ્રેજીનું મને જ્ઞાન કે અભ્યાસ ન હોવાથી મેં એ પુસ્તકની ભાષા અને અર્થ સમજવામાં લેખકની મદદ લીધી હતી. અને એમણે મારા કામમાં મદદ કરી હતી એટલે એ રૂપાંતરને મારૂં સ્વતંત્ર લેખન કાર્ય તો ગણાવી જ ન શકાય, અને ગણાવતો પણ નથી. એટલું જ નહિ એને લેખન પણ કહેતો નથી. એ દૃષ્ટિએ વિચાર કરતાં શ્રી પોતદાર સાહેબના જીવનચરિત્રને જ મારું સ્વતંત્ર લેખનકાર્ય કહું છું.

આ જીવનચરિત્રના નાયક માટે પણ હવે તમને કહીશ. જીવનચરિત્રના નાયક શ્રી માધવ ગોવિંદ પોતદાર, મારા પિતા થાય જેને કે હમણાં હમણાં તેઓ પોતાને ટુકા-ઘરાણી નામથી જ ઓળખાવે છે અને એ મુજબ જ લખે પણ છે. એમના પિતા તો એમને હમેશાં માધવજી અથવા ભૈયા કહીને જ બોલાવતા. નાનાઓ એમને અપણ્ણા અને સ્નેહી સબંધીઓ અપણ્ણા સાહેબ કહેતા. સબંધી સિવાયના બહારના લોકોમાં એ પોતદારજી અથવા પોતદાર સાહેબ તરીકે ઓળખાતા હતા.

ઉજ્જેનમાં મહાદજી માર્ગમાં આવેલા કાર્તિક ચોક આગળ નદી દરવાજા પાસેની કુંભાર ગલીમાં એક જીર્ણશીર્ણ મકાનના ઉપરના મજલાની એક ઓરડીમાં ૬ માણુસો જેમતેમ કરીને રહે છે. તેમ છતાં એ બધા કેમ કરીને જીવતા હતા તેનો એમને ખ્યાલ સરખો પણ નથી. તે સમયે અનેક મુશીબતોમાં અપાર કષ્ટો વચ્ચે કેવી રીતે રહી શકાયું એ સમજાતું નથી ફક્ત એક હકીકત છે કે આજે પણ એઓ જીવે છે. અને સારી રીતે જીવે છે. આ મુશીબત અને કષ્ટોભર્યા જીવનથી એમનામાં ધૈર્ય–હિંમત વગેરે ગુણો આવ્યા અને તેઓ નિર્ભય બન્યા. આમ શાથી બન્યું એનો તો એક જ જવાબ છે કે જીવનયાત્રામાં પાછળથી આવી પડેલા અનેક દુઃખો માટે એમનું ઘડતર થવાનું હતું તેની આ પૂર્વ ભૂમિકા જ હતી.

અલબત્ત એમનામાં એક દૃઢ વિશ્વાસ તો હતો જ કે કોઇ અદ્વિતીય મહાન, અગમ્ય ઇશ્વરી શક્તિ એમને હર ક્ષણે અને હર પળે મદદ અને સહાય કરે છે પછી ડર શા માટે રાખવો ? કોનો રાખવો ? તો પણ અનેક વખત સંકટોના ઘુઘવાતા મોજાં ધસી આવતાં ત્યારે એ પણ વિચલીત તો થઇ જતા તો પણ થોડા વખત પછી એ મહાન શક્તિની મદદ મળતાં એ પાછા અસલ રૂપમા સ્થિર થઇ જતા. છેલ્લા ૭ વર્ષોથી એમનો આજ નિત્યક્રમ–દૃઢ વિશ્વાસ છે. કોને ખબર આ વિશ્વાસ, આ નિશ્ચય ક્યાં સુધી રહેશે !

આ અરસામાં મારા મોટાભાઇ મનોહર પોતદાર જે મુંબઇ રહેતા હતા તેઓ ૧૩મી ઓગષ્ટ ૧૯૬૬ ના રોજ ઉજ્જેન આવી રહ્યા છે એવો તેમનો કાગળ આવ્યો. વિશેષમાં તેમણે લખ્યું હતું કે અક્કલકોટ નિવાસી પરમ સદગુરૂ શ્રી ગજાનન મહારાજે મારા ઉપર મોકલેલો સંદેશો પણ તે મારે માટે લાવશે. એ સંદેશો પણ મને તેઓ આવશે એટલે તરત જ આપશે એમ પણ જણાવ્યું હતું.

અમારા જીવનના અનેક સ્મરણીય દિવસોમાં ૧૩ ઓગષ્ટના દિવસનું ખૂબ મહત્વ છે એમ મને લાગે છે. આ પહેલાં બરાબર પાંચ વર્ષ પૂર્વે શ્રી પોતદાર સાહેબે, પોતાની પોતદાર એજન્સીઝની ઑફીસ બંધ કરી હતી. પાંચ સાલ પછી પોતદાર એજન્સીઝના બંધ થવાના દિવસે જ મનોહરભાઇ એવો શો સંદેશો માત્ર મારે માટે લાવતા હશે એ મારે મન આશ્ચર્યકારક પ્રશ્ન હતો. પોતદાર સાહેબે પોતદાર એજન્સીઝ ઓફીસનું પૂર્ણવિરામ કર્યું તે પણ પોતાની ઇચ્છાથી તો નહોતું કર્યું પરંતુ સંજોગોથી વિવશ બનીને જ કર્યું હતું. આમ પાંચ સાલ પછી બરાબર તેજ દિવસે મોટાભાઇ શો સંદેશો લાવ્યા હશે ?

અને તે પણ મહારાજશ્રીનો સંદેશો ! અમે એમના આવવાની ઉત્કંઠાથી રાહ જોવા લાગ્યા.

આખરે ૧૩મી ઓગષ્ટ આવી પહોંચી અને મોટાભાઇ પણ આવી પહોંચ્યા. એમણે મને પૂ. મહારાજશ્રીનો મારા ઉપર આવેલો નીચેનો સંદેશો આપ્યો.

# સંદેશ

"જયંતને કહેજો કે એણે ભાષાંતર કર્યું તે બહુ સારું કર્યું. આ તો પ્રારંભ કહેવાય. હવે એણે એનું પોતાનું પણ કંઇક લખાણ આપવું જોઇએ એવી મારી એની પાસે અપેક્ષા છે. એ પોતદાર સાહેબનું જીવનચરિત્ર લખે એવી મારી ઇચ્છા છે. એટલું જ નહિ પણ એને કહેજો કે એવી મારી માંગણી–આજ્ઞા છે. એ એનું પોતાનું જ સ્વતંત્ર લખાણ હોવું જોઇએ. પોતદાર સાહેબના જીવનચરિત્રમાં એમના માતા–પિતાનું કુળ અર્થાત માતા, પિતા, પિતામહ, પ્રપિતામહ વગેરે બાબતમાં મળી શકે અને એ જાણતા હોય એટલી માહિતી આપે અને ત્યારબાદ એમના જન્મ, વિદ્યાર્થીજીવન, નોકરી, વેપાર ધંધો અને છેવટમાં આજ દિન સુધીની તમામ અથથી ઇતિ સુધીની હકીકતનું વિસ્તૃત અને સર્વાંગી વર્ણન એ લખે. આ લખાણ–જીવનચરિત્ર મેં એની પાસેથી માંગ્યુ છે એમ એને કહેજો."

"આ જીવનચરિત્રમાં પોતદાર સાહેબનું મહત્વપૂર્ણ પ્રભાવશાળી દર્શન થવું જોઇએ."

આ સંદેશો મળ્યા પછી ભાઇસાહેબ–મોટાભાઇએ પૂ. મહારાજશ્રીને આ પુસ્તક, જીવનચરિત્ર કયી ભાષામાં–મરાઠી કે હિંદીમાં લખવું એ વિશે પુછ્યું ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "એને ફાવે અને ગમે તે ભાષામાં એ લખે. એ બાબતમાં એ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે. આ કામ તો ફક્ત એને નિમિત્ત બનાવીને હું જ લખાવીશ."

પ. પૂજ્ય સદ્ગુરુ જેવી મહાન વ્યક્તિએ આપેલો આવો દિવ્ય સંદેશો સાંભળીને મારું હૃદય આનંદથી નાચી ઉઠયું. આ સંદેશાના સ્વીકાર કે અસ્વીકારનો તો હવે કોઇ પ્રશ્ન જ રહ્યો ન હતો. આ તો પૂજ્યશ્રીની સ્પષ્ટ આજ્ઞા જ હતી. મેં તો તરત જ આ જીવનચરિત્ર લખવાનો નિશ્ચય કરી દીધો

અને મોટાભાઈને એવું વચન પણ આપ્યું. પરંતુ જ્યારે જીવનચરિત્ર લખવાનું કામ શરૂ કરવા હું બેઠો ત્યારે આ લેખનકાર્યમાં અનેક મુશ્કેલીઓ અને મુશીબતો મારી સામે આવીને ઉભી રહી. હૃદય ધ્રુજી ઉઠ્યું. આ મુશીબતો અને મુશ્કેલીઓમાં આ કામ કેવી રીતે કરી શકાશે એની જ ચિંતા થવા લાગી. જીવનચરિત્ર લખવા સંબંધી મને બહુ જ્ઞાન તો હતું જ નહિં. જાણકારી પણ ન હતી. લખું-ન લખું, હા, ના કરીને આ કામ ટાળવાનો પ્રયત્ન પણ મેં કર્યો. ભાઇસાહેબને કાગળ લખીને તમામ મુશ્કેલીઓ મેં જણાવી અને જ્યાં સુધી એ રહેશે ત્યાં સુધી મારાથી લખાશે નહિં એવું પણ સ્પષ્ટ જણાવી દીધું.

એમણે અક્ષરેઅક્ષર જણાને પૂ. મહારાજશ્રીને તમામ મુશ્કેલીઓ કહી જણાવી. ત્યારે પૂજ્યશ્રીએ ભાઇસાહેબને કહ્યું કે: "જયંતને લખો કે એણે એની તમામ મુશીબતો અને મુશ્કેલીઓ મને જણાવી જ છે. પરંતુ આ કામ તો થવાનું જ છે." ભાઇસાહેબે ઉપરની તમામ હકીકત મને લખી જણાવી. પરંતુ હું તો મારી અશક્તિઓ અને લખવાની ઇચ્છા અનિચ્છાના સાગરમાં ડૂબકાં ખાતો હતો. આ અનિશ્ચિતતામાં પાંચ મહિના થઇ ગયા. એવામાં ફરીથી ભાઇસાહેબ તરફથી મને સૂચના મળી કે જેવું આવડે તેવું-જેવું લખાય તેવું લખો કાટો. થોડું થોડું લખો પણ લખવાનું શરૂ કરો."

મેં એમની સૂચના માનીને લખવાનો નિશ્ચય કર્યો. પરિણામે આ જીવનચરિત્ર વાચકો આગળ રજુ કરું છું.

પિતાજીને આ કામમાં કોઇ રસ કે રુચિ ન હતાં એ મારી આ કામ અંગેની પહેલી મુશ્કેલી હતી. આ હકીકત મને ખૂંચતી હતી. એમની માન્યતા હતી અને એ કહેતા હતા કે સંપૂર્ણ રીતે નિર્દોષ હોવા છતાં જગતે જેને ઉપેક્ષિત ગણી તિરસ્કાર કર્યો હોય એવા માણસનું જીવનચરિત્ર શા માટે લખવું? એટલે એમની પાસેથી સહકાર આપવાની વાત તો ન કરી પરંતુ તેઓ આ કામ પ્રત્યે કેવળ ઉદાસીન વૃત્તિ રાખીને રહ્યા. છતાં ક્યારેક સૂચનાઓ આપવાનું પોતાનું કર્તવ્ય એ સમજતા. કે જેમની-જે પરમ સદ્ગુરુની આજ્ઞાને હમેંશા સર્વોપરી સમજતો આવ્યો છું અને- જે આજ્ઞાપાલન માટે આટલા કષ્ટો સહન કર્યાં છે, સહન કરું છું અને હજી પણ સહન કરીશ એ પરમ સદ્ગુરુની આજ્ઞાને શિરોમાન્ય માનવી એજ શ્રેયસ્કર અને લાભદાયી છે. પરંતુ મને એમણે એવો આગ્રહ કદી કર્યો નથી. એમણે તો તમામ કામ મારી ઇચ્છા પર જ છોડ્યું હતું. વચ્ચે વચ્ચે ઉપર જણાવ્યું છે તે મુજબ સૂચનાઓ કરતા રહ્યા.

પિતાજીના બાળપણ વિષેની માહિતી તો જ્યારે મારા દાદીમા ભોપાળથી અમારે ઘેર રહેવા આવતા ત્યારે જ મળી શકતી. દાદીમાએ કહેલી વાતો ઉપરથી અને પિતાજીએ ક્યારેક આપેલી સૂચનાઓ ઉપરથી જ એમના બાળપણની હકીકત આ જીવનચરિત્રમાં આપેલી છે. બચપણ પછીની તમામ હકીકત પિતાજી મને યાદ કરીને ક્યારેક જણાવતા હતા અને ક્યારેક મેં એમને પ્રશ્નો પૂછીને મેળવેલી છે. આ પાયાની હકીકત પર જ આ જીવનચરિત્ર વાંચકોની આગળ રજુ કર્યું છે.

જો કે પિતાજીના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ અને પ્રસંગોની મને માહિતી તો હતી પરંતુ એને ક્રમવાર આપવાની મુશ્કેલી હતી. એ બરાબર અપાઈ નથી. આ અપૂર્ણતા મેં એમને જણાવી એટલે એમણે તારીખ, વર્ષ વગેરે ક્રમવાર આપીને એ અપૂર્ણતા દૂર કરી. એટલે હવે જ્યારે પરમ સદ્‌ગુરૂનું આશ્વાસન અને પ્રેરણા છે ત્યારે આ જીવનચરિત્રનો આરંભ કરૂં છું.'

છેવટમાં એક બીજી હકીકત પણ જણાવી દઉં. ૧૨ જાનેવારી ૧૯૬૭ના દીવસે જ્યારે આ લખવાનું કાર્ય મેં શરૂ કર્યું તે દિવસ સ્વામી વિવેકાનંદનો જન્મદિવસ હતો, આ વાત મને એટલા માટે યાદ રહી છે કે જ્યારે પહેલી જ વાર મેં કોઈ મહાન વ્યક્તિનું જીવનચરિત્ર વાંચ્યું ત્યારે સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર મેં વાંચ્યું હતું. મૂળ બંગાલીમાં શ્રી સત્યેન્દ્રનાથ મજૂમદારે લખેલા જીવનચરિત્રનું એ ભાષાંતર હતું. એ વખતે તો મને એવો ખ્યાલ પણ ન હતો કે મારે ભાગ્યે પણ કોઈનું જીવનચરિત્ર લખવાનું આવશે. એ શુભ અવસર મને ભાઇસાહેબ મારફત પ્રાપ્ત થયો અને આજે જ્યારે જીવનચરિત્ર લખવાનું શરૂ કર્યું ત્યારે એ સ્વામીજીના જન્મદિવસે જ શરૂ કર્યું.

આ જીવનચરિત્ર પુસ્તક રૂપે વાંચકોના હાથમાં આવશે તો મને ઘણો આનંદ થશે અને મારો પરિશ્રમ સફળ થયો છે એમ માનીશ.

જયંત પોતદાર

# ૧

હજી સુધી અમારા કુળનો—ઘરાણાનો ઇતિહાસ લખાયો નથી કે છપાયો નથી. અમારા કુળમાંથી આજે જે વ્યક્તિઓ હયાત છે તેમાં પણ કોઈ ખાસ અધિકારપૂર્વક એ ઇતિહાસ જાણતા નથી. એટલે જે માહિતી મને મળી છે, ખબર છે અને જે માહિતી લાયક આગળ હું રજુ કરું છું તે મ્હારી સાંભળેલી અને જાણેલી જ હકીકત છે.

વર્ષો પહેલાં શ્રીમંત બાજીરાવ પેશ્વા જેઓ મહારાજા છત્રસાલને પોતાના પુત્ર જેવા જ માનતા હતા અને ગણતા હતા, તે મહારાજા છત્રસાલે પોતાના રાજ્યનો કેટલોક પ્રદેશ પેશ્વા સરકારને આપી દીધો હતો. સાગર જિલ્લો પણ એ સુપ્રત કરેલા પ્રદેશમાં હતો. સન ૧૭૩૭માં શ્રીમંત બાજીરાવ પેશ્વા ઉત્તર પ્રદેશ પર વિજય મેળવવાની ઇચ્છાથી સાગર આવ્યા હતા ત્યારે એમની સાથે લશ્કરમાં કેટલાક સરદારો પણ હતા. આ સરદારોમાં 'ખેર' અટકવાળા એક મરાઠી બ્રાહ્મણ સરદાર પણ સાથે હતા. આ સરદાર ખેર સાથે અમારા કુટુંબના પૂર્વજ સાગર આવ્યા હતા.

આજે પણ અમને અમારા એ પૂર્વજના નામની માહિતી નથી પરંતુ એમની પત્નીનું નામ અમને ખબર છે એટલે તો અમે એમને જ અમારા કુળની મૂળ-મુખ્ય વ્યક્તિ તરીકે ગણીએ છીએ. અમારા કુટુંબના એ અજાણ્યા અનામી પુરુષના પત્નીનું નામ શ્રીમતી અનાબાઈ પોતદાર. એમ લાગે છે કે અનાબાઈ – અન્નપૂર્ણાબાઈ કે અનસૂયાબાઈનું જ ટુંકું વ્હાલસોયું નામ હશે. અનાબાઈ વિધવા હતા. અને એમના બે પુત્રોની સાથે રહેતા હતા. મળેલી માહિતી મુજબ એ ઘણા પહેલાં મહારાષ્ટ્રના સતારા જિલ્લામાં આવેલા 'પાલી' ગામમાં રહેતા હતા.

પેશ્વા સરકાર જ્યારે સાગરથી પાછા ફર્યા ત્યારે એમણે ત્યાંની રાજ્ય-વ્યવસ્થાનો ભાર પેશ્વાના પ્રતિનિધિ તરીકે સરદાર ખેરને સોંપ્યો અને એમને

પોતાના પ્રતિનિધિ સુબા ( રાજા ) નીમ્યા. એટલે હવે સરદાર બેર સરદારને બદલે રાજા થયા. રાજા બેરે શ્રીમતી અનાબાઇને આગરની નજીક આવેલા 'સાનોદા' ગામની અગર તો એ ગામની નજીક આવેલી કેટલીક જમીન દાનમા અગર ઇનામમાં આપી હતી. છેક એ વખતથી માંડીને ચાર પેઢી સુધી અમારા કુટુંબનો મુખ્ય ધંધો ખેતી કરવાનો જ–ખેડૂતનો જ રહ્યો હતો. ચોથા પેઢામાં શ્રી કૃષ્ણરાવ પોતદારને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ હતી. આ ત્રણમાંના વચેટ ગોવિંદરાવ તેજ આ ચરિત્રનાયકના પિતા થાય. દાદા ગોવિંદરાવના બાળપણ વિષે મને કોઇ જાતની માહિતી નથી. પિતાજી તથા દાદીમા તરફથી એટલું જાણવા મળ્યું છે કે એમનું બાળજીવન ખૂબ ગરીબીમાં વિત્યું હતું. દાદાજી ગોવિન્દરાવની બાલ્યાવસ્થામાં જ એમના પિતા કૃષ્ણરાવનું અવસાન થયું અને એ પછી થોડા દિવસોમાં જ માતા પણ સ્વર્ગવાસી થયા અને માતાના મૃત્યુના થોડા દિવસમાં જ મોટાભાઇ વિનાયકરાવ પણ અવસાન પામ્યા. ૧૨–૧૩ વર્ષની ઉમરના નાના બાળક ગોવિંદરાવ ઉપર તો આફતોનો પહાડ તૂટી પડયો. એટલે વિધવા ભાભી, બહેનો, નાના ભાઇ તથા પોતાની આજીવિકાનો તમામ બોજો ગોવિંદરાવને માથે આવી પડયો. ખેતીમાંથી થોડી આવક આવતી તો હતી પરંતુ ૬ માણસને પોષી શકાય એટલી આવક તો થતી ન હતી. એટલે આમતેમ કરકસર કરીને એ બધા નિભાવ કરતા હતા. સાંભળ્યા પ્રમાણે એમણે જુવાન થયા ત્યા સુધી જુવારના રોટલા અને દૂધ સિવાય બીજું કોઇ અનાજ – કોઇ ચીજ લીધી કે ખાધી નથી. અવિશ્રાંત મહેનત કરીને – જેમ તેમ કરીને – પોતે તથા નાના ભાઇ સદાશીવરાવને આઠમા ધોરણ સુધી ભણ્યા અને ભણાવ્યા. આ બન્ને ભાઇઓ વચ્ચે અદ્વિતિય અને અતૂટ સ્નેહ હતો. અને બન્નેની ઉમરમાં પણ ખાસ કોઇ વધારે તફાવત ન હતો.

ઉમર થઈ એટલે એમણે પોતાના તથા નાના ભાઈના લગ્ન કર્યા. લગ્ન વખતે ગોવિંદરાવ ૧૬ વર્ષના હતા. સદાશીવરાવ ૧૫ વર્ષના હતા ત્યાર તેમના લગ્ન પણ સાનોદા ગામના શ્રીયુત અંતરકરની પુત્રી સાથે થયા. ગોવિંદરાવની પત્નીના નામની માહિતી મળી નથી. કુટુંબમાં વૃદ્ધિ થઈ એટલે પહેલા હતાં તેના કરતાં બે વધારે માણસોનો નિર્વાહ કરવાનો આવ્યો એટલે ખર્ચ પણ તે પ્રમાણમાં વધ્યો. આ સંજોગોમા બન્ને ભાઈઓ ખેતી છોડી દઈને ઝાંસી આવીને રહ્યાં. જતાં સાથે તો એમણે ઝાંસીમા એમના માસીના દીકરા શ્રી વિશ્વનાથ-રાવ મેંઘેને ત્યાં જ રહેવાનું નક્કી કર્યું. અને એમણે ખેતીને બદલે નોકરી લઈ લેવાનો નિર્ણય કર્યો અને શ્રી મેંઘેજીના પ્રયત્નથી એમને ધી ઈન્ડીઅન

મીડલેન્ડ રેલ્વેમાં નોકરી મળી ગઈ. તે વખતે ઝાંસીમાં જે રેલ્વે હતી તે આઈ. એમ. રેલ્વે એ નામથી ઓળખાતી હતી. જે પાછળથી જી. આઈ. પી. કહેવાઈ અને આજે 'સેન્ટ્રલ રેલ્વે' નામથી ઓળખાય છે.

આમ અમારા કુટુંબના મુળપુરૂષની પાંચમી પેઢીએ ખેતી છોડીને નોકરી કરવાની શરૂઆત કરી. આમ સન ૧૮૯૯માં બન્ને ભાઈઓને એક જ સમયે નોકરી મળી ગઈ. હજી નોકરીની શરૂઆત કર્યે થોડા જ માસ થયા હતા ત્યાં તો ગોવિંદરાવની પત્ની અવસાન પામ્યા.

કેટલાક સમય પછી શ્રી ગોવિન્દરાવે બીજુ લગ્ન ભેલસા (વિદિશા)માં કર્યું. શ્રી ગોવિંદરાવનું આ લગ્ન ભેલસાના એક શ્રીમંત વેપારી શ્રીયુત શંકરરાવ ઉર્ફે લખ્ખુ ભૈયાની એકની એક પુત્રી બિટિયા ઉર્ફે મનુતાઈ-અનુબહેન સાથે થયું હતું. આ લગ્ન સંબંધ ખૂબ અસમાનતા વાળો હતો. ક્યાં ગોવિંદરાવ જે ફક્ત માસિક ૧૫ રૂપિયા કમાતા હતા તેમની પરિસ્થિતિ અને ક્યાં એક અત્યંત શ્રીમંત વેપારીની એકની એક લાડકી છોકરી. અનેક દરો, હાડમારી, ધનના અભાવમાં ગોવિંદરાવનું જીવન અને ક્યાં એમની પત્નીનો બાળપણનો આરામમાં થયેલો ઉછેર ! આ બન્નેના જીવનમાં આકાશપાતાળનો તફાવત હતો.

પરંતુ આ લગ્ન પછી ગોવિંદરાવની ઉન્નતિની શરૂઆત થઈ. એઓ એક સાધારણ કારકુનમાથી આગળ વધતાં એક ઉચ્ચ ઉપઅધિકારી બન્યા અને એ પદે એઓ લગભગ બાર વર્ષ રહીને નિવૃત્ત થયા. શરૂઆતમાં એમને કોઈ કોઈ વખત કોઈ વસ્તુની તંગીનો અનુભવ થતો ત્યારે પણ દઢતાથી અને સ્વમાની સ્વભાવને લઈને એમણે એમના સસરા પાસે ક્યારેય કોઈ વસ્તુની માગણી કરી નથી. સસરાજીએ મદદ કરવાનું કહ્યું તો પણ એ મદદનો એમણે અસ્વીકાર કર્યો. એટલા બધા એ સ્વમાની હતા.

આમ ઘણાં વર્ષો પછી જ્યારે એમના સસરા આફતમાં સપડાયા અને ગરીબીની અવસ્થામા મુકાઈ ગયા ત્યારે એમણે આનંદપૂર્વક એમને કાનપુરમાં પોતાને ઘેર બોલાવીને રાખ્યા. એટલું જ નહીં પરંતુ પોતાના શ્રીમંત સસરાને પોતાને ઘેર તકલીફ પડશે કે સંકોચ થશે એમ વિચારીને એમને માટે નજીકના મહોલ્લામાં એક ઘર પણ ભાડે રાખી લીધું. અને એ ઘરમાં એમણે સાસુ સસરાને રહેવાના, ખાવાપીવાનું તથા ઘરખર્ચીનો સામાન વસાવી આપ્યો.

આજ મકાનમાં એ બન્નેએ પોતાની જીંદગીનો પાછલો સમય આરામથી ગાળીને સન ૨૪–૨૫માં પોતાનો દેહ છોડ્યો.

શ્રી ગોવિંદરાવજી સત્યવક્તા, આખાબોલા અને અત્યંત સ્વમાની હતા. નોકરીમાં ઉચ્ચ અધિકાર કે બઢતી મેળવવા માટે એમણે કોઈ દીવસ કોઈ પણ સાહેબ કે ઉપરી અધિકારીની ખુશામત કરી નથી. ઉલટા ખુશામતને તો એ ધિક્કારતા હતા. એક પ્રસંગે તો એમના ઉપરી સાથે એક પ્રશ્ન પર એમને સખત ચર્ચા થઈ એટલે સન ૧૯૦૦માં એમણે તરત જ નોકરીનું રાજીનામું આપી – નોકરી છોડીને એ મુંબઈ ચાલ્યા ગયેલા. મુંબઈમાં ' રાલી બ્રધર્સ 'માં એમને તરત જ નોકરી મળી ગઈ, જ્યાં એ આઠ સાલ સુધી રહ્યા. એ મુંબઈમાં એકલા જ રહેતા હતા. ત્યારે પણ પોતાનું ઘરનું કામ, રાંધવાનું, વાસણ માંજવા, કપડાં ધોવાં વગેરે તમામ-કામ એ જાતે જ કરતા હતા અને સાથે સાથે સમયસર અને નિયમિત નોકરી પણ કરતા.

આઠ વર્ષ મુંબઈમાં નોકરી કર્યા બાદ એ પાછા ઝાંસી પરત ફર્યા અને ત્યાં એમને ફરી આઇ. એમ. આર.માં માલખાતાની નોકરી મળી ગઇ. આમ એમણે પોતાના જીવનમાં નોકરીની શરૂઆત આઇ. એમ. રેલ્વેમાં, પછી મુંબઇમાં રાલી બ્રધર્સમાં અને ત્યાંથી પાછા ફરી પાછા એજ રેલ્વેમાં જોડાઇ ગયા. એમણે નોકરીની શરૂઆત કરી ત્યારે જે આઇ. એમ. આર. હતી તે એઓ પાછા ફર્યા ત્યારે જી. આઇ. પી. બની ચૂકી હતી.

એમની નિવૃત્તિ અગાઉ બાર વર્ષ ઉપર જ્યારે તે એક અમલદાર બન્યા હતા ત્યારે મહિનાના દર ત્રીજા સોમવારે એમને પોતાના ઉપરી અમલદારને મળવા માટે મુંબઇ જવાનું થતું. આ વખતે એમના મિત્રો અને સ્નેહીઓ એમને સલાહ આપતા કે જ્યારે જ્યારે તમે ઉપરી અમલદારને મળવા જ ત્યારે ત્યારે ફેંટાને બદલે ' હેટ ' સાહેબશાહી ટોપી પહેરીને જ જાવ. આ પ્રસંગ મિત્રોને તેઓ એક જ જવાબ આપતા કે જે અમલદારીને મુલાકાત અને હેટ સાથે જ સંબંધ હોય તો મારી જુની નોકરી જ સારી છે. મારે આવી નોકરી જોઇતી નથી.

એમનો ઉપરી એક અંગ્રેજ હતો. એ જમાનામાં ઉપરી અધિકારીને ૨૫ ડીસેંબર ( ક્રિસ્ટમસને દિવસે ) સલામ ભરવા જવાનો કે ' ડાલી ' ( ભેટ ) મોકલવાનો રીવાજ હતો. પરંતુ ગોવિંદરાવને આ રીવાજ નાપસંદ હતો એથી

તેઓ એક પણ વખત ૨૫ મી ડીસેંબરે ઉપરી અમલદારને નથી મળવા ગયા કે નથી એને ભેટ મોકલી. ઉપરી અધિકારી સાથે એ ફક્ત નોકરી પુરતો જ સંબંધ રાખતા.

પોતદાર સાહેબના હૃદયમા નાનપણમાં જ એમના પિતાના કેટલાક વિશિષ્ટ ગુણોની છાપ દૃઢ થઇ ગઇ. અને નાના બીજ રૂપે હૃદયમાં પડેલી એ અસરે એમના જીવનમાં ફાલીફુલીને એક વિશાળ વૃક્ષનું સ્વરૂપ લીધું. પિતાના સત્યવાદીતા, કર્તવ્યનિષ્ઠા અને સ્વાભિમાન પોતદાર સાહેબના જીવનમાં વિકાસ પામ્યા અને એના દૃષ્ટાંતો મળતા રહ્યાં.

ગોવિંદરાવના નાના ભાઇ સદાશીવરાવ પણ જી. આઇ. પી. રેલ્વેમાં જ નોકરીમાં રહ્યા હતા અને એ નોકરીમાં જ આખરે નિવૃત થયા. એ; નિવૃત્તિ વખતે ઝાંસીમાં રેલ્વેના ' લોકો ' ' Loco ' વિભાગમાં હેડક્લાર્ક હતા. નિવૃત થયા બાદ એમણે દીલ્હીમાં મકાન બંધાવ્યું અને ત્યાં જ રહેવા ગયા. ગોવિંદરાવ સન ૧૯૩૮ માં જબલપુરમા નિવૃત થયા. એ પછી એ ઇન્દોર આવ્યા. અને ' માર્તંડ ચોક ' માં ' રાધા નિવાસ ' મકાન બંધાવીને એ મકાનમાં જ રહેવા ગયા અને ૧૯૪૫ સુધી – દેહાવસાન થયો ત્યાં સુધી એ જ મકાનમાં રહ્યા.

ગોવિંદરાવને સંતાનોમાં ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. એમના બીજા પુત્ર તે જ આ ચરિત્રનાયક મારા પિતાજી. ગમે તે કારણે પણ દાદાજી અને પિતાજી – એ પિતા અને પુત્ર વચ્ચે એક અલૌકિક અતૂટ સ્નેહની સાંકળ-પ્રેમ હતો. બધાને દૃષ્ટાંતરૂપ આ સ્નેહ – દાદાજીના અવસાન સુધી એકરૂપમા અતૂટ અને એકધારો જ રહ્યો છે. દાદાજીના જીવતાં સુધી તો એ પ્રેમમાં કોઈ કટુતા કે કોઈ વિક્ષેપ પડયો નથી. કોઈ એ પ્રેમને વિચલિત નથી કરી શક્યું. એમા વિક્ષેપ પણ નાખી શક્યું નથી. તો તોડી તો કયાથી શકે ? ગોવિંદરાવજીએ એમને કદી તુકારાર્થી તું, કહીને બોલાવ્યા નથી. એ એમને હમેશાં ' ભૈયા ' અગર ' માધવજી ' કહીને જ બોલાવતા હતા.

પોતદાર સાહેબના બાળપણની વાતો તો દાદીમાં જ્યારે ભોપાળ અમારા ઘેર આવતા ત્યારે અમને સંભળાવતા અને આ સાંભળેલી વાતો જ હવે મારે તમને સંભળાવવાની. કહો કે તમારી આગળ રેજુ કરવાની છે.

પિતાજીનો જન્મ એમના મોસાળમાં ભેલસામાં તા. ૧ ઓકટોબર ૧૯૧૫ ના રોજ શુક્રવારે રાત્રે દસ વાગે થયો હતો. એ વાતને આજ તો ૫૧

વર્ષથી વધારે સમર થઈ ગયો છે. એમના જીવનના આ એકાવન વર્ષની હકીકત લખવી અને તે પણ પરમ સદ્‌ગુરૂશ્રીએ આપેલા સંદેશાને અનુરૂપ એ મારે માટે તો એક કાઠને કામ છે. અરે! આ ચરિત્ર લખવાનું મને સોંપવામાં આવ્યું તેને બદલે જો પિતાજીને જ સોંપવામાં આવ્યું હોત તો ઘણું સારું થાત; યોગ્ય ગણાત. ગમે તેમ પણ આ ચરિત્ર મારે જ લખવાનું છે અને હું જ લખી રહ્યો છું.

પિતાજીનો જન્મ તો કોઈ શ્રીમંતના ઘરમાં વિશાળ હવેલીમાં ગાય, ઘોડા, નોકરચાકર, ખેતીવાડી અને બાગબગીચાવાળા સાધનસંપન્ન કુટુંબમાં થયો. એમના દાદા શ્રી નવાથે આજુબાજુના અનેક ગામોમાં એક મોટા જમીનદાર હતા. ચારે તરફથી લક્ષ્મીનો એટલો બધો વરસાદ વરસતો કે રોકડા રૂપિયા ગણવાને બદલે તોલીને જ લેવાતા, અને માટીના માટલાઓમા જમા કરાતા. મતલબ કે શ્રી નવાથે એક ઘણા શ્રીમંત અને આબરૂદાર ગૃહસ્થ હતા અને તે સમયના ગ્વાલીઅર નરેશ શ્રી માધવરાવ સિંધિયાના માનીતા કૃપાપાત્ર હતા. આમ શ્રી પોતદાર સાહેબ મોસાળમા (ચાંદીનો ચમચો લઈને જ) જન્મ્યા હતા. આ પછી થોડા વખત બાદ દાદીમા-પિયેરથી પોતાને ઘેર કરેલી આવી પહોંચ્યા. દાદાજી તો ફક્ત ગ્રહજ કલાર્ક જ હતા.

આ સ્થળે જે બે અઢી વર્ષ ગાળ્યાં એ માધવજીના તોફાની અવસ્થાના દિવસો હતા. આ તોફાનોની વાતો દાદીમા એમની સાદી છતાં ગમતી ભાષામાં અમને સંભળાવતા હતા. એમના તોફાનો વિષેની તો સેંકડો વાતો હતી પરંતુ એનું લંબાણપૂર્વક વિવેચન કરવાનું મુશ્કેલ છે. અમે એમના સંતાનો પિતાજીના તોફાનોની વાતો વિષે શું કહીએ? "એક વાત તો જરૂર કહી શકાય કે જે દાદીમાએ પાંચ પચાસ વખત કહી હતી કે એ ગજ વૃદ્ધાવસ્થામાં પ્રાર્થના કરતી કે હે ભગવાન! આવો તોફાની છોકરો કોઈપણ માને આપતો નહીં. લોકો તો સંતાનને માટે ખાસ કરીને પુત્રને માટે ભગવાનની પ્રાર્થના કરે છે કે ભગવાન અમને છોકરો આપો પરંતુ આ છોકરાથી તો તોબા તોબા થઈ ગઈ છું. મારે તો એક નહી પણ ચાર છોકરા થયા પણ હું તો કહું છું કે મારે એક જ છોકરો છે અને તે આ માધવ. બધા જ છોકરાઓ તોફાની તો હોય છે જ પરંતુ આના તોફાનોનો તો કોઈ આરો જ નથી."

એમને માટી ખાવાની એટલી સખત કુટેવ હતી કે એમના પિતાજી ઑફિસ જતા એક ખાસ પ્રકારની થેલીમા એમના હાથ બાંધીને પછી જ

ઑફિસ જતા હતા. અને તો પણ એ માટી તો ખાતા જ રહ્યા. તક મળતાં જ એ માટી ખાઈ લેતા. એમના તોફાનોને લીધે તો ઘરમાં કોઈ વસ્તુ નીચે રખાતી ન હતી. ઉપર કબાટમાં રાખવામાં આવતી હતી. પજાના દેવ પણ એમાંથી બાદ રહ્યા ન હતા. અને છતાં રોજને રોજ એમના કોઈને કોઈ તોફાન ચાલુ જ હતા.

દાદાજીની ઑફિસ અમારા ઘરની નજીક જ હતી. એટલે માધવજી ગમે તે વખતે દાદાજીની ઑફિસમાં દાદાજી પાસે દોડી જતા. એથે જોડાકિનના તમામ મજુરોને પણ માધવજી ઉપર બરાબર તકેદારી રાખવાનો હુકમ આપવામાં આવ્યો હતો પરંતુ એ એમને પણ ગાંઠતા ન હતા. બે અઢી વર્ષના નાના બાળક પાછળ ઘરના અને બહારના તમામ હેરાન થતા હતા. એ કેટલું વિચિત્ર હતું !

ઘરમાં એક મોટી પેટીમાં દહીં, દૂધ, ઘી વગેરે બિલાડી પી ન જાય એટલા ખાતર પેટીમાં રાખવામાં આવતા. માધવજીને કેટલીય વાર આ પેટીમાંનો માલ ઉડાવતા પકડવામાં આવ્યા હતા.

આ વખતમાં એક વાર મા રાધાબાઈને-પોતાના પિયર જવાનું થયું. માધવજી તો જોડે ખરા જ. ત્યાં દાદાજીની હવેલીનું સમારકામ ચાલતું હતું. એક સમયે એક મોટી લાકડાની વળી માધવજીના માથા ઉપર પડી. એમનું માથું ફૂટયું અને પુષ્કળ લોહી નીકળ્યું અને એ બેભાન થઈ ગયા. એટલે એમને કરેલીમા પિતાજી પાસે મોકલી દેવામાં આવ્યા. કરેલીથા રોજ ગોવિન્દરાવજી એમના પિતા એમને દવા કરાવવાને માટે નજીક નરસિંહપુર હૉસ્પિટલમાં લઈ જતા. છ-છ માસની સખત મહેનત અને ઉપચાર છતાં પણ તબિયત બરાબર થઈ નહી. ઘા પાકી ગયો હતો અને પરૂ થઈ ગયું હતું. હૉસ્પિટલમાં જ્યારે તેમનો ૨-૨॥ ઇંચ ઉંડો ઘા ધોવામાં આવતો ત્યારે એ ચીસ પાડી ઉઠતા. છેવટે જ્યારે ડૉક્ટરના ઈલાજથી મટયું નહીં ત્યારે કરેલીના વૈદ્ય શિવદત્તજી શર્માની દવા શરૂ કરી. એમણે થોડા જ દિવસોમાં માધવજીને સાજા કરી દીધા.

આજે પણ એ ઘાના નિશાન એમના માથામાં વચ્ચે જ છે. આ પ્રસંગનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે ઘા થયા પછી એમનો સ્વભાવ તદ્દન બદલાઈ ગયો. એ બિલકુલ શાંત થઈ ગયા. એમ તો એમને વિષે થોડી થોડી ફરિયાદો પછી પણ ચાલુ રહી પરંતુ એને તોફાનો તો કહી શકાય એમ નથી.

આ વખતે એટલે સન ૧૯૧૭માં ગોવિંદરાવજીની બદલી કરેલીથી હરદા કરવામાં આવી હતી. આ વખતે માધવજીને કોઈ નિશાળમાં દાખલ કરવામાં આવ્યા એમ કહેવામાં આવે છે. જો કે એમને પોતાને પણ એ યાદ નથી જ. પરંતુ એક વાત ખરી કે અહીં જ એમણે પોતાની મા પાસે અક્ષરજ્ઞાન, દોઢા, પાડા વગેરે શીખવાનું શરૂ કર્યું. કેટલાક શ્લોક પણ શીખી લીધા. બીજું કાંઈ શીખ્યા કે કેમ તેની માહિતી મળતી નથી.

---

# ૨

હરદામાં કેટલોક વખત નોકરી કર્યા પછી પિતાજીની બદલી ભોપાલમાં થઈ. અહીં માધવજી માટે હિંદી અગર મરાઠીમાં અભ્યાસ કરવા માટે કોઈ શાળાની સગવડ ન હતી. આને લઈને કેવળ ડાબોની પાસે જ આવેલી એક ઉર્દૂ નિશાળમાં એમને દાખલ થવું પડ્યું. ગજ લાકડાની પટ્ટી અને પાટી લઈને ઉર્દૂ બાળપોથી સાથે ૭ વર્ષના માધવજીને શાળામાં જવું પડતું. આજે પણ એમને આ નિશાળના ઉર્દૂ શીખવનાર મૌલવીનો કડક સ્વભાવ યાદ છે. મૌલવી નાદાન બાળકો પર વધારે પડતી કડકાઈ રાખતા હતા. બે વર્ષ સુધી માધવજીએ ઉર્દૂનું શિક્ષણ લીધું. વચમાં એ પાંચ મહિના માટે પોતાના મામા સદાશિવરાવ કાકા પાસે દિલ્હી ગયા હતા. ત્યાં પણ ઉર્દૂનો અભ્યાસ જારી રાખ્યો હતો. તે સમયમાં જે ઉર્દૂ શિક્ષણ લીધું હતું તેથી આજે પણ એમને એ ભાષા થોડી ઘણી આવડે છે. ભોપાલમાં રહ્યા તે વખતની બીજી વાતો એમને પણ યાદ નથી એટલે મારે પણ શું લખવાનું હોય!

૧૯૨૩માં ગોવિંદરાવની બદલી કાનપુર થઈ. અહીં એમણે એક ભાડાનું મકાન રાખી લીધું. પછી થોડા વખત પછી એ કૃષ્ણબાગ આગળ ડૉ. મોનીસ ડાંગેના મકાનમાં રહેવા ગયા. આગળના ભાગમાં ડૉક્ટર પોતે જ પોતાના પુત્રોની સાથે રહેતા હતા એટલે એ ભાગની પાછળનો મોટો ભાગ એમણે (ગોવિંદરાવે) ભાડે રાખી લીધો. અહીં માધવજીને 'મારવાડી વિદ્યાલય'માં ભણવા માટે દાખલ કરી દીધા. મારવાડી વિદ્યાલયમાં શ્રીયુત રૂપત વિનાયક કડક હેડમાસ્તર હતા.

મારવાડી વિદ્યાલયમાં અભ્યાસમાં દરેક ધોરણમાં માધવજી પહેલો નંબર રાખતા હતા. આથી એમના હેડમાસ્તરનો એમના ઉપર વિશેષ ભાવ અને પ્રીતિ રહેતા હતા. આ સમય દરમ્યાન અહીં માધવજીએ સંગીતનો અભ્યાસ પણ કરવા માંડયો હતો. ૧૯૨૫ની સાલમાં અખિલ હિંદ મહાસભા (કોંગ્રેસની બેઠક) નું અધિવેશન કાનપુરમાં શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે ભરાયું, ત્યારે 'વંદેમાતરમ્' ગાવા માટે મારવાડી વિદ્યાલયના જે વિદ્યાર્થીઓ આવ્યા હતા તેમાં માધવજીએ પણ સાથ પુરાવ્યો હતો અને સ્વયંસેવક તરીકે પણ કામ કર્યું હતું. એમને સભામંચ પાસે જ કામગીરી સોંપવામાં આવી હતી. અધિવેશનમાં ગાવા માટે વંદેમાતરમ્‌ની પ્રેક્ટીસ લગભગ મહિનો બે મહિના સુધી કરવી પડેલી અને હેડમાસ્તર શ્રી કક્કડ પોતે જ આ પ્રેક્ટીસ કરાવતા હતા. શાળાના સમય પછી જ આ અભ્યાસ શરૂ થતો તે વખતે ક્લાસમાં ભાગ લેનારા વિદ્યાર્થીને ખીર-મોહન (એક જાતનું ખાવાનું) નાસ્તા તરીકે અપાતો. માધવજી પણ આ ખીરમોહનની લાલચે શાળાના સમય પછી આ પ્રેક્ટિસ માટે રોકાતા. એ ખીરમોહનની મીઠાશ આજે પણ એમને યાદ છે.

આગલે વર્ષે ઘણું કરીને ૧૯૨૪માં કાનપુરમાં અખિલ ભારતીય મારવાડી સંમેલન ભરાયું હતું. આ પ્રસંગને અનુરૂપ એક વ્યાખ્યાન ખુદ કક્કડજીએ તૈયાર કરીને માધવજીને તેની પ્રત આપી હતી. માધવજીએ મંચ ઉપર આવીને આ વ્યાખ્યાન આપવાનું હોવાથી એમણે એ આખું વ્યાખ્યાન મોંએ કરી લીધું અને વ્યાખ્યાન વખતે ક્યા શબ્દો ઉપર અને ક્યાં વિશેષ ભાર મુકવો તથા વ્યાખ્યાન દરમ્યાન મ્હોં ઉપર કેવા પ્રકારના હાવભાવ હોવા જોઇએ એ તમામ પદ્ધતિસર શ્રી કક્કડજીએ એમને શીખવાડયું. માધવજીએ આ વ્યાખ્યાન બરાબર મોઢે કરી લીધું અને યોગ્ય સમયે સ્ટેજ-મંચ ઉપર આવી યોગ્ય હાવભાવ સાથે ભાષણ આપ્યું પણ ખરું. વ્યાખ્યાન સાંભળીને ત્યાં હાજર રહેલા અનેક શેઠીઆઓએ સાબાશીના ઉદ્‌ગાર કાઢયા અને રોક રોક રૂપિઆનો વરસાદ મંચ ઉપર વરસાવ્યો. લગભગ સોએક રૂપિઆ થયા હતા. પરંતુ માધવજી તે પ્રસંગે પણ એટલા નિર્પેક્ષ વૃત્તિવાળા હતા કે એમણે રૂપિયાના એ વરસાદ તરફ નજર સરખી પણ કરી નહી. ભાષણ સમાપ્ત થયા પછી હેડમાસ્તર શ્રી કક્કડજીએ આ તમામ રૂપિયા વીણી લીધા અને તેના જુદા જુદા વિષયો ઉપરના પુસ્તકો ખરીદીને માધવજીને મોકલી આપ્યા.

આ સમય દરમ્યાન જ એટલે ૧૯૨૬માં આખું આકાશમાંથી જાદુ થયો

હોવ એમ ગોવિંદરાવજીને એક સરસ લાભ થયો. સાધારણ ગુડઝ ક્લાર્કમાંથી તેઓ રેલ્વે ટ્રાફીક કેનવાસર તરીકે નીમાયા અને માસિક મળતા પગારમાં પણ રૂ. ૧૫૦)નો વધારો કરવામાં આવ્યો. એમની બદલી પણ કાનપુરથી ઇટારસીમાં કરવામાં આવી.

ઇટારસી આવ્યા પછી માબાપને આ વારંવાર થતી બદલીઓથી છોકરાંનો અભ્યાસ બગડે છે એવો ખ્યાલ આવ્યો એટલે એમણે વિચાર કરીને હવે પછી અભ્યાસ ન બગડે એ હેતુ રાખી છોકરાઓને કોઈ છાત્રાલય (બોર્ડિંગ) માં મુકવાનો વિચાર કર્યો. પરંતુ હજી એ વિચારનો અમલ થઈ શક્યો ન હતો. કારણ કે ઇટારસીમાં ભાડેથી મકાન ન મળ્યું એટલે ગોવિંદરાવને ઘરના તમામ માણસો સાથે હુશંગાબાદ રહેવું પડ્યું. આથી એમને રોજ બે માસ આવજા કરવી પડે તે દરમ્યાન એમના એક સંબંધી જે સબજડ્જ હતા તેમની પાસેથી એક બોર્ડિંગ સ્કૂલ વિષેની માહિતી મળી. પાંચ માઇલ પર આવેલા પવારંખેડા ગામમાં 'સરકારી ખેડુત માધ્યમિક શાળા' નામની એ શાળા હતી.

હવે પવારંખેડાની આ માધ્યમિક શાળામાં માધવજીનો અભ્યાસ શરૂ થયો. માબાપથી જુદા રહેવાનો માધવજીને માટે આ પહેલો જ અવસર હતો એટલે માબાપ અને ઘર એમને યાદ આવતાં ત્યારે એમને બેચેની થતી. બોર્ડિંગના રસોડાનો ખોરાક પણ તદ્દન ખરાબ હતો. એક તો ઘર યાદ આવતું અને તેમાં બોર્ડિંગનો ખરાબ ખોરાક ઉમેરો કરતો એટલે ૧૫–૨૦ દિવસે માધવજી ઇટારસી નાસી આવતા. પણ અહીંથી તો એમના પિતાજી એમને મના કરીને–કોઈ વખત ધમકાવીને પણ પાછા બોર્ડિંગમાં રવાના કરી દેતા. આમ લગભગ એક વર્ષ સુધી આ આવજા રહ્યા કરી. પણ થોડો ફેર પડ્યો કે માધવજીની ખાવાની–રસોડાની ફરિયાદ સાંભળીને એક વખત ખુદ ગોવિંદરાવજી પવારંખેડા પહોંચી ગયા અને ખુદ પ્રિન્સિપાલને ઘેર જ એમના ભોજનની વ્યવસ્થા કરી આપી. આમ પહેલું એક વર્ષ માધવજીનું મન બોર્ડિંગ પર ચોંટ્યું નહિ પરંતુ પછીના ચાર વર્ષ તો એમણે બહુ મોજથી બોર્ડિંગમાં જ ગાળ્યા. શાળામાં પણ એમનું મન ચોંટી ગયું. આજે પણ શાળાના એ દિવસોના સ્મરણો એમને જેમના તેમ યાદ છે. અને એ સુસ્મરણીય પ્રસંગો અમને ચિતાર કહી સંભળાવે છે પણ ખરા.

પવારંખેડામાં સરકારી જમીનમાં એ ખેતી કરવાનું શીખ્યા. ભણવાની સાથે જ એ પણ હળ ચલાવતાં, વાવણી કરતાં, લણણી કરતાં, નિંદામણ અને

ટૂંકા વાક્તાં પણ શીખી ગયા. ફસલ આવે ત્યારે એને ભેગું કરતાં અને પછી ઉમેરીને અનાજના દાણ છુટા પાડવાનું કામ પણ એમણે શીખી લીધું. આ ઉપરાંત શાળાના પાઠ્યક્રમના બીજા વિષયો પણ ચાલુ જ હતા. આ અભ્યાસમા માધવજીને ખૂબ રસ પડ્યો.

ખેતીના કામ ઉપરાંત એમણે માળીનું – બાગ બગીચા બનાવવાનું ફૂલ ઝાડ રોપવાનું પણ શીખી લીધું. આ બોર્ડીંગ શાળામાં આવા બધા કામોને માટે કોઇ નોકર રાખવામા આવતો ન હોવાથી તમામ કામ બોર્ડીંગના છાત્રોને જ કરવું પડતું. આ સમય દરમ્યાન જ એમને સ્વાવલંબનના મોઘા પાઠ શીખવા મળ્યા જે પાછળથી એમના જીવનમા વણાઇ ગયા. એ જીવનભર સ્વાવલંબી બન્યા.

કાનપુરમાં મારવાડી વિદ્યાલયમા જેમ માધવજી વિદ્યાલયના હેડમાસ્ટર શ્રી ફકેરજીના પ્રિય વિદ્યાર્થી હતા તેમજ પવારખેડાની બોર્ડીંગ શાળામાં પણ ત્યાંના હેડમાસ્ટરના એ પ્રિય વિદ્યાર્થી થઇ ગયા. આ બોર્ડીંગ શાળાના હેડમાસ્ટર શ્રી રામચંદ્ર રઘુનાથ સરવટે હતા. પોતાનું સોંપેલું દરેક કામ ખૂબ ખંતથી અને હૃદયપૂર્વક કરવાની ટેવને લઇને માધવજી પોતાના વર્ગખંડમાં હંમેશ પહેલો નંબર રાખતા હતા. આ એમના ગુણને લીધે એ જે જે સ્કૂલ કે કોલેજમાં અભ્યાસ કરતા ગયા ત્યા ત્યા શિક્ષકોના પ્રિય પાત્ર બનીને રહેતા. અને પવારખેડામા પણ આમ જ થયું. હેડમાસ્ટર શ્રી સરવટે ખૂબ કાધી સ્વભાવના હતા. પરંતુ તેથી માધવજીના સ્વાભાવિક આનંદ કે તોફાનો કાંઇ બંધ થયા ન હતા. શ્રી સરવટેનું મકાન બોર્ડીંગની નજીકમા જ હતું એટલે નજ તેઓ સવારે બોર્ડીંગની એક વખત તો મુલાકાત લેતા જ હતા. આ સમયે જ માધવજી પોતાની ઓરડી છોડી બહાર કોઇ તોફાન મસ્તી કરતા જણાતા અથવા કોઇ વિદ્યાર્થીના અભ્યાસમા કોઇ ને કોઇ ડખલ કરતાં પકડાઇ જતા. આમ રોજ પકડાતા અને પકડાયા પછી એમના બન્ને – ડાબા અને જમણા – હાથો પર ૬–૬ સોટીઓ ફટકારવામાં આવતી. રોજ સવારે ૬ વાગે એ શિક્ષા સહન કરીને પોતાની ઓરડી પર આવતા. પરંતુ આજ ક્રમ રોજ રોજ ચાલ્યા કરતો.

દરેક વર્ષે ગણેશ ઉત્સવ પર સંખ્યાબંધ સાસ્કૃતિક કાર્યક્રમો થતા હતા. આ કાર્યક્રમ દશ દિવસ સુધી ચાલતો અને માધવજી દરેક કાર્યક્રમમા ગાયનમા નાટકમા – પ્રહસનમા અને રિપકી નૃત્યમા પણ આગેવાનીભર્યો ભાગ લેતા.

અને દરેક વિષયમાં એ ઇનામ પણ મેળવતા. રમત-ગમતમાં પણ એમણે નામના મેળવી હતી. આ શાળાનું શિક્ષણ ચાર વર્ષ બાદ પુરું થયું તે વખતે ૧૯૩૦ એપ્રીલમાં સી. પી. એન્ડ બરાર સરકાર મારફત લેવાયલી હાઇસ્કુલ એંટ્રન્સ તથા સ્કોલરશીપ પરીક્ષામાં માધવજી શાળામાં પહેલા નંબરે પાસ થયા અને એમને એક ચાંદીનો ચાંદ તથા માસિક આઠ રૂપિઆની સરકારી છાત્રવૃત્તિ મળી. ૧૯૨૯માં એમના પિતા ગોવિંદરાવજીની બદલી ઇટારસીથી જબલપુર થઈ હતી. પવારંખેડાનું શિક્ષણ પુરૂં થયું એટલે ગોવિંદરાવજીએ એમને પોતાની પાસે બોલાવી લીધા.

અહીં જબલપુરમાં મોડેલ હાઈસ્કુલમાં માધવજી નવમા ધોરણમાં દાખલ થયા. આ ધોરણમાં એમણે સંસ્કૃત અને વિજ્ઞાન એ બે વિષયો નવા લીધા અને પૂરા ખંતથી અભ્યાસમાં લાગી ગયા. સી. પી અને બરારમાંથી ખાસ ચૂંટેલા – પસંદ કરેલા જ વિદ્યાર્થીઓને આ શાળામાં પ્રવેશ મળતો હતો. આને લીધે દરેક ધોરણમાં છાત્રવૃત્તિ મેળવનારાઓની ઠીક ઠીક સંખ્યા રહેતી. આ વર્ષે પણ એમનો અભ્યાસ સારો ગણાયો અને ૧૯૩૧માં એમને દશમીમાં દાખલ કર્યા.

કોણ જાણે શાથી આ સાલ એમના અભ્યાસમાં ક્ષતિ આવી. એમ કહીએ તો ચાલે કે એમણે ભણવા તરફ ધ્યાન આપ્યું નહીં. આ વર્ષે કાંઈ તોફાન-મસ્તીનું (બહાદૂરી બતાવવાનું) હોવાથી આ વખતે ઈટારસીથી એક પરિચિત સંબંધી મોટા માણસ (બાબુ) જબલપુર નોકરી કરવા આવ્યા અને એમની સોબતમા માધવજીને પાન, સીગારેટ, ચાહ અને પત્તા બીઝીકના છંદ લાગ્યો. આ બધાનો એમને એટલો બધો નાદ લાગ્યો હતો કે એ ઘરથી તો સાઈકલ પર બેસીને શાળા જવા નીકળતા પણ શાળામાં જવાને બદલે એ આ મિત્રમંડળમાં જ જઈ ચઢતા. અને પછી ત્યાં જ રમવામાં કલાકો ગાળતા અને સાંજે બરાબર ટાઈમસર ઘેર આવી પહોચતા. આજ વખતે એમને સિનેમાનો શોખ પણ લાગ્યો હતો. આથી શાળામાં હાજરી તો પુરાતી જ નહીં. પિતા ગોવિંદરાવને તો નોકરીને અંગે બહાર ફરવા જવાનું હોવાથી એમને પુત્રના આ કામોની ખબર જ પડતી નહીં પરંતુ માને આની થોડી ગંધ આવી હતી. પરંતુ માધવજીને પુછતાં તેઓ બીજી વાતો કાઢતા અને જવાબ આપવાનું ટાળતા હતા.

છાત્રવૃત્તિમાં મળતી આઠ રૂપિયાની રકમ તો એમના પાન, સીગારેટ, ચાહ

વગેરેના ખર્ચ માટે જોઈએ તે કરતાં વધારે હતી. અને જ્યારે એ પણ ખર્ચાઈ જતી તો માની પાસેથી કાંઈને કાંઈ માગી લેતા.

આમ એમની જીંદગીનું વહેણ એક બીજી જ દીશા તરફ વહેતું હતું. માધવજીને પણ આ વહેણનો ખ્યાલ તો આવી જ ગયો હતો પરંતુ એમને લાગતું કે આ નાવ જ્યાં ઘસડાતી હોય તે તરફ ઘસડાવા દો. એટલે પછી તો એ વહેણને અટકાવવાનું એમની શક્તિની બહાર જતું રહ્યું અને વેગપૂર્વક ધસવા લાગ્યું. હવે ભણવાનો તો કોઈ સવાલ જ રહ્યો ન હતો.

પરંતુ આ પરિસ્થિતિમાંથી એમને બચાવવા માટે ૧૯૩૨નું અસહકારનું આંદોલન આવી પડ્યું. ૧૯૩૦ના આંદોલનમાં એમના મોટાભાઈ જેલનિવાસી થઈ ચૂક્યા હતા. પરંતુ આ વખતની લડતમાં ભાગ લેવા માટે ઘરમાં એમના લગ્નની વાત ચર્ચાતી હોવાથી—એ આનાકાની કરતા હતા. બસ માધવજીએ આ યોગ્ય તક પકડી લીધી અને સ્વયંસેવક તરીકે લડતમાં નામ નોંધાવી દીધું. આ સમયમાં સ્કૂલમાં પણ નેશનલ બોય સ્કાઉટ એસોસિએશન નામની એક સંસ્થા ચાલુ હતી. એ લગભગ કોંગ્રેસની જ એક શાખા જેવી હતી. એના પ્રમુખ હતા એક ડૉક્ટર ડિ'સેલ્વા. આ ડૉક્ટર સાહેબનું દવાખાનું ક્રમાનિયા પૂલ આગળ એક મકાનમાં ઉપરના મજલા પર હતું. ડૉક્ટર એક હસમુખા અને સારા સ્વભાવના સજ્જન હતા.

આ સ્કાઉટ એસોસિયેશનમાં માધવજી પણ દાખલ થઈ ગયા. આ એસોસિયેશનમાં જ એમને નેતા અને મિત્ર તરીકે સર્વશ્રી સવાઈચંદમલ જૈન, ગુલાબચંદ્ર ગુપ્તા તથા બીજા અનેક મિત્રો મળ્યા. દેશભક્તિના અપ્રતિમ જુસ્સા સાથે માધવજીએ સંસ્થાના કાર્યક્રમોમાં ભાગ લેવા માંડયો. આ કાર્યક્રમોમાં વિદેશી માલ પર પિકેટીંગ, સરઘસ તથા સભો પોકારવાના મુખ્ય કાર્યક્રમો હતા. આજ વખતથી એમણે ખાદીના કપડાં પહેરવાનું શરૂ કર્યું.

આજ વખતે માધવજીના કાકાના છોકરા ભાઈ શ્રીયુત ગજાનન પોતદાર (દિલ્હી કાવત્રા કેસ ( તે વખતના વાઈસરૉયની ટ્રેઈન પર બોંબ ફેંકવાનો કેસ ) માં આરોપી તરીકે અટકાયતમાં હતા અને પેરોલ પર છુટીને કાકા શ્રી ગોવિંદરાવને ઘેર આવ્યા હતા. આ પ્રસંગને લઈને એમના ઘર આગળ રોજ સી આઈ ડી ઓફીસર અને ગુપ્તચર પોલીસોએ રોજ આંટા મારવાનું શરૂ કર્યું હતું. એ ભાઈ તો થોડો વખત રહીને પાછા જતા રહ્યા પરંતુ આને

તેમણે જારી રાખ્યો. માતાને આ સખત મહેનતને લઈને ચિંતા તો થતી જ પરંતુ એણે સમજપૂર્વક એમના કામમાં જરાપણ વિક્ષેપ ન કર્યો.

૧૯૩૩ના માર્ચ માસમાં બનારસ જઈને એમણે પરીક્ષા આપી અને બીજા વર્ગમાં સારા માર્કસથી પાસ પણ થઈ ગયા. પોતાના મિત્રો જ્યાં સુધી ભણતા રહે ત્યાં સુધી એ પણ એમની સાથે જ અભ્યાસ કરીને નવા નવા અનુભવો હવે લઈ શકશે એ વિચારે ખૂબ આનંદ થયો. એમના સાથીઓ પણ આ વખતે મેટ્રિકમાં પાસ થયા. આમ એમને માટે આ એક સફળ સાહસ પુરવાર થયું.

મેટ્રિક પાસ થયા એટલે હવે એમણે આગળ શું કરવું અને ક્યાં અભ્યાસ કરવો એ બાબત ઘરમાં ચર્ચા થવા લાગી. બી. એ. થવાનું એમને પસંદ ન હતું તો બી. એસસી. માટે મેટ્રિકમાં જ વિજ્ઞાનનો વિષય હોવો ફરજીઆત હતું અને એમણે વિજ્ઞાન તો છોડી દીધું હતું એટલે છેવટ એમણે પિતાજીની સંમતિ લઈને બી. કોમ. થવાનું નક્કી કર્યું.

આ વખતે સી. પી. (મધ્યપ્રદેશ)માં બી. કોમ.ના અભ્યાસ માટે કોઈ કોલેજ ન હતી. મધ્યપ્રદેશના તમામ વિદ્યાર્થી ઇંટરના અભ્યાસ માટે રાજસ્થાનમાં પિલાની જતા અગર કાનપુર જતા. માધવજી ૧૯૨૩ થી ૧૯૨૬ કાનપુરમાં અભ્યાસ કરતા હતા એટલે એમણે કાનપુર જવાનું જ નક્કી કર્યું. કાનપુરમાં નવાબગંજમાં આવેલી સનાતન ધર્મ કોલેજમાં દાખલ થયા અને નજીકમાં જ આવેલા છાત્રાલયમાં રહેવાનું રાખ્યું. આ કોલેજમાં ખર્ચ પણ ઘણો ઓછો થતો હતો.

આ બોર્ડિંગમાં મધ્યપ્રદેશના અને બરારના બીજા પચ્ચીસેક વિદ્યાર્થી રહેતા હતા એટલે એ બધાનું એક સી. પી. મંડળ તૈયાર થઈ ગયું. માધવજીનો આ અહીંનો નિવાસ અભ્યાસ અને રહેઠાણની દૃષ્ટિએ સુખદ પસાર થયો.

આ છાત્રાલયમાં એમનું આ બીજું વર્ષ અત્યંત પ્રવૃત્તિમય વીત્યું. એમના જીવનમાં આ વર્ષ મહત્ત્વનું ગયું. સાંસ્કૃતિક અનેક કાર્યક્રમોમાં એમણે ભાગ લીધો હતો. સનાતન ધર્મ કોલેજની સાહિત્ય સંસ્થામાં આજ વર્ષે એ માનદ મંત્રી પણ થયા. કોલેજની યુનિયન પાર્લામેન્ટમાં પોર્ટફોલિયો (ખાતા) વિનાના એ પ્રધાન પણ ચૂંટાયા. આજ વર્ષે તમામ કોલેજોના મહારાષ્ટ્રીયન

વિદ્યાર્થીઓના મહારાષ્ટ્ર વિદ્યાર્થી સંઘની ચૂંટણીમા પણ ઉમેદવારી કરી. હરિભાઈ સજ્જન હતી પરંતુ આખરે એમની જીત પણ થઈ. અને એક વર્ષ મંત્રીપદ પણ ચૂંટાયા. કાનપુરના સુવિખ્યાત ઉદ્યોગપતિ શ્રી જુગ્ગીલાલ કમલાપતને ત્યાં રહેતા શ્રી જી. જી. જોગ મહારાષ્ટ્ર વિદ્યાર્થી સંઘના પ્રમુખ હતા.

આ વર્ષમા કાનપુરમા હરિજન ઉદ્ધારના કામ માટે મહાત્મા ગાંધીનું આગમન એ કાનપુર માટે એક મહત્ત્વનો પ્રસંગ હતો. મધ્યપ્રદેશ વિદ્યાર્થી મંડળના વિદ્યાર્થીઓએ પોતાના નેતાઓ, જેઓ અસહકારની લડતમાં જેલનિવાસ કરી આવ્યા હતા તેમની આગવાની હેઠળ મહાત્મા ગાંધીનું કાનપુર સ્ટેશને ભવ્ય સ્વાગત કર્યું. જ્યારે સનાતન ધર્મ કોલેજના પ્રિન્સિપાલ તથા કેટલાક પ્રોફેસરો ચંદનના તિલક કરી જનોઈ અને અબોટિયામા સ્ટેશન પર ગાંધી પાછા જાવ, ગાંધી મુરદાબાદના પોકારો કરતા હાથમાં કાળા વાવટા તથા પોસ્ટરો લઈને આવી પહોંચ્યા. માધવજીને તો આ દૃશ્ય જોઈને ખૂબ મજા પડી.

બધી જ કોલેજો તરફથી ગાંધીજીને હરિજન ઉદ્ધારના કામ માટે થેલીઓ અર્પણ કરવામા આવી હતી. ફૂલબાગની જાહેરસભામાં આ વિધિ અર્પણનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો તેમા વિચિત્રતા તો એ હતી કે શહેરની તમામ કોલેજોની સરખામણીમાં સનાતન ધર્મ કોલેજના કેટલાક અસનાતની વિદ્યાર્થીઓએ અર્પણ કરેલી રકમ વધારેમા વધારે હતી. ખૂબી તો એ હતી કે એમની કોલેજના કેટલાક પુરાણપંથી – સનાતની પ્રોફેસરો અને અધિકારીઓના સખત વિરોધનો સામનો કરી માધવજી અને એમના સાથીઓએ આ જવાબદારી સંભાળી લીધી હતી.

આટલી બધી પ્રવૃત્તિઓને લઈને આ વર્ષમા અભ્યાસમા અનિયમિતતા આવી અને પરિણામે એમના વર્ગમાં એમની હાજરી બહુ ઓછી – નહિવત હતી. એથી એમને પરીક્ષામા બેસવાની પરવાનગી ન મળી. આમ છતા એમના નિમાસિક અને છમાસિકના સારા પરિણામને ધ્યાનમાં લઈ અને એમની વિનંતીને ધ્યાનમા રાખી ફક્ત એમને જ પરીક્ષામા બેસવાની મંજૂરી મળી ગઈ. એ પરીક્ષામાં બેઠા અને પાસ પણ થયા, જો કે એમને પોતાની પ્રવૃત્તિઓમા અભ્યાસ કરવાનો પુરતો સમય મળ્યો ન હોવાથી એ પ્રથમ વર્ગમાં તો પાસ ન થયા પરંતુ બીજા વર્ગમાં આવ્યા.

આજ સાલમાં એમને કાનપુરના કેટલાક મિત્રોની સોબતમાં ફૂલબાગમા

તેવો જ બહાર દેખાવાનો પ્રયત્ન કરવો જોઇએ અર્થાત બહાર એક અને અંદર જુદા જ એવા રહેવું ન જોઈએ અને આ વિચારોને લઇને બહાર ખાદીના કપડાં પહેરી માંસાહાર અને દારૂ પીતાં તેમને અંતઃકરણમાં ડંખ લાગતો હતો. આથી કાનપુરમાં મનમાં આવેલા ખાદી છોડવાના વિચારે લખનઉમાં મુર્તસ્વરૂપ લીધું અને એમણે ખાદી છોડી દીધી. અને આજ કારણે એમણે કોંગ્રેસ, હરિજન ઉદ્ધાર વગેરે પ્રવૃતિઓનો હમેશને માટે ત્યાગ કર્યો.

હવે તો એમણે લખનઉની ભપકાદાર યુનિવર્સિટીની એટલી જ ઝમક વાળી હોસ્ટેલમાં ભપકાદાર ઠસ્સાથી રહેવાનું શરૂ કર્યું. વચમાં થોડા વખત માટે જે બાબતો એમણે સદંતર છોડી દીધી હતી તે અંગ્રેજી સીનેમા જોવા, અંગ્રેજી હોટેલોમાં ખાવાપીવાનું, મોજમજાહ કરવાનું – ખેલકુદ અને મસ્તી અને મોજમાં રહેવું એ જ એમનો રોજનો કાર્યક્રમ થઇ પડયો. અભ્યાસમાં આગલો ક્રમ રાખતા હોવાથી એ પ્રોફેસરોમાં પ્રિય થઇ પડયા હતા અને તોફાનોને લઇને એમને અનેક મિત્રો મળ્યા. એ બહારની અને અંદરની બન્ને પ્રકારની રમતોમાં પ્રવીણ હોવાથી એમને કેટલીક હરિફાઇઓમાં ચાંદ પણ મળ્યા હતા.

આમ લખનઉમાં એમને ખૂબ મજા પડી. એ એમને ગમી ગયું અને પહેલું વર્ષ બહુ મોજમાં વિતાવ્યું. બીજે વર્ષે પણ એ જ દાર ચાલુ રહ્યો. પરીક્ષાના આગલા બે ચાર મહિના ખૂબ ખંતથી અભ્યાસ કરતા અને એટલા ટુંકા સમયના અભ્યાસમાં ખાસ કાળજી રાખીને બરાબર અભ્યાસ કરતા. વર્ષની શરૂઆતમાં મોજમજા કરવી અને પરીક્ષાના આગલા બે ત્રણ મહિના ખૂબ તનતોડ અભ્યાસ કરવો એ જ એમનો કાયમનો ક્રમ રહ્યો. આ પ્રમાણે બીજે વર્ષે એટલે બી. કોમ.ની છેલ્લી પરીક્ષામાં પણ પરીક્ષામાં બેસવાની જેમને રજા ન મળી એવા વિદ્યાર્થીઓના લીસ્ટમાં એમનું નામ પણ આવ્યું હતું. પરંતુ આમાં પણ આગલા વર્ષોના પરિણામ જોઇને છેવટ એમને પરીક્ષામાં બેસવાની રજા મળી ગઇ.

બી. કોમ.ની છેલ્લી પરીક્ષા આપ્યા પછી પરિણામ જલદી અપાતું હોવાથી એ ત્યાં સુધી હબીબુલ્લા હોસ્ટલમાં રહ્યા. અને જ્યારે એમનું પરિણામ જણાયું ત્યારે એ ફર્સ્ટ કલાસ ફર્સ્ટ – પહેલા વર્ગમાં પહેલા જ – આવ્યા હતા. લખનઉ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર રેંગ્લર ડૉ. રઘુનાથ પુરૂષોત્તમ પરાજપે તરફથી

આમ પિતાજીને આ સમાચાર કેવી રીતે પહોંચાડવા એનો અનેક રીતે વિચાર કરતાં છેવટ એમણે એક વાત નક્કી કરી. ઘરમાં જઈને એમણે પિતાજીની ઓરડીમાં જઈ એમના ટેબલ ઉપર એક પત્ર લખીને મુકી દીધો. જેમાં એમણે પોતાનો આ લગ્ન અંગેનો દૃઢ નિશ્ચય જણાવ્યો હતો. પિતાજીએ પણ એમને રૂબરૂમાં કાંઇ જ ન કહેતાં માધવજીના ટેબલ ઉપર પોતાનો જવાબ એક પત્રમાં લખીને મુકી દીધો. આ જવાબમાં એમણે આ લગ્નમાં એમની સંમતિ તો ન જ આપી એટલું જ નહિં પરંતુ એ એમની નામરજી છતાં આ લગ્ન કરશે તો વડીલોપાર્જીત યા એમની પોતાની મિલક્તમાથી એક પાઇ પણ માધવજીને નહિં મળે એ પણ સ્પષ્ટ જણાવી દીધું. ગોવિંદરાવજીની પાસે એમ તો વડીલોપાર્જીત કોઇ મિલકત જ ન હતી. જે કાંઇ મિલકત હતી તે એમણે પોતે જ સંપાદન કરેલી હતી. માધવજી હવે સ્વયં કમાવાને યોગ્ય થવા હતા એટલે પિતાજીની ધમકીની એમના ઉપર કોઇ અસર ન થઇ. એ તો પોતાના નિશ્ચય ઉપર કાયમ અને દૃઢ રહ્યા. છતાં આ પત્ર પછી પણ પોતાના લગ્ન અંગેના નિશ્ચયમાં દૃઢ રહ્યા તે બાબતની માધવજીએ એમના પિતાને ખબર પણ ન આપી. હવે તો પોતાના તમામ કપડાં – બિસ્તર અને સામાન વગેરે લઇને કેવી રીતે ચૂપકીથી છટકી જવું એની જ ચિંતામાં એ પડયા. દરમ્યાન એકાદ બહાનું કાઢી ૨–૩ દિવસ માટે એ લખનઉ જઇ આવ્યા અને લીલાજીને તૈયાર રહેવાનું કહી વધારેમાં એટલું પણ કહી આવ્યા કે હવે તો કલકત્તા જઇ ત્યાં જ કોઇ નોકરી શોધી કાઢી – ત્યાં જ વિધિપૂર્વક લગ્ન કરીશું અને રહીશું એવું વચન – આશ્વાસન પણ આપી આવ્યા – અને આ યોજના માટે લીલાજીની માતાની સંમતિ પણ મેળવી લીધી. પાછા જ્યારે જબલપુર આવ્યા ત્યારે તો એમને એક જ ફીકર હતી કે કોઇ પણ જાતની શંકા ન પડે એવી રીતે સામાન વગેરે લઇને કેવી રીતે છટકી જવાય. જતા રહેવા માટે કયું બહાનું કાઢવુ એ જ વિચાર કરવા લાગ્યા. કોઇ યોગ્ય કારણ ન મળવાથી છેવટે એમણે કપટ કરવાનું નક્કી કર્યું.

પોતાના જીવનમાં પહેલી વાર અને છેલ્લી વાર તેઓ પિતાજીની આગળ જુઠું બોલ્યા. એમણે પિતાજીને કહ્યું કે " મને લખનઉની પાસે બારાબંકીમાં શિક્ષક તરીકે નોકરી મળી છે અને ત્યા રહીને શિખવવાના કામ સાથે એમ. એ. અને લો ( કાયદો ) બન્ને ડીગ્રી માટે કામ થઇ શકશે. અને એ બન્ને કરીશ.

આ તમામ પ્રસંગ ૧૯૩૭મા બન્યો અને સન ૧૯૩૮માં તો

ગોવિંદરાવજી નિવૃત થવાના હતા. એટલે સીધા સાદા અને ભોળા પિતાને એમ લાગ્યું કે હવે છોકરો પોતાનો ખર્ચ કરીને ભણે તો તો વધારે સારું એટલે પિતાજીએ માધવજીને બારાબંકીમાં શિક્ષક તરીકે નોકરી કરવાની બહુ ખુશીથી રજા આપી. માધવજીએ હવે તો ૧૯૩૭ ના જૂનના અંતમાં–પિતાજીની સમજ પ્રમાણે બારાબંકી અને પોતાની યોજના મુજબ કલકત્તા જવા માટે સાધન વગેરે લઈને પ્રસ્થાન–પ્રયાણ કર્યું. જતાં પહેલાં પિતાજીની પાસેથી શરૂઆતના એક બે મહિનાના ખર્ચ માટે થોડી રકમ પણ મેળવી લીધી. એમની યોજના અનુસાર માધવજી જબલપુરથી લખનઉ આવ્યા અને ત્યાંથી લીલાજીને લઈને કલકત્તા તરફ પ્રયાણ કર્યું.

---

# ૩

વિશાળ એવા કલકત્તા શહેરમાં કોઈ પણ જાતની ઓળખાણ પિછાણ વગર, કોઈ સગાસંબંધી, મિત્ર વિનાના આ શહેરમાં પોતદાર સાહેબે પ્રવેશ કર્યો ત્યારે તો વચમાં એક રાત અલ્હાબાદમાં આરામ લેવાનું થતાં રાતના જે થોડીઘણી મૂડી સાથે લઈને એ નીકળ્યા હતા તે પણ ચોરાઈ ગઈ. વધારામાં એક નવીન વ્યક્તિ – થનાર પત્નીની જવાબદારી – એમને સાથે લાવીને એમણે વહોરી લીધી. આમ શહેરમાં પેસતાં અનેક મુશ્કેલીઓના પહાડ સાથે એઓ આવી પહોંચ્યા.

હાવડા સ્ટેશન પર ઉતરીને એમણે એક ઘોડાગાડી ભાડે કરી લીધી. બડા બજારની એક ધર્મશાળામાં આવ્યા ત્યારે ગાડીવાળાને ભાડું આપ્યા પછી એમની પાસે ફક્ત અઢી આના જ સિલક રહી હતી. દિલમાં હિમ્મત તો હતી જ. પરંતુ આજ તો આટલા અનુભવ પછી એમ કહી શકીએ છીએ કે એમની પાછળ એક અદમ્ય અજ્ઞાત ઈશ્વરની શક્તિનો હાથ હતો. એમને રામના રખવાળા હતા. એટલે તો માધવજી ગભરાઈ ના ગયા અને સંભવિત આફતાનો સામનો કરવા તૈયાર થયા. બડાબજારની એ ધર્મશાળામાં સામાન રાખીને એ ધર્મશાળામાં જ ઉતરેલા એક ગુજરાતી ગૃહસ્થને માધવજી મળ્યા અને ખાસ જરૂરિયાત હતી એટલે માધવજીએ પોતાની કાંડા ઘડિયાળ – રીસ્ટવૉચ અડધી કરતા પણ ઓછી કિંમતે વેચી દીધી. આ ગુજરાતી ગૃહસ્થ તેજ દિવસે કલકત્તા છોડીને જવાના હોવાથી એમને સ્ટેશન ઉપર વિદાય આપવા એમના એક મિત્ર રતલી સ્ટેશન સુધી મુકવા આવ્યા હતા. પેલા ગુજરાતી ગૃહસ્થે પોતાના એ સ્નેહીને પોતદાર સાહેબની પરિસ્થિતિની હકીકત કહી. એટલે એ સ્નેહીમિત્ર ધર્મશાળામાં પોતદાર સાહેબને મળવા આવ્યા અને ખૂબ ભાવપૂર્વક એમણે પોતદાર પાસેથી તમામ હકીકત સાંભળી લીધી. પોતદાર સાહેબે પોતાનો અહીં જ કલકત્તામાં જ રહેવાનો વિચાર છે – નોકરી પણ કરવી છે અને લગ્ન પણ કલકત્તામાં જ કરવા છે એ વાત પણ એમને સંભળાવી. પોતદારજીની હકીકત સાંભળીને પેલા ગુજરાતી ગૃહસ્થ

નવી જ શરૂ થએલી ધી ઇન્ડીઅન શુગર સીન્ડીકેટ લિમિટેડમાં નોકરી અપાવી. આમ ૧૯૩૭ના જુલાઈ માસમાં પોતદારજીને ધી ઈન્ડીઅન શુગર સીન્ડીકેટ લિમિટેડમાં માસિક રૂ. ૬૦) ના પગારે રેકર્ડ્ઝ અને જનરલ કલાર્ક તરીકે નોકરી મળી ગઈ.

તે વખતે આ કંપનીના સેક્રેટરી તરીકે એક વૃદ્ધ સ્કોટીશ શ્રી વી. પી. ફીટઝપેટ્રીક કામ કરતા હતા. એઓ આ પહેલા જાવા સુમાત્રામાં ખાંડના કારખાનાના મેનેજર તરીકે કામ કરતા હતા અને એમને રૂ. ૧૮૦૦) માસિક પગાર મળતો હતો. એ હંમેશાં પોતાના હાથ નીચેના માણસો આગળ બડબડયાં કરતો હતો અને કહેતો હતો કે માત્ર ખાંડનું આ કારખાનુ હોવાથી આટલા ટુંકા પગારમાં હું નોકરી કરું છું. આ વૃદ્ધ ગૃહસ્થ ખૂબ મહેનતુ અને કામમાં રત રહેતા હતા.

પહેલે દિવસે જ સેક્રેટરીએ છુટા કાગળોની ફાઈલો કેવી રીતે ગોઠવીને તૈયાર કરવી એ પોતદારજીને જાતે જ બતાવ્યું. અને પછી છુટા કાગળોનો ઢગલો તથા ફાઈલો પોતદારજીના ટેબલ પર મોકલી આપ્યા. પોતદારજીએ પણ ખૂબ કાળજી રાખીને પોતાની શક્તિનો પરચો આપ્યો અને ફાઈલો બરાબર ગોઠવી આપી. પરિણામ એ આવ્યુ કે ફક્ત તેર દિવસમાં જ પોતદાર સાહેબે માસિક રૂ. ૨૦) નો પગાર વધારો મેળવ્યો અને એમને મિ. ફીટઝપેટ્રીકના અંગત મદદનીશ તરીકે નીમ્યા. શ્રી પેટ્રીક અને પોતદારજી વચ્ચે ઉમ્મરનો ઘણો ફેર હોવા છતા એ બે વચ્ચે ખૂબ સ્નેહસંબંધ વધ્યો અને તે છેવટ સુધી કાયમ રહ્યો. અહીંની નોકરીમા પોતદારજીને વધારે ને વધારે પ્રગતિ થવાનો સંભવ હતો પરંતુ પોતદાર સાહેબને એ મંજુર ન હતું. એવામાં એક દિવસ સેક્રેટરી શ્રી પેટ્રીક પોતાની મોટરમાં જતા હતા. ત્યારે એમની મોટર એક ટ્રક સાથે અથડાવાથી અકસ્માત સેક્રેટરી સાહેબને સખ્ત વાગ્યું. એમને હોસ્પીટલમાં લઈ ગયા. ત્યા એમનુ અવસાન થયું.

શ્રી પેટ્રીકના અવસાન પછી જે ગૃહસ્થ એમની જગ્યાએ સેક્રેટરી તરીકે આવ્યા એ ખુશામતપ્રિય હતા. એમને ખુશામત ગમતી હતી. એમની સાથે પોતદારજીને ફાવ્યું નહીં એટલે એમણે ૧૯૪૮ના માર્ચમા નોકરી છોડી દીધી.

ધી ઈન્ડીઅન શુગર સીંડીકેટ લિ.ની નોકરી મળી એટલે પોતદાર

કંપનીમાં નોકરી મળી ગઈ. આ નોકરીને માટે પોતદાર સાહેબને કલકત્તાથી ગ્વાલીઅર આવવાનું હતું. કારણ કે ગ્વાલીઅરથી નજીક ડબરા નામની જગ્યાએ બેદી સાહેબ એક ખાંડનું કારખાનું ખોલવા માગતા હતા. આમ ૧૯૩૮ના માર્ચમાં પોતદાર સાહેબ ગ્વાલીઅર આવ્યા અને ત્યાં લશ્કરમાં આવેલી એક હોટલમા ( લશ્કર હોટલમાં ) એક ઓરડી રાખી રહેવાનું શરૂ કર્યું. આમ પોતદારજી પોતે જાતિ યા ધર્મભેદમાં માનતા ન હોવાથી આ લશ્કર હોટલ-એક મુસ્લીમ હોટલમાં તેમણે રહેવાનું રાખ્યું હતું. બે મહિના આ હોટલમાં રહ્યા હતા અને ત્યાંથી પાટનકર બજારમાં આવેલી સિંધિયા સુગર મિલ્સ લિમિટેડની ઓફીસમાં બપોરે જતા. ઓફીસમાં શ્રી બીગસીંગ પસરિચા મેનેજર હતા. ઓફીસમાં બે જ માણસો–અધિકારીઓ હતા. શ્રી પસરિચા અને પોતદાર. પોતદાર સાહેબને માથે સુગર મીલ્સના શેરો વેચવાની ફરજ સોંપવામાં આવી હતી. આ અજાણ્યા શહેરમાં જ્યાં કોઈ ઓળખાણવાળું કે સગાસંબંધી નહી ત્યા શેર વેચવાનું કામ મુશ્કેલ હોવાથી પોતદાર સાહેબ આખો વખત ઓફીસમા બેસી રહેતા અને સાંજે હોટલમાં જઈ આરામ કરતા. બે મહિના આમ ને આમ નીકળી ગયા પછી તો ગ્વાલીઅરની ઓફીસ બંધ કરવામાં આવી ને ડબરામા જ્યાં ફેક્ટરીના મકાન બંધાતા હતા ત્યાં પોતદાર સાહેબને એસીસ્ટન્ટ મેનેજરના હોદ્દા પર નીમવામાં આવ્યા અને ત્યાં કંપનીના જ ક્વાર્ટર–મકાનમાં રહેવાનું શરૂ કર્યું. પસરિચાજી ગ્વાલીઅર રહેતા અને હવે પોતદારજીના ડબરા ગયા પછી તો ઓફીસના કુલમુખત્યાર બની ગયા. પસરિચા ૧૫–૨૦ દિવસોમાં એક બે કલાક ડબરા આવી જતા અને પગાર તથા બીજા કામકાજ બાબતની સૂચનાઓ આપી જતા. મીલ માટે ડબરા સ્ટેશન ની પાસે જ જમીન વેચાતી લેવામાં આવી હતી. અને ઇમારતી કામ માટે ઇંટની ભઠ્ઠીઓ પણ ચાલુ કરવામાં આવી હતી. ડબરામાં કેટલાક દુકાનદારો પણ રહેતા હતા અને ઓફીસના સ્ટાફ પણ ત્યાં જ રહેતો. પોતદાર સાહેબ શિવાય કારખાનાના તમામ કર્મચારીઓ શીખ હતા. પરંતુ અહીં કામ તો બહુ ઓછુ હતું કારણ કે શેરો વેચાયા નહી એટલે કંપની આર્થિક સંકડામણમાં હતી. પોતદારજીને રૂ. ૧૨૦/- પગાર મળતો અને મકાન, નોકર વગેરેનો ખર્ચ કંપની તરફથી કરવામા આવતો હતો. આમ પગાર સાથે પરંતુ કાંઈ કામ કર્યા વગર દોઢ વર્ષ પસાર થઈ ગયું. કંપનીની આર્થિક ભીડ એટલી ને એટલી જ રહી. પરંતુ પોતદારજીને કયાંકથી ખબર પડી ગઈ હતી કે કંપનીનું કામકાજ શરૂ થતા પહેલાં જ બંધ પડી જશે. રામપુરના ગોવાન બ્રધર્સ સાથે કંપનીને વેચવાની વાતચીત ચાલુ થઈ ગઈ હતી.

આજ દિવસોમાં રેલવેમાં ગાર્ડની જગ્યા ભરવાની છે એવી જાહેરાત વાંચવામાં આવી એટલે પોતદારજીએ એને માટે અરજી કરી. એક ગ્રેજ્યુએટને સીધા જ નોકરી પર લેવાનો આ પહેલો જ પ્રસંગ હતો. પોતદારજીને મુલાકાત માટે બોલાવ્યા અને પસંદ પણ થયા. પરંતુ જવાબ તો એ જ મળ્યો કે નોકરી ખાલી પડશે ત્યારે તમને જરૂર બોલાવી લઈશું. આ જ વખતે ગોવાન બ્રધર્સ વાળા પણ ડબરા આવી ગયા હતા. ગોવાન બ્રધર્સના માલિકો તો ઇચ્છા રાખતા હતા કે જો પોતદાર સાહેબ એમને ત્યાં આવી જાય તો સારું પરંતુ પોતદાર સાહેબની ઈચ્છા એવી હતી કે જો રેલ્વેમાં નોકરી મળી જાય તો પિતાજી કરતાં પણ સારી જગ્યાએ એ પહોંચી શકે અને આગળ વધી શકે.

૧૯૪૦ના જાનેવારી મહિનામાં પોતદાર સાહેબે ડબરાની પોતાની એસીસ્ટન્ટ મેનેજરની જગ્યાનું રાજીનામું આપી દીધું અને ઝાંસીમાં જી. આઇ. પી. રેલ્વેની ગાર્ડની ફરજોનું શિક્ષણ આપતી શાળામાં શિક્ષણ શરૂ કર્યું. આ અભ્યાસ દરમ્યાન સીપરી બજારમાં એક મકાન પણ એમને મળી ગયું જ્યાં નાની બહેન મિનાક્ષીનો જન્મ થયો. ત્રણ માસના અભ્યાસ પછી મહોબામાં ગાર્ડ તરીકે એમની નિમણુંક થઇ. એમને વિશાળ કંપાઉન્ડ સાથેનો એક મોટો બંગલો મળ્યો. અને અહીં તેઓ ત્રણ વર્ષ સુધી રહ્યા હતા. બંગલાના વિશાળ કંપાઉન્ડમાં સારા પ્રમાણમાં ઘાસ ઉગતું જોઇને એમણે મોટા પ્રમાણમાં ઘાસ ઉગાડવાનું શરૂ કર્યું અને ઘરના બાળકોને ગાયનું દૂધ પાવાનો નિર્ણય કરી ગાયનો ખર્ચ આ ઘાસમાંથી નીકળશે એવો વિચાર કરી એક સારી ગાય પણ ખરીદી લીધી. બંગલાની સાથે આવેલી નોકરો માટેની ઓરડીમાં એક મુસલમાન મજૂર રહેતો. એની બીબી ગાયનું તમામ કામ કરતી. બચ્ચાંઓને દૂધ આપતી અને મજૂરના વિશ્વાસે પોતદાર સાહેબ એને ઘરની દેખભાળ સોંપી મુસાફરી પણ કરી શકતા હતા.

આ વખતે વિશ્વયુદ્ધ ચાલતું હોવાથી માલના ડબ્બાઓની વેપારીઓમાં માંગ સારા પ્રમાણમાં રહેતી અને કેટલાક ગાર્ડ આ પરિસ્થિતિનો લાભ ઉઠાવી સારી એવી કમાણી પણ કરી લેતા હતા. મહોબાની રેલ્વે કોલોની હતી તો નાની પરંતુ એક મહત્વપૂર્ણ કોલોની હતી. મહોબાના પાટાઓ એક ઝાંસી તરફ અને બીજી તરફ માનિકપુર જવાનું થતું હતું. પોતદાર સાહેબે ઝાંસી માનિકપુર લાઈન પર બહુ થોડા સમયમાં સારી એવી નામના મેળવી હતી. ઝાંસીથી માનિકપુર સુધી લાઇન પર આવતા તમામ લોકોને ચોક્કસ ખાત્રી

થઈ ગઈ હતી કે પોતદાર સાહેબ કોઈપણ પ્રકારની ગેરકાયદા આવક લેતા ન હતા. એટલે આ સ્ટેશનોના લોકોમાં એમને માટે સારું માન હતું. એટલું જ નહિ પરંતુ પોતદારજી પોતાની સાથેના ઓછા પગારવાળા રેલવેના નોકરો માટે પણ પગાર વધારા માટે દેવળ સેવા ભાવે અને વગર પૈસે લખાપટ્ટી કરતા હતા.

આ રેલવેની નોકરીમાં એમના બંગલાની સામે જ રહેતા એક રેસીડન્ટ એન્જીનીઅર શ્રી ડબલ્યુ. આર. હીચલીને પોતદાર સાહેબ સાથે ઘણો ગાઢ સ્નેહ હતો. બે બંગલા વચ્ચે ફક્ત એક તારની વાડ માત્ર હતી. આ એન્જીનીઅર સાહેબ જ્યારે જ્યારે કોઈ અગત્યની અગર બાલાસ્ટ ગાડીની માગણીનો સંદેશો આવતો ત્યારે પોતદાર સાહેબને જ ગાર્ડ તરીકે લાવવા માંગણી કરતા. અને જ્યાં સુધી એ ગાડીનું કામ રહેતું ત્યાં સુધી એ ગાડીના ગાર્ડ તરીકે પોતદાર સાહેબ જ ફરજ પર રહેતા. જેટલા માઇલની મુસાફરી કરે તેટલા માઇલના પ્રમાણમાં ગાર્ડને ભથ્થુ આપવાનો નિયમ હતો પરંતુ એન્જીનીઅરીંગ ખાતામાં સફર થાય કે ન થાય તો પણ રોજનું બસો માઈલની સફરના હિસાબે ભથ્થુ મળતું. આથી રેસીડન્ટ એન્જીનીઅરનો પોતદાર સાહેબ તરફનો સ્નેહ જોઇને અને એમને જ બોલાવવામાં આવતા હોવાથી બીજા ગાર્ડો ઇર્ષા અને અદેખાઇથી બળી જતા. પરંતુ એમનું કાંઇ વળતું નહીં.

પોતદાર આ નોકરીમાં પણ રમતગમત તરફ ઉદાસીન રહેતા નહીં. અહીં પણ એમણે સેક્રેટરી પદ માટે ઉભા રહેવાનુ નક્કી કર્યું અને રેલવેના એક સબોર્ડીનેટ (નાના) અધિકારીને હરાવીને એ પદ પર ચૂંટાઇ પણ આવ્યા. એમણે પોતાની ક્લબના લોકો, વોલીબોલ અને ફુટબોલના ખેલાડીઓને લઇને માનિકપુરમાં મેચ પણ રમાડી. ટાઢના દિવસોમાં એ ટેનિસ રમતા હતા અને વરસાદની મોસમમા વોલીબોલમાં ભાગ લેતા. બિલિયર્ડસ અને ટેબલ ટેનિસમાં પણ એમણે ખ્યાતિ મેળવી. પોતાના બંગલામા એક બેડમીન્ટન કોર્ટ પણ તૈયાર કરાવ્યો.

ત્રણ વર્ષ સુધી આ નોકરી કર્યા પછી એ આ નોકરીથી પણ કંટાળી ગયા, જો કે વચ્ચે વચ્ચે પિતા ગોવિંદરાવ મહોબા આવી જતા ... બે ત્રણ માહના રહી જતા. ગોવિંદરાવજીએ શરૂઆતની એક મુ... પોતે જાતે ખર્ચ કરીને પોતદારજીના બંગલા માટે એક મીર્ઝા

આ પછી ઇંદોરમાં એમને ઇંદોરની પ્રિમિયર કો-ઓપરેટીવ બેન્કમાં એકાઉન્ટન્ટની નોકરી મળી ગઈ. પરંતુ ૭ મહિના પછી સેક્રેટરી સાથે અણબનાવ થવાથી એ નોકરી પણ એમણે છોડી દીધી. આ પછી પ્રયાસ કરવા છતાં જ્યારે નોકરી ન જ મળી ત્યારે ઓછામાં ઓછા સીગારેટની તથા હાથ ખર્ચની રકમ તો મળે એ વિચારથી એમણે એક ખાનગી શાળામાં એમણે શીખવાડવાનું કામ લીધું જેમાં એમને માસિક પંદર રૂપિયા જ મળતા. આશરે બે ત્રણ મહિના કામ કર્યા પછી ઇંદોર બહાર જવાની ઇચ્છા થઈ. કારણ કે ઇંદોરમાં પણ એમનું મન ચોંટતું ન હતું. ત્યાંથી પણ એ કંટાળી ગયા હતા. પિતાને તમામ હકીકત કહી. ઇંદોરમાં ફાવતું નથી એમ જણાવી ફરી ઇંદોર છોડીને બીજે જવાની આજ્ઞા પરવાનગી માગી. છૂટા પડતી વખતે ગોવિંદરાવજી ખૂબ રડયા. પોતદારજીએ તો પિતાને આવી રીતે રડતા પહેલી જ વાર અને છેલ્લી વાર જ જોયા કારણ આ તો એમની છેલ્લી વાતચીત પૂરવાર થઈ.

પિતાની સંમતિ લઇને તથા ખર્ચ માટે થોડા રૂપિયા લઇને પોતદાર સાહેબ મુંબઇ આવ્યા અને પોતાના કાકાના દીકરા ગજાનનરાવ પોતદારને ત્યાં દોઢ બે મહિના સુધી રહ્યા. એટલામાં તો કેટલીય નોકરી કરી નાખી. કેટલીકમાં ફાવટ આવી, 'કેટલીકમાં ફાવ્યું નહીં'. દરમ્યાન એમના મોટાભાઈ આસનસોલમાં (બંગાળમાં) એમને નોકરી અપાવી શકે એમ છે એવા સમાચાર મળવાથી પોતદારજી ટટની થઇને આસનસોલ પહોંચી ગયા. આસનસોલ જઇને એમણે એલ્યુમીનીયમ કોર્પોરેશન ઑફ ઇન્ડીઆ લિમિટેડ, જે. કે. નગરના સેક્રેટરી શ્રી પ્રતાપસિંહ નવલખાની મુલાકાત લેતા એ જ વખતે એમની સ્ટોર્સ સુપરવાઇઝરના પદ પર માસિક બસો રૂપિયાના પગારે ૬-૮-૧૯૪૪ના રોજ નિમણુંક કરવામાં આવી.

આ જે નવો ફેરફાર થયો તે એમની મરજી અને ઇચ્છાનુસાર જ એમને ગમે એવો હતો. જેમા સખત મહેનત કરી બુદ્ધિનો ઉપયોગ કરી કંપનીના અધિકારીઓ આગળ પોતાની લાયકાત પુરવાર કરવાની તક મળતી હતી. આથી એમને આનંદ થયો, કામમા પણ આનંદ પડ્યો અને મિત્રો બહુ થોડા હતા પણ ઉચ્ચ અધિકારીઓ જ હતા. કામનો તેમજ આરામનો ફાજલ સમય પણ ખૂબ આનંદમા જતો. આ નોકરી પરથી એઓ શક્ય એટલા રૂપિયા દર મહિને પિતાને મોકલી આપતા. આઠ મહિના પછી ૧૯૪૫ના એપ્રિલની ૧૬મી તારીખે પિતા ગોવિંદરાવજી પોતાની ૬૩ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા.

પિતા ગોવિંદરાવજીની બિમારી ચિંતાજનક થઈ હોવા બાબતનો માતા રાધાબાઈનો પત્ર માધવજીને તા. ૩ એપ્રીલે મળ્યો કે તરત જ રજા લઈને પોતદારજી ઇન્દોર રવાના થયા. પોતદાર સાહેબ પાંચમી એપ્રીલે ઇંદોર રાત્રે દશ વાગે પહોંચ્યા. ત્યાર પહેલાં આઠ દિવસથી ગોવિંદરાવજીને ડબલ ન્યુમોનિયા થયો હતો અને એમના ઇંદોર પહોંચતા પહેલાં તો ગોવિંદરાવજીની વાચા પણ જતી રહી હતી. પિતાજીએ આખી રાત પોતદારજીને પોતાની સામે સ્ટુલ ઉપર બેસાડી રાખ્યા, અને આખી રાત બન્ને મૌન જ રહ્યા. પરંતુ એ મૌનમાં પણ ગોવિંદરાવે જે કહ્યું હશે તે પોતદારજી જ સમજ્યા હશે. સવારે ૬ વાગે તો પ્રાણ ઉડી ગયો. પિતાના મૃત દેહ આગળ બેસીને પોતદારજી શું વિચારતા હતા એ તો તેઓ જ જાણે !

પોતદારજીએ છેલ્લી વખત જ્યારે ઇંદોર છોડયું ત્યારે હવે પિતાપુત્રની વાતચીત થશે જ નહિ એ વિચાર આવતાં તો ગોવિંદરાવજી ખૂબ રડયા નહીં હોય ? કારણ કે પાંચમી એપ્રીલે પોતાની ઇચ્છા છતાં પણ ગોવિંદરાવ પુત્રની સાથે કશી વાતચીત ન કરી શકયા અને માધવજી તો પિતાની આ અચાનક આવી પડેલી બિમારીથી અવાચક જ થઈ ગયા અને કાંઈપણ વાતચીત ન કરી શકયા – જાણે એમની જીભ જ બંધ થઈ ગઈ.

પોતાના શિરછત્ર, શ્રદ્ધાસ્થાન જેવા પિતાના અવસાનથી માધવજીની મનની સ્થિતિ કેવી થઈ હશે ? એ તો કોને ખબર ? પરંતુ આ અચાનક ઘાને લઈને પોતાનાં સાંસારીક અને વ્યવહારિક જીવનમાં જરૂર આઘાત પહોંચ્યો હતો. માતા તથા બીજા સ્નેહીજનોની આગ્રહભરી સમજાવટને લઈને એમણે પોતાની આસનસોલની નોકરીમાંથી રાજીનામું આપતો પત્ર ઇંદોરમાંથી લખી નાખ્યો. વડીલોની સલાહ હતી કે માતા, અવિવાહીત નાની બહેન, ભાઈઓ વગેરેની દેખરેખ તથા અભ્યાસને કારણે એમણે ઇંદોરમાં રહેવું જોઈએ. પોતદારજીને પણ ઇંદોર રહેવાની પોતાની ફરજ સમજાઈ અને એમણે રાજીનામુ આપી દીધું.

આસનસોલમાં રૂા. ૨૫૦/– મળવાની શકયતા હતી. જ્યારે ઇંદોરમાં ફરી નોકરીની શોધ અને પગાર પણ રૂા. ૬૦/– ની આજુબાજુ જ મળે એમ હતો. આથી પોતદારજીએ આ પરિસ્થિતનો સાચો ખ્યાલ આપ્યો કે જો મને રૂા. ૬૦/– મળશે તો હું ખાઈશ કેવી રીતે અને તમારો ખર્ચ પણ નહીં નીકળે

એટલે જો ઈંદોરથી બહાર જાઉં તો રૂ. ૫૦/– તો શું પણ કદાચ રૂ. ૧૦૦/–૧૫૦/– તમને દર મહિને મોકલાવી શકીશ. માતાજીએ પોતદાર સાહેબની દલીલમાં રહેલું તથ્ય સમજીને એમને બહારગામ જવાની રજા આપી. એટલે ફરી આસનસોલની નોકરી માટે પોતદારજીએ કાગળ લખ્યો અને તરત જ એમને બોલાવી લેવામાં આવ્યા.

જતા વારને જ એમને માસિક રૂ. ૨૫૦/– પર ઓફીસ સુપરવાઈઝરની નિમણુક મળી ગઈ અને તેઓ કામ પર ચઢી ગયા. ફરી પાછા આનંદથી દિવસો ગુજરવા લાગ્યા. પરંતુ ૭ જ માસમાં એમના મિત્ર અને ઓફીસર શ્રી પ્રતાપસિંહ નવલખાની બદલી કલકત્તા થઈ. બીજા બે ત્રણ મિત્રો પણ બદલી થવાથી જતા રહ્યા. એટલે ફરી પાછા એકલા પડેલા પોતદારજી કંટાળી ગયા. એટલામાં કોઈ મિત્રને સુઝી આવ્યું કે અહીં હિંદી ભાષા જાણનાર સારા પ્રમાણમાં હોવાથી એકાદ હિંદી નાટક ભજવીએ તો મજા આવશે. તરત જ ઓફીસરો અને બીજા મિત્રો–કર્મચારીઓની એક સભા મેળવી અને નાટક અંગેનું તમામ કામકાજ શરૂ કરવાની જવાબદારી પોતદારજીને સોંપવામાં આવી. બંગાળના સુપ્રસિદ્ધ નાટક લખનાર શ્રી દ્વિજેન્દ્રલાલ રોયના 'મેવાડ પતન' નાટકનું હિંદી રૂપાંતર પસંદ કરવામાં આવ્યું. રોજ સાંજે કલાક બે કલાક પોતદારજી બીજા ઓફીસરોને નાટકની પ્રેકટીસ કરાવવા લાગ્યા. ભાગ લેનારા પાત્રો તો એમના સાથી જ હતા. સારો એવો ખર્ચ કરીને કલકત્તાથી મંચ વગેરે મંગાવી લીધાં. પંડાલ તૈયાર કરાવ્યો અને ટીકીટ વગેરે નક્કી કરી એક રાતે નાટક ભજવ્યું પણ ખરું. નાટક સફળ થયું. આ નાટકમાં પવાર-બડાના શાળાના દિવસોનો અનુભવ કામ લાગ્યો. ૧૯૨૫માં નાટક ભજવાયું જેમાં પોતદારજીએ વ્યવસ્થાપક, ડાયરેક્ટર અને એક્ટર તરીકે પણ ભાગ ભજવ્યો.

આ પછી પોતદાર સાહેબે ગમે તે કારણે રાજીનામું આપી દીધું અને મંજુર પણ કરાવ્યું. આ પછી ૧૯૨૬ના જાનેવારીમાં કલકત્તા પહોંચ્યા અને ત્યાં ઈંડીયા ઈન્ડસ્ટ્રીઅલ વર્ક્સ–મલકીસ હાવરામાં કારખાનાના મેનેજર બન્યા. આસનસોલમાં થોડા વખત માટે જે નોકરી કરી તેમાં મેનેજરની જવાબદારી વાળું કામકાજ શીખી લીધું હતું.

આ કારખાનામાં લગભગ ૭૦૦ ઉપરાંત મજૂરો હતા. એમના કામની

ચીવટ અને ઉત્સાહ જોઈ કારખાનાના માલિક ખુશ થયા. જ્યાં ફક્ત ફાનસ બનાવવાની યોજના કાગળ ઉપર જ હતી ત્યાં પોતદાર સાહેબે અનેક મુશ્કેલીઓ અને હાડમારીઓ હોવા છતાં દર મહિને વીસ હજાર ફાનસોનું ઉત્પાદન કરી બતાવ્યું. પછી માલિક ખુશ જ થાય ને ?

અહીંઆ પોતદારજીને માસિક રૂ. ૫૦૦/– નો પગાર મળતો હતો. અને તે ઉપરાંત બોનસ, વેચાણ પર કમીશન, મોંઘવારી ભથ્થુ પણ મળતું એટલે સારી આવક થતી. અને સાથે સાથે મેનેજર પદ માટેની લાયકાત અને આવડત દેખાડવાની તક પણ મળી હતી. આ નોકરીની શરૂઆત વખતે પોતદારજી જગન્નાથ ઘાટ ઉપર પોતાના એક ભાર્ગવ મિત્રને ઘેર રહેતા પરંતુ ઘર એટલું દૂર હતું કે એમને તકલીફ પડતી. એટલે થોડા વખત પછી ડૉબસન રોડ પર હાવડામાં જ, એક એંગ્લો ઈન્ડીઅન બાઇના મકાનમાં 'પેઇંગ ગેસ્ટ' તરીકે એક ઓરડો રાખીને રહેવા ગયા. આ મકાન કારખાનાથી બહુ નજીક પણ નહી તેમ બહુ દૂર પણ ન હતું. આ બાઇને સવારનો નાસ્તો–રાતનું ભોજન તથા સુવાની સગવડ માટે માસિક રૂ. ૧૨૦ આપતા હતા.

આજ અરસામાં ૧૩ ઑગષ્ટ ૧૯૪૬માં હિંદુ–મુસલમાન હુલ્લડ થયાં. આ ભયંકર તોફાનોને લઇને કલકત્તા અને હાવડામાં ૧૫–૨૦ દિવસ સુધી સંપૂર્ણ હડતાળને લઇને બધા બજારો–ધંધા બંધ હતા. ભયંકર ખુનામરકી રોજ જોવામા આવતાં. પોતદારજી તો નિડરતાથી મીસીસ ટેલરને ત્યાં પેઇંગ ગેસ્ટ તરીકે રહેતા હતા અને એંગ્લો ઇન્ડીઅન બાઇને ત્યા રહેતા હતા એટલે એમને બધા ક્રીશ્ચિયન જ ધારી લેતા.

૧૫–૨૦ દિવસ પછી જ્યારે તોફાનનું જોર નરમ પડ્યું ત્યારે પોતદારજી સાઇકલ પર બેસીને કારખાને જતા. આ પછી છુટા છવાયા હુમલાના બનાવો લગભગ એક વર્ષ સુધી ચાલુ જ રહ્યા. પુરા એક વર્ષ સુધી પોતદારજીએ આ તોફાનોના બનાવો જોયા હતા. આજે પણ એના સ્મરણો એમને યાદ છે. રોજ સાઇકલ પર કારખાને જતાં ડાબી જમણી–બન્ને બાજુ લોહી લુહાણ હાલતમાં પડેલા માનવીઓને એમણે જોયા હતા.

આજ વખતે ૧૯૪૭ની શરૂઆતમાં એમને વિચાર આવ્યો કે લગ્ન કરીને જો ઘર વસાવવાનું છે તો આજ સમયે એ કરવુ જોઇએ પછી તો ઘર

વસાવવાનું મુશ્કેલ બનશે. એટલે એમણે પોતાનો આ વિચાર પોતાના માતાજીને ઈંદોર લખી મોકલ્યો. જેમાં એમણે માતાજીને પસંદગીની કોઈ સારી કન્યા નક્કી કરી લેવાનું સૂચવ્યું હતું. જો તેઓ કોઈ પસંદગી નહી કરે તો પછી પોતે જ પોતાની પસંદગી કરી વિવાહ કરી લેશે એમ પણ સ્પષ્ટ લખી દીધું. પહેલાં જ્યારે એ ઈંદોર આવતા ત્યારે માતાજી એમને લગ્ન માટે કહેતા. એટલું જ નહીં પણ કાગળમાં પણ લગ્ન કરી ઘર વસાવવાની વાત સૂચવતા હતા. પરંતુ ૧૯૪૩માં જે આઘાત એમને લાગ્યો હતો તેમાંથી એક સાલ સુધી તો એ બહાર ન નીકળી શક્યા. એટલે લગ્નની વાત તો થઈ શકી જ નહીં. લગ્નની વાત જ થતી નહતી પરંતુ પરિસ્થિતિએ એવો અજબ પલટો ખાધો કે એમને માતાજીની સૂચનાનો સ્વીકાર કરવો પડ્યો.

જ્યારે તોફાન પુરેપુરું શમી ગયું ત્યારે પોતે ઇંદોર જઈને પત્ની—સુમતિબાઈને કલકત્તા લઈ આવ્યા.

ચાર પાંચ મહિના પછી કારખાનાના માલિકો અને મજૂરો વચ્ચેના ઝગડા એ ઉગ્ર સ્વરૂપ લીધું એટલે માલિકોએ 'લોકઆઉટ' કારખાનું તત્કાળ પુરેતું બંધ કર્યું. તેજ દિવસે સવારે ૭ વાગ્યાના અરસામાં માલિકોએ પોતદાર સાહેબ તથા તેમના પત્નીને મોટર મોકલીને સામાન સાથે કલકત્તા બોલાવી લીધા અને ચિત્તરંજન એવન્યુમા આવેલા પોતાની માલિકીના મોટા ભવનમાં એક ઓરડામા ઉતારો આપ્યો. અહીં રહીને પોતદાર સાહેબ કંપની અને મજૂરો વચ્ચેના પ્રશ્નોનો નિકાલ મજૂર કોર્ટમાં લઈને કરતા હતા. પરંતુ આ કામમાં એમને એટલો બધો કંટાળો આવ્યો કે કોઈ પણ જાતનો વિચાર વિનિમય કર્યા શિવાય એમણે નોકરીમાંથી રાજીનામુ આપી દીધુ. પોતાનો તમામ સામાન એક મિત્રને ત્યા મુકીને ફરી ઈંદોર આવી ગયા. નોકરી છોડ્યાની હકીકત માતાજી કે કોઈને પણ કહી નહી. ૧૯૪૮ના માર્ચમાં આ મેનેજર પદ છોડી દીધું.

ઇંદોર પહોંચ્યા કે તરત જ કલકત્તાથી એક તારમાં નિવેટિયાજીના ભાઈને ભોપાળમાં મળવાની સૂચના મળી. એટલે ૪ થી એપ્રીલ ૧૯૪૮માં પોતદારજી નિવેટીયાજીને ભોપાળ જઈને મળ્યા. મુલાકાતનુ પરિણામ એ આવ્યું કે સ્ટ્રો પ્રોડક્સ લિમિટેડ ભોપાલમાં એમને મેનેજર તરીકે નીમવામાં આવ્યા. અને તેજ વખતે એમણે કામ સંભાળી લીધું. આમ અચાનક રીતે નોકરી મળી ગઈ.

શ્રી નિવેટીયાના જે ભાઈની સાથે પોતદાર સાહેબ કલકત્તામાં કામ કરતા હતા તે જ ભાઈની સાથે અહીં ભોપાલમાં કામ કરવાનું આવ્યું અને શ્રી નિવેટીઆ તો પોતદારજીની શક્તિ અને કાર્યક્ષમતા જાણતા જ હતા. એટલે એમની શક્તિ વિશે એમના મનમાં તો કોઈ શંકા જ નહતી. અહીં એમને કલકત્તા કરતા વધારે મજૂરો સાથે કામ લેવાનું હતું અને કાર્યક્ષેત્ર પણ મોટું હતું. એટલે એ પ્રસન્ન પ્રસન્ન રહેતા. રહેવાને માટે મોટા બંગલો તથા બે ત્રણ મોટરો અને બે ત્રણ નોકરો પણ મળ્યા. ભોપાળ તે સમયમાં એક નાનુ શહેર હોવાથી ત્યાં જીવનમા પહેલી જ વખત અને કદાચ છેલ્લી જ વખત એમને માન અકરામ—મોભો પણ મળવા માંડયો. કલકત્તા જેવા મોટા શહેરોમાં માણસમાં બે ઘણી, ચાર ઘણી કે દશ ઘણી યોગ્યતા અને

કાર્યક્ષમતા હોય તો પણ ત્યાં એની કદર થતી નથી અને એ ફક્ત મશીનની માફક જ કામ કરતો રહે છે. એની ગણના પણ એક મશીન જેટલી જ હોય છે. એ મશીનની માફક જ જીવન ગુજારે છે. પરિસ્થિતિનો એ દાસ બની જાય છે. પૈસા કમાવાને માટે જ જાણે જીવે છે, જાણે કે એ ફક્ત પૈસા પેદા કરવાનું મશીન જ હોય એમ એને લાગે છે. તે વખતે ભોપાલમાં એવી સ્થિતિ ન હતી. એટલે જ્યારે એમને કલકત્તામાં મળતો હતો એટલો જ પગાર ભોપાલમાં પણ મળ્યો એથી વ્યવહારીક રીતે એમને સંતોષ થયો. વચ્ચે ક્યારેક ક્યારેક એમને થતું કે પુત્રની આ સ્થિતિ પરની પ્રગતિ જોવાને શ્રી ગોવિંદરાવજી જીવતા હોત તો એમનું દશ-બાર વર્ષનું આયુષ્ય વધી જાત પરંતુ એવું બન્યું નહિં એટલે કલકત્તામાં નોકરી પર હતા ત્યારે પિતાજીની યાદમાં દર મહિને બસો રૂપિયા મા તથા ભાઈ બહેનોને માટે એ મોકલી આપતા. આ નિયમ એમણે પુરા દશ વર્ષ સુધી પાળ્યો હતો જેથી ઈંદોરમા રહેતા કુટુંબીઓની જરૂરીઆતો પુરી પડી રહેતી.

ભોપાલ આવ્યા ત્યારે શરૂઆતમાં એક વર્ષ સુધી મજૂરોનો ઝઘડો ચાલુ રહ્યો પરંતુ આસનસોલ અને કલકત્તામા મળેલા અનુભવને લઈને પોતદાર સાહેબે આ ઝઘડાનો સફળતાપૂર્વક અને સારો ઉકેલ આણ્યો આપ્યો. અને કારખાનાની કાર્યવાહી એવી સુવ્યવસ્થીત કરી આપી કે તેઓ જ્યાં સુધી નોકરીમાં રહ્યા ત્યાં સુધી કોઈ ઝઘડો થયો નહી. આ નોકરીમા જ તેમને વેપારની બાબતમાં પણ નવો અનુભવ મળ્યો અને જાણવાનું મળ્યું.

પરંતુ અહીં પણ એવુ જ કાંઈ બન્યુ. એ નોકરીમાં દાખલ થયા તેને એકાદ વર્ષ વીત્યું હશે એવામાં શ્રી નેવટિયાજી હૃદયરોગના હુમલાથી અવસાન પામ્યા અને કંપનીની તમામ વ્યવસ્થા જે. કે. ગ્રુપની કલકત્તા શાખાને સોંપાઈ ગઈ. એટલે લગભગ દરેક મહિને પોતદાર સાહેબને કલકત્તા જવું પડતું અને નોકરીમાં રહ્યા ત્યાં સુધી આ ક્રમ ચાલુ જ રહ્યો.

આ નોકરીના કામકાજને લીધે પોતદાર સાહેબને મોટા સરકારી ઓફીસરો સાથે સારા સંબંધો બંધાયા, મોટા મિલમાલિકો તથા શ્રીમંતો સાથે ઓળખાણો થઈ અને અરસપરસના સારા સંબંધો બંધાયા. આ નોકરીમા હતા ત્યારે ઈન્ડીઅન પેપર મીલ્સ એસોસીએશન, કલકત્તાના સ્થાયી સમિતિના સભ્ય પણ બન્યા. આ એસોસીએશનની ટેકનીકલ સમિતિના સભ્યને નાતે

એમને દહેરાદૂન ફોરેસ્ટ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટમાં પણ દર વર્ષે એક વખત જવાનું થતું. આજ વખતમાં તેઓ સેન્ટ્રલ રેલ્વે યુઝર્સ કન્સલટેટીવ કમિટીના જબલપુર ઝાંસી ડીવીઝનના મેનેજર તરફથી નિયુક્ત સભ્ય પણ બન્યા. આ કમિટીની સભાઓને માટે દર ત્રીજે મહિને સભામાં હાજરી આપવા તેઓ જતા ત્યારે ફર્સ્ટ ક્લાસમાં જવાનું અને રોજના વીસ રૂપિઆ ભથ્થુ મળતું ત્યારે એક વખતના ફક્ત સીત્તેર રૂપિઆ લેતા અને નાની પાવરીના 'જાપાની' કહેવાતા ગાર્ડની પોતાની પરિસ્થિતિનું દશ્ય એમને નજર સમક્ષ જણાતું.

ભોપાલની આ નોકરી દરમ્યાન એ ભોપાલની લગભગ દરેક ચળવળના સભ્ય, અને એક બે વર્ષ "રોટરી" ક્લબના સભ્ય પણ થયા હતા. પોતાનો ટેનીસનો શોખ પુરો કરવા રેલ્વે ઈન્સ્ટીટ્યુટમાં પણ જતા અને પછી તો એમણે મીલના કંપાઉન્ડમાં જ પોતાના બંગલાની નજીક એક ટેનીસ કોર્ટ તૈયાર કરાવ્યો અને ત્યાં રમવાનું શરૂ કર્યું.

પોતાની ઓફીસના સ્ટાફ અને મજૂરોને એક વિશાળ અને અંગત સંબંધી-વાળા કુટુંબીજનો જ માનતા અને એજ મુજબનો વ્યવહાર એ દરેકની સાથે કરતા હતા. આને લીધે તમામને એમને માટે અપૂર્વ માન રહેતું. કંપની તરફથી ખર્ચ કરવાનો હોય કે પોતાનો અંગત હોય તો પણ મુક્ત અને મોકળે મને ખર્ચ કરતા. દર વર્ષે હોળીનો ઉત્સવ કંપનીને ખર્ચે ખૂબ સારી રીતે ઉજવવામાં આવતો. આ નોકરીમાં હતા ત્યારે જ ૧૯૫૬માં એમના જૂના મિત્ર અને ઓફીસર શ્રી પ્રતાપસિંહ નવલખા કલકત્તાથી આ ઓફીસમાં મદદ માટે આવી ગયા હતા.

૧૯૫૨મા દેશભરમાં પહેલી ચૂંટણી થવાની હતી. ભોપાલમાં કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડ આગળ પોતદાર સાહેબનુ નામ લગભગ નક્કી થયું હતું પણ પાછળથી એ નામ કેમ પડતું મુકાયું તેની ખબર ન પડી. આથી કોંગ્રેસની આ નીતિની સામે ભોપાલ કોંગ્રેસ કમિટિના પ્રમુખ જે કોન્સ્ટીટ્યુઅન્સીમાંથી ઉભા રહ્યા તેમની સામે જ પોતદાર સાહેબે ઉભા રહેવાનું નક્કી કર્યું અને ઉભા પણ રહ્યા. જીતવાના હેતુથી નહીં પરંતુ નીતિના વિરોધ તરીકે જ ઉભા હતા. આ કામમા એમના કેટલાક સાથીઓ અને સહકાર્યકરોએ સારી મદદ કરી પરંતુ જીત તો કોંગ્રેસ ઉમેદવારની જ થઈ અને એ હારી ગયા.

ચૂંટણી અંગે કૉન્સ્ટીટ્યુઅન્સી, બેરસિયાની આજુબાજુના તમામ ગામોમાં કાચી સડકો પર થઇને કારમાં દોડાદોડ કરવી, ધૂળ ખાતા ખાતા આખો દિવસ કામ કરવું વગેરે કામમાં તેઓ ગળાડૂબ પડયા હતા. એમાં આનંદ પણ આવતો. નવા અનુભવ પણ થવા અને એક એ ખ્યાલ પણ દઢ રીતે આવી ગયો કે જો રાજકારણમાં પડવું હોય તો જુઠું બોલવાની કળા પણ હસ્તગત કરવી જ પડશે અને તો.જ જીતની શક્યતા રહેશે.

આ ચૂંટણીમાં જો પોતદાર સાહેબ જીત્યા હોત તો ઈશ્વર જાણે એમના જીવનમાં કેવું પરિવર્તન આવ્યું હોત. પરંતુ એમના જીવનમાં આવા જો અને તો–ની શક્યતાઓ તો ઘણી વખત આવી ગઇ છે. આ પહેલાં પણ ૧૯૪૭માં ભારતના ભાગલા પડયા ત્યારે જે કેટલાક આઈ. સી. એસ. ઓફીસરો પાકીસ્તાન જતા રહ્યા હતા તેમની ખાલી પડેલી જગ્યાઓ પૂરવા આઇ. એ. એસ. ઓફીસર લેવાના હતા તેને માટે પસંદગી કરવા એક ખાસ રિક્રુટમેન્ટ બોર્ડની સ્થાપના કરવામાં આવી ત્યારે પણ આવો જ શક્યતા – જો અને તો – નો પ્રસંગ આવ્યો હતો. આ જગ્યાને માટે વય મર્યાદાનું કોઇ બંધન ન હતું પરંતુ પાંચસો રૂપિયાની નોકરીવાળા સ્થાન પરનો પાંચ વર્ષનો અનુભવ જરૂરી હતો અને તે લાયકાત તો પોતદારજીમાં હતી જ. અનુભવ, જ્ઞાન અને પાંચસો પગારની નોકરી પણ હતા. આ નોકરીમાં પણ જ્યારથી એમના ઓફીસર શ્રી નિવેદીઆનુ અવસાન થયું હતું ત્યારથી શ્રી પોતદાર આ નોકરી છોડી દેવાનું વિચારતા જ હતા. એટલે એમણે સરકારી નોકરીમાં જવા વિચાર કર્યો, અરજી પણ કરી. આ નોકરી માટે એમને કાર્લટન હોટલ, લખનઉમા ઈન્ટરવ્યુ માટે બૉર્ડ તરફથી પત્ર પણ મળ્યો. પરંતુ નોકરીની એક શરત એ હતી કે જે નોકરીમાં તેઓ હાલ હતા ત્યાંના માલિકની શ્રી પોતદારજીને છોડવા માટેની સંમતિની જરૂર આવશ્યક હતી. એટલે ૧૯૪૯ના જુન માસમાં હવાઈ જહાજ મારફત ભોપાલથી તેઓ શેઠની સંમતિ લેવા માટે કલકત્તા પહોંચી ગયા પરંતુ એમને છુટા થવાની સંમતિ મળી નહી ઉલટ સરકારી નોકરીમાં જેટલું મળશે તેના કરતા વધારે આ નોકરીમાં તેમને જરૂર મળશે એવું માલિકોએ જણાવ્યું. એટલે એમની જીંદગીમાં આવો અગરમગરનો આ એક અજાયબનો પ્રસંગ બની ગયો.

આ પહેલાં ૧૯૪૪માં પણ આવો જ એક પ્રસંગ બન્યો હતો. ઈશેરમાં છુટક છુટક નાની નાની નોકરીથી કંટાળીને એમણે લશ્કરમાં કીંગ્ઝ કમીશન

માટે અરજી પણ કરી હતી અને પ્રાથમિક તપાસ માટે એમને મંડ જવાનો પત્ર પણ મળી ગયો હતો. આ ટેસ્ટમાં એ સારી રીતે સફળ પણ થયા અને એમને સાત દિવસ માટે દહેરાદૂન જવાનું પણ નક્કી થયું. દહેરાદૂનમાં તેઓ સાત દિવસ સુધી લશ્કરી વર્દીમાં રહ્યા. ત્યાં પણ તમામ પરીક્ષામાં પાસ થયા. પણ મહાયુદ્ધના જે કારણ માટે આ ભરતી કરવાની હતી તે મહાયુદ્ધ જ ઠંડુ પડવા માંડયું હતું એટલે ભરતીનું કામ પણ ઠંડુ રહ્યુ નહી એટલે પોતદાર સાહેબ લશ્કરમાં અમલદાર થતા થતા રહી ગયા. નહિતર આજે તો એ કોઇ લશ્કરી મોટા અમલદાર બન્યા હોત.

આ પહેલાં પણ આવા જ, બે પ્રસંગોનો ઉલ્લેખ મેં કર્યો છે. એક વખત તો એ વિવાહ કરતા અગાઉ આયર્લેન્ડની ડબ્લીન યુનિવર્સિટીમાં પી. એચ. ડી. થવા જવાનું હતું તે પ્રસંગ. જો આજ તેઓ પી. એચ. ડી. હોત તો એમનુ જીવન જુદું જ હોત. બીજો પ્રસંગ તો ઘરમાં ક્લેશ વાતાવરણ બન્યું ન હોત તો તેઓ એમ. એ. અને લૉનો અભ્યાસ કરીને આજ સફળતાપૂર્વક વકીલાત કરતા હોત. પરંતુ આ શક્યતાઓ આવી અને ચાલી ગઈ. આમ પોતદાર સાહેબનું જીવન ઝોલા ખાતું વીત્યું છે અને આજે પણ તે જ પરિસ્થિતિ છે. મને તો લાગે છે કે આમાની એક પણ શક્યતા જો ફતેહમંદ રીતે પાર પડી હોત તો આજે એમનું જીવનચરિત્ર લખવાનો જે પ્રસંગ મારે ભાગે આવ્યો છે તે ન જ આવત.

૧૯૫૨મા ચૂંટણીમાં હારી ગયા પછી ૧૯૫૩મા એમની મોટરને એક અકસ્માત થયો. શ્રી પ્રતાપસિંહ નવલખા મૂળ સીતાપુરના રહીશ અને એમના પિતાજી સાથે પોતદાર સાહેબને ૧૯૪૪થી સારો પરિચય હતો. એટલે એમણે પોતદારજી ને સીતાપુર આવવા આમંત્રણ આપ્યું હતું. અને ઘણી વખત આગ્રહ પણ કર્યો હતો. પરંતુ પોતાના કામકાજને લઇને પોતદાર સાહેબને ફુરસદ મળતી ન હતી. પરંતુ ૧૯૫૧માં જ્યારે પ્રતાપસિંહ નવલખાને દર બીજે ત્રીજે મહિને ભોપાલ આવવા જવાનું થયું ત્યારે એક વખત બન્ને જણે સાથે જ શ્રી લાલસિંહજીને મળવા અને એક બે દિવસ સુધી રહેવા માટે સીતાપુર જવાનો વિચાર કર્યો.

એક દિવસ રાત્રે ૧૦ વાગે ભોપાલના એક મિત્રને ત્યા ખાઇપીને શ્રી પ્રતાપસિંહજી અને ડ્રાઈવર ગંગારામ સાથે પોતદાર સાહેબ સીતાપુર જવા

નીકળ્યા. રતલામ સુધી પોતદાર સાહેબે ગાડી ચલાવી. રાતે લગભગ ત્રણ વાગે–પોતે બન્ને જણા પાછલા સીટ પર સુઈ જઈશું એમ કહીને રતલામથી એમણે ગંગારામને ગાડી ચલાવવા આપી. રતલામ સુધી ગંગારામે ઉંઘ કાઢી હતી. બન્ને પાછલી સીટમા તરત જ ઉંઘી પણ ગયા. પરંતુ આટલા કુશળ ડ્રાઈવરને તે દિવસે કોણ જાણે શું થયું તે ગાડી મંદસોર નજીક એક પુલ સાથે અથડાઈ પડી અને બાર ફુટ ઉંડા ખાડામાં પડી. સ્ટીઅરીંગ ડ્રાઈવર ગંગારામના આંતરડામાં પેસી ગયું. પોતદાર સાહેબ–દરવાજો ખુલી જવાથી ઉંધે મ્હોંએ એક પથ્થર પર બેહોશ થઈને પડયા જ્યારે નવલખાજી ખુબ ઘવાયા હોવાથી ઉભા જ ન થઈ શક્યા. છેક સવારે પાંચ વાગ્યે એક દુધવાળા-એ આ અકસ્માત જોયો અને મંદસોર જઈને એણે પોલીસમાં તેમજ હોસ્પીટલમાં ખબર કરી.

બધાને મંદસોર હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યા. ડ્રાઈવર ગંગારામનું તો ત્યાં સુધીમાં અવસાન થયું હતું. નવલખા સાહેબ ભાનમાં હતા પરંતુ એમનું પેલ્વીસ બોન–(હાડકું) તટી ગયું હતું, જ્યારે પોતદાર સાહેબ તો બેભાન જ હતા. એમના જડબામાં બે જગ્યાએ ફાટ પડી હતી અને ડાબા હાથનું હાડકું તુટી ગયું હતું. છેક સાંજે જ્યારે એમને ભાન આવ્યું ત્યારે પોતાને પલંગ પર જોયા. પાસે નર્સ જોઈ પોતાને લોહીથી ખરડાયેલા જોયા એટલે એમણે નર્સને પૂછ્યું કે પોતે ક્યાં છે અને શું થયું છે? ત્યારે જ એમને ખબર પડી કે એમને અકસ્માત થયો છે અને મંદસોરની હોસ્પીટલમાં લાવવામાં આવ્યા છે. એમણે નર્સને ભોપાલ ટેલીફોન કરવાનું અને ત્યાંથી મદદ મંગાવી લેવા સૂચના કરી. ત્યાર પછી ફરી પાછા એ બેભાન થયા અને છેક ત્રણ દિવસ પછી જ ભાનમાં આવ્યા. ભાનમાં આવ્યા ત્યારે ટેલીફોન કર્યા મુજબ ભોપાલથી બે મિત્રો–મદદગારો અને ઈંદોરથી એક નિષ્ણાત ડોક્ટર આવી ગયાની ખબર નર્સે આપી. ડોકટરે તપાસ કરીને નિદાન કર્યું હતું કે "પોતદાર સાહેબના શરીરમાંથી–ઘામાંથી ઘણું વધારે લોહી વહી ગયું હતું એટલે હવે પછી એ કોઈ કામ નહી કરી શકે. એમની યાદદાસ્ત પણ જતી રહેશે." જો કે એમાનું કશું થયું નહીં.

આ અકસ્માતને બીજે જ દિવસે એમને બેભાન હાલતમાં જ ભોપાલ એમના બંગલે લાવવામાં આવ્યા. હમીદીયા હોસ્પીટલમાં એમના પર સફળ રીતે [illegible], કરવામાં આવ્યું. એમના જડબા મોટા તારથી સીવી લેવામાં આવ્યા!

અક્કલકોટ નિવાસી પરમ સદ્ગુરુ



શ્રી ગજાનન મહારાજ

અને એને લીધે ફક્ત પ્રવાહી પદાર્થ જ લેવાતો હતો. જમણો હાથ પ્લાસ્ટરમાં બાંધી રાખ્યો હતો. લગભગ એક માસ સુધી એમને પલંગ પર સુવાડી રાખ્યા ત્યારે એક મહિના પછી એ પાછા સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયા હતા. આજે તો એ ભયાનક અકસ્માતના કોઇ ચિન્હ એમના શરીર પર જણાતા નથી.

આ એક મહિનાના આરામના વખતે પણ પલંગ પર સુતા સુતા એ મીલનું કામ જોતા અને કામ પર દેખરેખ રાખતા હતા. આ જ વખતે એમને કલકત્તા ટેલીફોન પર વાતચીત કરતાં નોકરી તરફ ઘૃણા થઇ અને પછી તો એ ઘૃણા દૃઢ થઇ ગઇ. એમને ખાત્રી થઇ ગઇ કે પૈસાદારોને મન માણસની કોઈ કિંમત જ નથી. પૈસાદારોને તો પહેલા પૈસા જ, કમાણી દેખાય છે અને પછી માનવી જીવન દેખાય છે. એમને આ વાત એટલી બધી ખટકી કે એ પછી નોકરી જવાનું શરૂ કર્યું ત્યારથી નોકરી છોડી દેવા માટે બહાનું શોધવા લાગ્યા. એમને મન તો મનુષ્યનુ જીવન અગત્યનું હતુ પૈસા તો ગૌણ વાત હતી. મનુષ્ય જીવન જ મુખ્ય હતું અને મુખ્ય રહેશે. એમની દૃષ્ટિએ પૈસા કોઇ પણ વખત મનુષ્યનું સ્થાન લઇ જ ન શકે. પૈસા જાય છે તો પાછા મળે છે, પરંતુ માણસની જીંદગી જતી રહે છે પછી કોઇ પણ ઉપાયથી એ પાછી આવી કે લાવી શકાતી નથી. પ્રસંગવશાત્ એમને મજૂરોની માગણી અને જમીનની કિંમત અંગેની બાબતમાં એક તક મળી ગઈ અને એમણે નોકરીનુ રાજીનામુ આપી દીધું. અને એટલેથી જ સંતોષ ન પામતાં કલકત્તા જઈ રાજીનામુ મંજૂર પણ કરાવી દીધું. ૧૫મી એપ્રિલ ૧૯૫૪થી પોતે સ્વતંત્ર થઈ ગયા અને નિશ્ચય પણ કરી લીધો કે હવે કોઈ પણ પ્રકારની નોકરી જ કરવી નથી.

---



આજ વખતે પોતદાર સાહેબે સરકારી કે ખાનગી કોઈ પણ પ્રકારની નોકરી નહિં કરવાનો નિર્ણય કર્યો. જો કે અત્યાર સુધી જ્યાં જ્યાં એમણે નોકરી કરી ત્યાં એમને ઉત્તરોત્તર સારી જ અને વધારે પગાર તથા મોભાવાળી નોકરી મળી હતી. પરંતુ આ જગ્યાએ નોકરી કરવામાં એમની સ્વતંત્રતા ઉપર અંકુશ મુકવાની વાત આવતી યા સ્વતંત્રતામાં મુશ્કેલી પડતી ત્યારે એમણે તુરત જ નોકરીમાંથી રાજીનામું આપી દીધું હતું. એ તો પોતાની ટેવ મુજબ જ્યારે જ્યારે કોઈ નવું કારખાનું ઉભું કરવાનું થતું ત્યારે પુરી ચોક્કસાઈથી અને સહૃદતાથી પરિશ્રમ કરતા હતા. એનો અવ્યવસ્થિત કારભાર વ્યવસ્થિત કરતા અને કારખાનાને બરાબર જમાવતા હતા. પરંતુ કારખાનાને વ્યવસ્થિત કર્યા પછી થોડા જ દિવસોમાં એ આરામ કરે ન કરે તો પણ કારખાનાના માલિકનો સ્વાર્થ પુરો થતાં જ પોતાના કોઇ ઉપરી કે કારખાનાના માલિક સાથે અણબનાવ થતો. પોતદાર સાહેબને જરાક પણ આરામ કરતા જોતાં જ માલિકને લાગતું કે પોતદાર કામ કરવાને બદલે બેસી રહે છે અને મફતનો પગાર ખાય છે એટલે એ એમના કામમાં કોઈ કોઇ સૂચનાઓ આપવા મંડી પડતો અથવા તો વિઘ્ન નાંખતો. આથી ગુસ્સે થઇને અગર કંટાળીને પોતદાર સાહેબ રાજીનામું આપી દેતા. પરિણામે એમનો તમામ પરિશ્રમ વ્યર્થ જતો. એમની સહૃદતા–લગાતાર કામ કરવાની ઇચ્છા–ટેવને આઘાત લાગતો. એમની મહેનત બેકાર જતી–તેથી એમને પોતાને તો સંતોષ મળતો જ ન હતો. પિતાજીએ તો પહેલેથી જ કહ્યું હતું કે તારા સ્વતંત્ર સ્વભાવને લઇને તારાથી કોઈ નોકરી થવાની નથી. બને તો તું કોઈ સ્વતંત્ર ધંધો કર જેથી તું તારી મોજ અને ઈચ્છા મુજબ કામ કરી શકે. છેવટ પોતદાર સાહેબે સ્વતંત્ર ધંધો કરવાનો નિશ્ચય કર્યો અને આ સારી નોકરી છોડી દીધી.

નોકરી કરતી વખતે રૂપિઆ બચાવવાની કોઈ ઝંઝટમાં એ પડયા જ ન હતા. આમ જ્યાં નોકરી કરતા હતા તે દરમ્યાન બાપાવમાં સ્ટેટ બેંકમાં એક

ચાલુ (કરંટ) ખાતું ખોલ્યું હતું. પરંતુ જેટલા રૂપિઆ બચતા તે ક્યાં, શેમાં અને ક્યારે ઉપડી જતા તે ખબર પડતી નહિં. આમ જીનાં ભોપાલમાં જ ૬ વર્ષ સુધી નોકરી કરી હતી અને નોકરી કરતી વખતે જે શોખ અને સાહ્યબીથી રહેતા તેથી ધંધો પણ ભોપાલ કરવાનું અને એજ દોર દમામથી રહેવાનું નક્કી કર્યું. આ દોર દમામ ચાલુ રાખવાને ઈરાદે ૧૯૫૩ મૉડેલની એક સાલ જૂની સેકન્ડ હેન્ડ ઑસ્ટીન કાર ખરીદી લીધી.

મોટર ખરીદ્યા પછી ૧૬ એપ્રીલે પોતદાર સાહેબ અમને બધાને લઇને ફરવા અને સહેલ કરવા નીકળી પડ્યા. એક વાતનો ઉલ્લેખ કરી લઈએ કે આ છેવટની નોકરીના સમયમાં જ ૧૯૪૯ના ડીસેમ્બરમાં મારો અને ૧૯૫૧ના જુન મહિનામાં મારી બહેન નાલનીનો જન્મ થયો હતો. એટલે આ મુસાફરી વખતે અમે બે નાના ભાઈબહેન, મોટાભાઈ મનોહરભાઈ, માતાજી અને માતાજીના ભાઈ – એ બધા સાથે એ મુસાફરીમાં હતા. વધારામાં કારખાનાના ડ્રાઈવર ઓંકારને એમણે માગી લીધો હતો. આમ તો અમે મુંબઈ જવા જ નીકળ્યા હતા એટલે વચમાં એક રાત મઉમાં વિતાવી બીજે દિવસે સાંજે મુંબઇ આવી પહોંચ્યા. મુંબઈમાં એક એક જગ્યા જોઇ નાંખી, રસ્તે રસ્તા પર ફરી વળ્યા અને ખર્ચ પણ ઠીક ઠીક કર્યો. બે અઠવાડિયાના ખૂબ ખર્ચાળ જીવન પછી અમે મુંબઈની વિદાય લીધી. મુંબઈથી નીકળી અમે ખંડાલામાં રેસ્ટ હાઉસ આરામગૃહમા પંદર દિવસ માટે મુકામ કર્યો. આજ વખતે ધંધાના સંબંધમાં કાંઈક વિચાર કરવા માટે એમના મિત્ર શ્રી મલ્હાર સદાશિવ પારખેનું પૂના આવવાનું આમંત્રણ હતું એટલે એમને મળી આવવાનો વિચાર કર્યો. શ્રી પારખે ખાપોલી પેપર મીલના માલિક એટલે એમને મળવા માટે પોતદાર સાહેબ ખાપોલી ગયા. અહીં પોતદાર સાહેબે પારખે સાહેબને જણાવ્યું કે એમના પિતા ગોવિંદરાવજી એક વખત પૂર્વ મહારાષ્ટ્રમા પ્રસિદ્ધ ગાણગાપુર યાત્રાએ જઇ આવ્યા હતા તે પછી પોતે તો પહેલી જ વાર મહારાષ્ટ્રમાં ફરવા આવ્યા હતા. એટલે પૂનાથી ગાણગાપુર જવાનો વિચાર છે. ત્યારે પારખે સાહેબે જણાવ્યું કે જ્યારે તમે ગાણગાપુર જવા માગો છે ત્યારે નજીકના આજુબાજુના પવિત્ર સ્થાનો પંઢરપુર તથા તુલજાપુર પણ જઈ આવો તો સારૂં. અને આ ત્રણે પવિત્ર સ્થાનો પર જવા માટે અક્કલકોટ જ સારું રહેશે. અક્કલકોટથી ત્રણે જગ્યાઓ સરખે અંતરે છે અને અક્કલકોટમા મારા પત્નીનાં મોટાભાઈ (સાળા) એક મહાધિપતિ છે. તમારી યાત્રામાં સગવડ મળે એટલા માટે હું તમને એમના ઉપર એક પત્ર લખી આપીશ.

અક્કલકોટથી પંઢરપુર, તુલજાપુર અને ગાણગાપુર એ ત્રણે પવિત્ર સ્થાનો લગભગ સરખે અંતરે છે. પારખે સાહેબની આ સૂચના પોતદાર સાહેબે કોઈપણ આનાકાની સિવાય માની લીધી. આ પહેલાં એમણે ન તો કોઇ તીર્થ સ્થળો જોયાં હતાં ન જોવાની ઈચ્છા સરખી બતાવી હતી. ફક્ત દક્ષિણ ભારતના તીર્થ સ્થળોની મુસાફરીમાં એમના પિતાજી એમને સાથે લઈ ગયા હતા એટલું એમને યાદ હતું. એ પ્રવાસમાં પોતદારના હાથમાં જ બધી વ્યવસ્થા સોંપવામાં આવી હતી. દક્ષિણ ભારતની યાત્રામાં એ ખડગપુર, જગન્નાથપુરી, મદ્રાસ, મદુરા, ત્રિચિના પલ્લી, રામેશ્વરમ્, ધનુષકોડી, કાંજીવરમ અને નાશિક વગેરે સ્થળોએ ફરી આવ્યા હતા. કદાચ આ યાત્રા પછી જ પોતદાર સાહેબનો ઈશ્વરની મુર્તિઓ, મસ્જીદો અને તીર્થસ્થળોમાંનો રહ્યો સહ્યો વિશ્વાસ ઉડી ગયો હતો. જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં કમાણી શોધતા ફરતા પંડયાઓ જ તેમને મળી ગયા. આ પંડ્યાએ કોઈ નવા માણસને જોતાં જ ગીધની માફક એમની આજુબાજુ ફર્યા કરતા અને ધર્મના નામ પર લુંટ ચલાવતા અને લુંટી લેતા. એમણે આ પંડયાઓની લાલચુ વૃત્તિ અને કુતરા જેવી મનોવૃત્તિ જોઈ અને તેથી એમના વિષે એમના બાળમાનસમાં અત્યંત ઘૃણા ઉત્પન્ન થઈ ગઈ. આ વખતે પોતદાર સાહેબની ઉમર ફક્ત ૧૫ વર્ષની જ હતી. જે જે તીર્થ-સ્થળોએ તે ગયા ત્યાં એક જ વાત એમના સાંભળવામાં આવતી અને તે એ કે આ અમારા તીર્થ જેવું મહાન બીજું કોઈ તીર્થ દુનિયાભરમાં નથી અને આ તીર્થની મહત્તાનો પાર કોઈ પામી શક્યું નથી. અર્થાત તમામ પોતાના એ તીર્થના જ ગુણગાન ગાવા મંડી પડતા. ૧૯૩૦ ની આ યાત્રા પછી છેક ૧૯૫૪માં પિતાજીએ કહેલાં અને વર્ણવેલાં આ સ્થાનોમાં જવાનો વિચાર કર્યો હતો. આ સમય દરમ્યાન એટલે કે ૩૦ થી ૫૪ સુધીમાં ન તો કોઈ મંદિર કે દેવળ, મસીદ કે ચર્ચમાં જઇ એમણે દર્શન કર્યા હતા કે ન તો કોઇ તીર્થ સ્થાનમાં ગયા હતા. ઉપરોક્ત પહેલી યાત્રાના બે માસ દરમ્યાન એ એ સ્થાનોના વાતાવરણથી એટલા કંટાળી ગયા હતા કે ફક્ત એમના પિતા ગાણગાપુર ગયા હતા એજ કારણે એ પોતે ગાણગાપુર જવા તૈયાર થયા હતા. અને તે પણ એમ ધારીને કે ખરેખર આ સ્થાનનું વાતાવરણ સારું અને પવિત્ર જ હશે નહીંતર પિતાજી એના વખાણ ન કરત અને તો પછી ત્યાં જવામાં સંકોચ શા માટે રાખવો !

આ પછી પોતદાર સાહેબ અમને બધાને લઈને અક્કલકોટ ગયા અને ત્યાં નપ્પા મઠના મઠાધિપતિ, શ્રી પારખે સાહેબના સાળા શ્રી ગજાનન મહારાજને

મળી શ્રી પારખે સાહેબે આપેલો પરિચય પત્ર પૂ. શ્રી ગજાનન મહારાજને આપ્યો. તરત જ અમારી સારામા સારી વ્યવસ્થા કરવામાં આવી. ચાહ, નાસ્તો ભોજન વગેરેનો સારામાં સારો બંદોબસ્ત થઈ ગયો. અહિં પહેલી જ વાર પોતદાર સાહેબે ખૂબ ખૂલ્લા દિલથી, છુટથી પેટ ભરીને મહારાજશ્રીની સાથે વાર્તાલાપ કર્યો. આ વાર્તાલાપ પહેલી જ વાર કર્યો એમ કહેવાનું કારણ એ કે આ પહેલાં પોતદાર સાહેબે કોઈ પણ સ્થાન પર કોઈ મહારાજ, મઠાધીશ, સંત મહંતની સાથે અગર બાબાજી પ્રકારના સાધુઓ સાથે કોઈ પણ વખત ચર્ચા કરી ન હતી. પરંતુ કોણ જાણે શાથી એમને પૂ. મહારાજશ્રી સાથે ચર્ચા કરવામા, વાતો કરવામાં અને એમની વાણી સાંભળવામાં ખૂબ રસ પડયો. સાચુ કહીએ તો આ રીતે પૂ. મહારાજશ્રી સાથે વાતો કરવી એજ એમનું ભાવપરિવર્તન હતું. એક બે દિવસ પછી પૂ. મહારાજશ્રીના પત્ની શ્રીમતી શારદાદેવી, એમના બે બાળકો શ્રીકાંત અને બેબી વગેરેને લઈને અમે અમારી કારમાં તુળજાપૂર જવા માટે અક્કલકોટથી રવાના થયા. તુળજાપૂરમાં શ્રી ભવાનીના દર્શન કર્યા પછી જ્યારે અમે અક્કલકોટ જવા પાછા રવાના થયા ત્યારે રસ્તામાં કારના પૈડાના ત્રણ બોલ્ટ અવાજ સાથે તૂટી ગયા. પોતદાર સાહેબ આમ તો કાર ચલાવવાના ખૂબ શોખીન હતા અને જ્યારે એ ગાડી ચલાવતા ત્યારે ડ્રાયવરને હંમેશા પાછળ બેસાડતા. અને સાંભળ્યા પ્રમાણે ખૂબ ઝડપથી ગાડી હાકતા છતા આજ દિન સુધી એમણે એક પણ અકસ્માત કર્યો નહતો. પરંતુ આજ વખતે જ્યારે તુળજાપૂરથી પાછા વળતા સોલાપુરથી થોડ દૂર પૈડાના બોલ્ટ અવાજ સાથે તૂટી ગયા ત્યારે એ જરા ગભરાયા અને તુરત ગાડી ઉભી રાખી. ડ્રાઈવરે નીચે ઉતરીને તપાસ કરી તો જણાયુ કે પાછલા એક પૈડાના ત્રણ બોલ્ટ તૂટી ગયા હતા અને પૈડામાં એક જ બોલ્ટ રહ્યો હતો. મહારાજશ્રીના કુટુંબને તકલીફ પડશે એ વિચારે એમને ખૂબ દુઃખ થયુ. અમે બધા તો ગાડીમાથી ઉતરી સડકની એક બાજુ ઝાડ નીચે બેઠા. સારા નશીબે અકસ્માત થયો તેની સામે જ એક ઈલેકટ્રીક વેલ્ડીંગની દુકાન હતી એટલે ડ્રાઈવરને વેલ્ડીગ કરાવવા માટે બહુ દૂર જવુ ન પડયુ. બે કલાકમાં તો વેલ્ડીંગ કરાવી લીધુ. અને પછી મુસાફરી શરૂ કરી. પરંતુ આખરે તો એ ઈલેકટ્રીક વેલ્ડીંગ હતું. સોલાપુરથી બારએક માઈલ ગયા એટલે ફરી ત્રણે બોલ્ટ તૂટી ગયા. હવે તો રાત પડી ચૂકી હતી. આસપાસ નજીકમા કોઈ વેલ્ડીંગની દુકાન ન હતી જ્યા બોલ્ટ સમા કરાવી શકાય. એટલે પોતદાર સાહેબે નજીકના એક ગામના મુખીને ત્યા એક રાત આરામ લેવાનું નક્કી કર્યુ. મુખીએ એમની વિનંતિનો સ્વીકાર કર્યો. ચાહ વગેરે પણ પાયા. રાતે

ત્યાં આરામ કરીને સવારે સૂર્યોદય થતામાં તો અમે બનમાં ચાર માઈલ દૂર અક્કલકોટ પહોંચી ગયા. રસ્તામાં એમને ચિંતા થતી હતી કે ત્યાં પહોંચ્યા પછી બધાના ચિંતાતુર ચહેરા જોવા મળશે અને બધી વાતની પૂછપરછ થશે તો શો જવાબ આપીશું. પરંતુ જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે કોઈના ચહેરા પર ચિંતાની જરા પણ નિશાની ન જોઈ અને બધી હકીકત જે બન્યું હતું તે કહ્યા પછી પણ કોઈએ કંઈ હેરાનગતિની વાત પણ ન કરી. ત્યાં (એમને) પોતદાર સાહેબને અજાયબી લાગી. તમામ હકીકત જાણ્યા પછી પૂ. મહારાજશ્રીએ ગાડી જે ચાર માઈલ પર પડી હતી તેને લઈને ગોઠવણ કરવા અને કંઈ સારી વર્કશોપ-કારખાનામાં સમી કરાવવા જણાવ્યું. તા. ૮ સુધીમાં તો ગાડી સમી થઈને દરવાજે આવી ગઈ હતી.

બીજે દિવસે અમારે ગાણગાપુર જવાનું હતું. બીજે દિવસે સવારે તો અમે ગાણગાપુર જવા ઉપડ્યા પણ ખરા. રસ્તો કેવો હતો તે બાબતમાં તો એટલું જ કહેવાનું કે નામ મોટા પણ દર્શન ખોટા જેવી સ્થિતિ હતી. લગભગ ૪૫ માઈલની કાચી સડક હતી. બાકીના માઈલ સુધી તો ખેતરોમાંથી જવાનું હતું. ત્યારે પોતદાર સાહેબને વિચાર આવ્યો કે તુળજાપુરથી આવતા જે નવ બોલ્ટ તૂટ્યા તે ત્યાં ન તૂટતા અહીંઆ કાચી સડક પર તૂટ્યા હોત તો શી દશા થાત? તુળજાપુરથી આવતા ગાડીના બોલ્ટ તૂટ્યા પરંતુ અકસ્માતથી બચ્યા એને એ દૈવી ઘટના માનવા લાગ્યા. જે ઝડપથી એ ગાડી હાંકતા તે જોતા આ એક બોલ્ટ પણ તૂટ્યો હોત અને ગાડીના પૈડાથી દૂર ફેંકાયો હોત તો એક ભયંકર અકસ્માત થવાનું અસંભવ ન હતું. એવો ભયંકર અકસ્માત ન થયો એ દૈવી ઘટના નહીં તો બીજું શું કહેવાય?

બધા ગાણગાપુર જઈને બીજે દિવસે નદીસ્નાન કરીને અક્કલકોટ પણ આવી પહોંચ્યા. પોતદાર સાહેબે હવે એક દિવસ અક્કલકોટ રહી પંઢરપુર થઈને બહારગામ પૂના જવાનો વિચાર કર્યો અને એ મુજબ પૂ. મહારાજશ્રી પાસેથી વિદાય લઈ અમે પંઢરપુર થઈને પૂના પહોંચી ગયા. અમે લગભગ ૭ દિવસ સુધી અક્કલકોટ રહ્યા. આ સાતે દિવસોમાં પોતદાર સાહેબ એ ધામમાં ઓછા આઠ દશ વખત પૂ. મહારાજશ્રીની સાથે બેઠા હતા. પોતે પોતાનો થોડો પરિચય આપ્યો હશે. કંઈક એમની વાતો પણ સાંભળી હશે. પોતદાર સાહેબે

પોતાની હકીકતમાં આટલી આટલી નોકરી કરી, આમ છોડી પછી ભોપાળ જઈને સ્વતંત્ર ધંધો શરૂ કરવાનો વિચાર છે એ બધુ જણાવ્યું હશે.

પૂના અમે શ્રી પારેખે સાહેબને ઘેર સાંજે પહોંચ્યા. બીજે દિવસે તો પોતદાર સાહેબ પૂના છોડીને મુંબઈ જવા ઇચ્છા રાખતા હતા. પરંતુ બીજે દિવસે સવારે પૂ. મહારાજશ્રીને પોતાના બાળકો તથા સેવકો સાથે શ્રી પારખે સાહેબને ત્યાં જોઈને એમને ખૂબ અજાયબી થઇ. એમણે તો મહારાજશ્રીને પૂછ્યું પણ ખરું કે કાલે અમે અક્કલકોટથી નીકળ્યા ત્યારે તો આપે અમને આ વાત કરી પણ નહતી. પૂ. મહારાજશ્રીએ જવાબમાં એટલું જ કહ્યું કે "હું પહેલેથી કાંઈ નક્કી નથી કરતો અને જ્યારે નક્કી કરું છું ત્યારે એનો અમલ કરવામાં ક્ષણ પણ રોકાતો નથી." તે દિવસે સાંજે અમે પૂનાથી મુંબઇ જવા નીકળ્યા. બે દિવસ મુંબઇ રોકાઇ, અમને બધાને ઈંદોર દાદીમા પાસે મૂકીને પોતદાર સામેબ એકલા ભોપાલ પહોંચી ગવા.

ભોપાલમાં તેમણે પોતાનો મુકામ એમના એક મિત્ર સોરાબજી માણેકજીની રૂબી હોટલમાં રાખ્યો. છેલ્લા દોઢ માસ–૧૬ એપ્રીલથી ૩૧ મે સુધી કરેલી આ મુસાફરીનો હિસાબ કાઢતાં કુલ સાડા ત્રણ હજાર રૂપીઆ ખર્ચ થયો હતો. એટલે બેન્કમાં તો કોઇ બચત રહી નહતી.

હવે જ્યારે ધંધો શરૂ કરવાનો વખત આવ્યો ત્યારે પામે એક કોડી પણ હતી નહીં. શ્રી પારખે સાહેબનું કાગળનું કારખાનું નાનું હતું તો પણ પોતદાર સાહબ કાગળ વેચવા માટે મધ્યપ્રદેશની એજંસી લઇ આવ્યા હતા. એટલે ધંધો શરૂ કરવાનું એક સાધન તો એમની પાસે હતું જ.

આ ટુંકી સાત દિવસની મુસાફરીમાં અક્કલકોટમાં ગાળેલા દિવસોની એક એવી ઉંડી અને અજબ છાપ પોતદાર સાહેબ પર પડી કે એમના તમામ વિચારોમાં એક અજબ પરિવર્તન આવી ગયું. એમને લાગ્યું કે પોતાના જીવનમાં એમને જો એક શ્રદ્ધા મુકવા જેવું સ્થાન મળ્યું હોય તો તે અક્કલકોટમાં પૂ. શ્રી ગજાનન મહારાજના ચરણ કમળમાં જ છે. જો એમના ચરણની કૃપા થાય તો સાર્થક થઈ જાય. પૂ. મહારાજશ્રીમાં એવી કોઇ શક્તિ જોઇને એ પ્રભાવીત થઇ ગયા. એમને એ નિશ્ચયપૂર્વક લાગવા માંડયું કે જરૂર કોઈ અજબ શક્તિ એમને પ્રકાશથી પ્રભાવીત કરી રહી છે. આમ છતાં ન તો

# ૫

નિર્વાહ માટે ધંધો, વેપાર, દુકાન, સારા હોદ્દાવાળી નોકરી અગર કારખાના વગેરે કોઈને કોઈ તો અત્યાર સુધી બધા જ કરતા આવ્યા છે, કરે છે અને કરતા પણ રહેશે. એટલે આ વિષયમાં મારે ખાસ કહેવાનું નથી. પરંતુ પોતદાર સાહેબે ધંધો શરૂ કર્યો તેમાં ખાસ બે વિશિષ્ટતાઓ હતી. એક તો ધંધો શરૂ કર્યો ત્યારે એમની પાસે મુડી જ ન હતી. મુડી વગર જ ધંધો શરૂ કર્યો હતો અને બીજી વિશિષ્ટતા એ હતી કે એમના સ્વભાવ અનુસાર ધંધામા પ્રમાણિકતા, સત્ય અને સ્વચ્છતા રાખવાનો નિર્ણય કર્યો હતો. ધંધા સાથે આ બે વાતો લગભગ અશક્ય મનાય છે, એક સાથે સંભવતી નથી પરંતુ એમના ધંધામાં એ સંભવીત અને શક્ય બની શક્યું. એટલે તો એમનો ધંધો-વહેવાર બીજા કરતાં વધારે સારો હતો. આગળ ઉપર એની હકીકત જોઈશું.

આગળ સમયે સમયે એની હકીકત આપવાનું એટલા ખાતર કે અક્કલકોટની યાત્રાની જે દઢ છાપ એમના મન ઉપર પડી તે એઓ કદી પણ ભૂલી શક્યા નહી. જે પ્રભાવશાળી, ચૈતન્યશીલ વ્યક્તિના એમણે દર્શન કર્યાં, જેમની સાથે વાર્તાલાપ કર્યો એમને એમણે પોતાની નજર સમક્ષ હરહમેશ અને ક્ષણ ક્ષણ દૃષ્ટિ સમક્ષ રાખી. પૃ. મહારાજશ્રીના પ્રભાવની એમના જીવન અને આચરણ પર એટલી બધી વ્યાપક અસર પડી કે ૧૯૫૪ ની સાલથી એમના પોતાના જીવનના પ્રત્યેક કાર્ય તથા સમયમા એની ક્રાંતિકારી અસર જોવા મળી. ૧૯૫૪થી એમના જીવનનો પંથ બદલાઈ ગયો. એમને જીવનની એક નવી જ દિશા મળી ગઈ. આ પથ ઉપર જ એ ધીરે ધીરે આગળ ડગ મૂકતા ગયા અને સાથે સાથે પોતાનો ધંધો પણ ચાલુ રાખ્યો. પોતદાર સાહેબ સાંસારીક અને વહેવારીક જીવનમાં તેમજ વ્યક્તિગત જીવનમા પ્રગતિ કરતા રહ્યા. અત્યાર સુધીનું જે જીવન લખ્યું છે તે તો સામાન્ય જીવન હતું. એમાં ભરતી ઓટ તો જરૂર આવ્યા છે છતાં એ જીવન તો ફક્ત દુન્યવી–સાંસારીક જીવન જ હતું.

૧૯૫૪ પહેલાના જીવનમાં "હું" અહંનો વધારે પ્રભાવ હતો પરંતુ એ પછી 'તુમ' અર્થાત બીજા કોઈનો પ્રભાવ પણ સ્પષ્ટ જણાતો હતો. આ એક નવીન પલટો-નવું જ સોપાન હતું. આમ તો ૧૯૫૬માં ભયાનક અકસ્માતમાંથી બચી ગયા એ પણ એક રીતે એમના દેહને માટે તો નવું જ જીવન ગણી શકાય.

પોતદાર સાહેબ મધ્યપ્રદેશ તથા મધ્યભારતમાં વેપારની તપાસ કરવા તથા શ્રી પારખે સાહેબની મીલના 'રેપીંગ' માલ બાંધવાના કાગળનો ધંધો એ વિભાગમાં કેટલો ખીલી શકે છે એ વિશે માહિતી લેવાને માટે ભોપાલથી નીકળી ગયા. મીલમા તૈયાર થતો કાગળ-લખવા તથા છાપવામાં ઉપયોગમાં આવે તેવો ન હતો. એટલે એ ફક્ત માલ બાંધવા-વીંટવાના ઉપયોગમાં આવે એવો જ કહી શકાય. આ સફર દરમ્યાન રતલામની કાર્ડ બોર્ડ મીલની એજંસી પણ રાખવાનો વિચાર હોવાથી રતલામ પણ જવાનું હતું. આ મુસાફરીએ નીકળતા અગાઉ એમણે પોતાના મિત્ર રેઝા સાહેબને ઓફીસને માટે એક મકાનનો ઓરડો શોધી રાખવા સૂચના આપી દીધી. શ્રી રેઝા સાહેબ 'મનોહર ઈન્ડસ્ટ્રીઝ પ્રાઈવેટ લિમિટેડ' નામના નાના ગૃહઉદ્યોગમાં પોતદાર સાહેબના ભાગીદાર હતા. મનોહર ઈન્ડસ્ટ્રીઝમાં નાના નાના ૩૦, ૩૨ જાપાની મશીનોથી સુતર, સુતળી અને દોરડીઓ વગેરે બનાવવામાં આવતા હતા. એમાં જેટલી કમાણી હતી તેટલો જ ખર્ચ પણ થતો હતો. ફક્ત શોખ ખાતર આ કામ ચાલુ કર્યું હતું. આ ઈન્ડસ્ટ્રીઝની બાજુમાં જ સુલ્તાનીયા રોડ ઉપરના એક સરકારી મકાનમાં રેઝા સાહેબે એક ઓરડી ભાડે રાખી જેમા પોતદાર સાહેબની ઓફીસ શરૂ કરવામાં આવી.

પોતદાર સાહેબ મુસાફરીમાંથી પરત આવ્યા પછી એમણે શું શું કામ કર્યું તેનો અહેવાલ આપવા તેઓ પારખે સાહેબ પાસે ખાપોલી ગયા. જે થોડા દિવસ ખાપોલી રહ્યા તેમા તેમણે પોતાનો ધંધો વ્યવસ્થીત કરવા અને સારી રીતે ચલાવવા અંગે પારખે સાહેબ સાથે વિચારણા કરી લીધી. અને સાથે સાથે એમની પાસેથી અક્કલકોટના પૂ. મહારાજશ્રી અંગેની વિગતવાર વિસ્તૃત માહિતી પણ મેળવી લીધી. એમને જે થોડી ઘણી માહિતી મળી તેનાથી એમને સંતોષ ન થયો. ફક્ત એટલું જ જાણવા મળ્યું કે પૂ. મહારાજશ્રી મેટ્રીક સુધી જ ભણ્યા છે. વીસ વર્ષની ઉંમરમાંજ મઠાધિપતિ બન્યા છે અને એમની પહેલાંના મઠાધિપતિના સંબંધી થાય છે. અને આજે પણ એજ મઠાધિપતિ છે.

સમજાવવામાં આવશે. પરંતુ તમારે કોઇ ધર્મગ્રંથ વાંચવાની જરૂર નથી. મેં તો તમને અનુભવ કરાવીને જ જ્ઞાન આપવાનો નિર્ણય કર્યો છે." આ અને આવા અનેક પ્રશ્નોના એમને સમાધાન થાય એવા જવાબો એમને મળ્યાં. છેવટ અક્કલકોટ છોડતી વખતે ત્યાંના રીવાજ પ્રમાણે પોતદાર સાહેબ પૂ. મહારાજશ્રી પાસે પ્રસાદ લેવા ગયા. અને બધાની સાથે એમણે પણ હાથ જોડયા ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "મેં તો તમારી સાથે જ રોજ નાસ્તો કરવાનો રીવાજ અને સંબંધ બાંધ્યો છે. તમારે પ્રસાદની શી જરૂરત છે ?"

આમ પૂ. મહારાજશ્રી પાસેથી વિદાય લઈને પોતદાર સાહેબ મોટરની તપાસ કરવા મુંબઈ ગયા. મોટર સમી થવાને હજી બીજા આઠ દસ દિવસની વાર થશે એમ લાગવાથી મોટર મુંબઈ રાખીને એ ભોપાલ જતા રહ્યા. ભોપાલમાં એમણે રોજ નિયમિતતાથી પોતાના નવા કાર્યક્રમની શરૂઆત કરી. ૧૯૫૪ માં એમનામાં જે ભાવપરિવર્તન થયું હતું તેમાં આનાથી કોઇ ફરક પડ્યો નહિં.

પાંચ છ મહિના પછી શ્રી ગુરૂદેવ દત્તજયંતિ હતી. આ ઉત્સવ પ્રસંગે ડીસેમ્બરની શરૂઆતથીં જ તેઓ અક્કલકોટ પહોંચી ગયા. મને સાથે લીધો હતો. અમે પૂના પારખે સાહેબને ત્યાં ગયા. અને પછી પૂ. મહારાજશ્રી પાસે અક્કલકોટ ગયા. આ વખતમાં ધંધો એટલો વિસ્તૃત થયો હતો કે પેલા ગૃહસ્થ વેપારી પાસેથી લીધેલી રૂ. ૨૫૦૦૦)ની રકમ ઓછી પડવા લાગી. એટલે પારખે સાહેબ સાથે આ બાબતમાં ચર્ચા કરતા બીજા ઓછામાં ઓછા ૨૫૦૦૦)ની જરૂર પડશે એમ લાગ્યું અને એટલી મોટી રકમ કોની પાસેથી અને કેવી રીતે મેળવવી એ વિચારવાનું હતુ. શ્રી પારખે સાહેબે પોતાના અનુભવ પરથી પબ્લિક ડીપોઝીટ પદ્ધતિએ એ રકમ મેળવવા સલાહ આપી. એમણે કહ્યું કે "તમારે સ્નેહીસંબંધી તથા મિત્રો ઘણા છે. એમની પાસેથી થાપણો (ડીપોઝીટ) તરીકે રકમો લઈને તમે પેલા વેપારીના ૨૫૦૦૦) પણ ચૂકવી શકશો અને બીજી વધારાની મુડી ઉભી કરીને તમારો સવાલ હલ કરી શકશો. આપણે અક્કલકોટ જઈએ છીએ તો પૂ. મહારાજશ્રીને આપણી યોજના બતાવીશું અને એમના આશીર્વાદ લઈશું. એટલે તમારું કામ સફળ થશે.

અક્કલકોટ પૂ. મહારાજશ્રીના દર્શને આવનારા એમના આશીર્વાદનો કયા ક્યા કામો માટે અને કેવો ઉપયોગ કરે છે એ પોતદાર સાહેબે અક્કલકોટમાં

પ્રત્યક્ષ જોયું હતું. અને થાપણ યોજના માટે પૂ. મહારાજશ્રીના આશીર્વાદ લેવા એ પણ બધાના પગલે જ ચાલવા જેવું હતું. અક્કલકોટમા શ્રી પારખે સાહેબે જ પૂ. મહારાજશ્રીને "થાપણ યોજના-ડીપોઝીટ સ્કીમ" બતાવી. પૂ. મહારાજશ્રીએ એ સાંભળીને ફક્ત "હા" એમ જ ઉદગાર કાઢયો. પારખે સાહેબે તો આ યોજનામાં પારખે સાહેબ, એમના પત્ની અને બીજા મિત્રોએ મળીને રૂ. ૧૦૦૦) આપીને શુભ શરૂઆત પણ કરી. પોતદાર સાહેબને આનંદ તો થયો પરંતુ પાછળથી અનુભવો ઉપરથી આવી મહાન વ્યક્તિઓના આશીર્વાદનો ઉપયોગ આવા મુહુર્ત જેવા કામો માટે કરવો એ તો ઉપયોગ નથી પણ દુરૂપયોગ છે. એમ કરવું યોગ્ય નથી એમ એમને લાગ્યું..

અક્કલકોટમા મારા તો બધા જ દિવસો ખૂબ આનંદમા ગયા. અક્કલકોટથી ભોપાલ ફર્સ્ટ ક્લાસમા જ મુસાફરી કરવામા આવતી. અહીંથી અમે પારખે સાહેબની ગાડીમા ખપોલી ગયા. અને ત્યાંથી એમની સાથે જ મુંબાઈ ગયા. પારખે સાહેબના કોઈ જપાની મિત્રો આવવાના હતા એટલે પારખે સાહેબ એ મિત્રોને મળવા મુંબઈ આવ્યા હતા. અમે પણ પારખે સાહેબ સાથે સાન્તાક્રુઝ હવાઈ મથકે ગયા અને ત્યા આ બધા જપાની મિત્રો સાથે અમે છબી પડાવી. અક્કલકોટ જતી વખતે પોતદાર સાહેબ ધોતીયુ, પહેરણ અને ટોપી પહેરતા એટલે છબી વખતે આજ પોષાક પહેર્યો છે. સામાન્ય રીતે એમનો રોજનો પોષાક તો અંગ્રેજી ઢબનો છે પરંતુ અક્કલકોટમાં પૂ. મહારાજશ્રી પાસે જતી વખતે સ્નાન કરીને ચરણ પડતી વખતે માથા ઉપર ટોપી પહેરવી જોઈએ એવું કોઈ ભક્તે કહેલું એટલે ત્યા દેશી ઢબનો પોષાક પહેરતા. પરંતુ તે પછી એમણે કોઈ વખત ટોપી પહેરી નથી. આ ડીસેમ્બર ૫૭ પછી એમણે ટોપી પહેરીને જવાનુ બંધ કરી દીધું. એમને ૧૯૨૫માં કાનપુરમા જનોઈ પહેરાવવામા આવ્યું હતું. અને એ વખતે જનોઈ પહેરતા હતા જેથી પોતે બ્રાહ્મણ છે કે શુદ્ર એવી કોઈ ટીકા કરે નહીં પરંતુ એ પછી જનોઈ પહેરવાનું પણ છોડી દીધુ. માતાજી ગુસ્સે ન થાય એટલા ખાતર બોર્ડીંગમાથી ઘેર આવતી વખતે એ નવું જનોઈ ખરીદીને પહેરતા હતા અને સંધ્યાકાળ ફક્ત નાહવા સિવાય શરીર પરથી કાઢતા જ નહી.

૧૯૫૭ના ઓકટોબરની પહેલી તારીખે અમે આ નવા ફ્લેટમા રહેવા ગયા. અને ૧૯૬૬ના માર્ચ માસમા અમને આ ઘરમાથી ખાલી કરવામા આવ્યા. આ ઘરમા આવ્યા પછી પોતદાર સાહેબ ઈન્દોર જઈ આવ્યા. ઈંદોરમા

એમની માતા ઉજાગ બ્રાહ્મણે ( કે બ્રહ્મચારી ) જમાડવાની ઈચ્છા રાખતા હતા માતાજીની ઇચ્છાનુસાર ભોજન વિધિ પતાવી એટલે માતાજી ખૂબ સંતોષ પામ્યા ।

૧૯૫૮ ની સાલમા પોતદાર સાહેબના જ શબ્દોમા " આ વર્ષ એક એવુ વર્ષ છે જેમા અમે ઈશ્વરી માર્ગ પર જઈ રહ્યા છીએ એટલુજ નહી પણ એ માર્ગે પ્રગતિ કરી રહ્યા છીએ એવા અનુભવ અમને થાય છે" એટલે આ વર્ષની હકીકત વિચારપૂર્વક સમજીને લખવાની છે

૨૫મી ડીસેમ્બરે શ્રી પારખે સાહેબ પોતાના બે જાપાની મિત્રોને લઈને ભોપાલ અમારે ઘેર આવ્યા પારખે સાહેબ અમારે ઘેર રહ્યા અને જાપાની મિત્રોને રૂબી હોટેલમા ઉતારો આપ્યો ખાજના પારખે સાહેબના બન્ને મિત્રોને લઈને આ બન્ને સાચી જોવા ઉપડયા ૧૯૫૪થી અત્યાર સુધીનો પોતદાર એજન્સીનો ઇતિહાસ પારખે સાહેબની જાણમા હતો ધધો તો સારો ચાલતો હતો પરંતુ થોડી જ મુડીમા લાખ્ખો રૂપિયાનો વેપાર કરવામા માનસીક ચિંતા ખૂબ રહેતી હતી અકકલકોટમા પબ્લિક ડીપોઝીટ સ્કીમ–થાપણ યોજના માટે પૂ મહારાજશ્રીના આશીર્વાદ થોડા વખત પહેલા જ લીધા હતા પરંતુ હજી સુધી કોઈના તરફથી રોકડ ડીપોઝીટ–થાપણ મળી ન હતી. આ તમામ વાતો સાચીથી પરત આવતી વખતે પોતદાર સાહેબે પારખે સાહેબને કરી એટલે એમણે કહ્યુ કે " ખાપોલીમા ઉદ્ઘાટન સમારંભ વખતે પૂ મહારાજશ્રી ત્યા આવવાના જ છે તે વખતે તમે પણ જરૂર આવજો ત્યા આપણે પૂ મહારાજશ્રીને એક દિવસ માટે પણ ભોપાલમા તમારે ઘેર–એક દિવસ માટે પણ પધારવાની વિનંતિ કરીશુ અને જો તમારા ઘરમા એમના ચરણ પડશે તો પછી કોઈ જાતની આર્થિક ચિંતા રહેશે નહી અને ધધા પણ સારી રીતે ચાલશે ' પોતદાર સાહેબ પણ પૂ મહારાજશ્રીને લાવવા સુ વ્યવસ્થા ગોઠવી તેના વિચાર કરવા માડયા, જેથી તમામ મુશ્કેલીઓનો અંત આવે છેવટ પારખે સાહેબે પૂ મહારાજશ્રી ખાપોલી આવવાનુ નક્કી થાય ત્યારે પોતદાર સાહેબને તે તાર કરે અને પોતદાર સાહેબ ખાપોલી આવે એટલે પૂ મહારાજશ્રીને વિનંતિ કરીને લઈ આવવાનુ નક્કી કર્યુ

નક્કી થયા મુજબ જાનેવારીમા પારખે સાહેબનો તાર મળ્યો ૧૮ મીએ પૂ મહારાજશ્રી પૂના આવવાના છે અને ૨૩ મીએ ઉદ્ઘાટન છે એ મુજબની

તારની હકીકત મળી. તરત જ પોતદાર સાહેબ પૂના જવા નીકળી ગયા અને ૧૯ મીએ તો પહોંચી પણ ગયા. પૂ. મહારાજશ્રી ભોપાલ આવે તો તેમની વ્યવસ્થાને માટે પોતદાર સાહેબે પૂના જતાં પહેલા મારા માતાજી અને ભાઈને તમામ સૂચનાઓ આપી દીધી. પૂનામાં શ્રી પારખે સાહેબે પૂ. મહારાજશ્રીને પોતદાર સાહેબ કેમ આવ્યા છે અને શી હકીકત છે તે તમામ કહ્યું ત્યારે એમણે ફક્ત આટલું જ કહ્યું કે "ઉદ્‌ઘાટન પછી આ બાબત વાત કરીશું." પોતદાર સાહેબે તરત જ ભોપાલ ટેલીફોન કરીને આ વાત જણાવી. ૨૩ મી તારીખે સમારંભ પૂરો થયો એટલે પૂ. મહારાજશ્રીએ તેઓ કેટલો સમય ફાજલ પાડી શકશે એ જણાવ્યું. પૂ. મહારાજશ્રીએ કેટલો વખત પોતે કાઢી શકે તે જણાવ્યું એટલે પોતદાર સાહેબે ગણત્રી કરી તો પૂ. મહારાજશ્રી ભોપાલ સવારે સાત વાગે પહોંચી શકે અને ત્યાર પછી તે જ દિવસે બપોરે બાર વાગે પંજાબમેલ એક્સપ્રેસમાં મુંબઈ પરત આવવું પડે, આટલે દૂર સુધી મુસાફરી કર્યા પછી ભોપાલ તો ફક્ત પાંચ કલાક જ રહી શકાય એમ હતું. જો કે એટલા સમયમાં એમનું પોતાનું કામ તો પાર પડે એમ હતું, પરંતુ પોતાનું કામ થાય એટલા જ ખાતર આટલા થોડા વખત માટે પૂ. મહારાજશ્રીને તકલીફ આપવી એ ઠીક ન લાગ્યું. એટલે એમણે પૂ. મહારાજશ્રીને ફરી કોઈ વખત બે ચાર દિવસ રહી શકાય એવો વખત કાઢીને આવવા વિનંતિ કરી. પૂ. મહારાજશ્રીએ એમની સૂચના સ્વીકારી લીધી. આમ પૂ. મહારાજશ્રીનું ભોપાલ આવવાનું બંધ રહ્યું. હવે તો સાલ દોઢ સાલના અનુભવ પછી પોતદાર સાહેબને ખાત્રી થઈ ગઈ છે કે જ્યાં જ્યાં પોતે જાય છે, અને રહે છે ત્યાં પૂ. મહારાજશ્રી એમની પાસે જ હોય છે. એટલે આ પછીથી એમણે કોઈ વખત પૂ. મહારાજશ્રીને ભોપાલ આવવા વિનંતિ નથી કરી કે નથી પૂ. મહારાજશ્રીએ એવી ઇચ્છા બતાવી.

ખાપોલીના આ કાર્યક્રમ પછી પૂ. મહારાજશ્રી મુંબઈ જવાના હતા. એટલે પોતદાર સાહેબે પણ એમની સાથે મુંબઈ જવાનું નક્કી કર્યું. મુંબઈથી પછી એ ભોપાલ જવા માગતા હતા પરંતુ પારખે સાહેબ અને બીજા સ્નેહીઓએ કહ્યું કે "પૂ. મહારાજશ્રી મુંબઈથી ચીપલુન પાસે આવેલા 'પરશુરામ' નામના ગામે જવાના છે અને ત્યાં આવેલી શ્રી પરશુરામની મૂર્તિના દર્શન કરશે પૂ. મહારાજશ્રી સાથે આમ યાત્રાએ જવાના પ્રસંગો વારે વારે મળતા નથી તો તમે પૂ. મહારાજશ્રીની અને અમારી સાથે એ યાત્રામાં આવો

એમ અમે ઇચ્છીએ છીએ." આ બધાના આગ્રહ પછી એમણે પંદર દિવસ સુધી ભોપાલ પરત નહી આવી શકે એવો એક તાર ભોપાલ કરી દીધો.

ધંધા માટે જ એમને હવે ૫૪-૫૫ની સાલની માફક ભોપાલમાં જ રહેવું પડે એવી પરિસ્થિતિ ન હતી. સેક્રેટરી અન્સારી અને એકાઉન્ટન્ટ અમીન ઘણા સમયથી કામ કરતા હોવાથી પોતદાર સાહેબનો સ્વભાવ જાણી ગયા હતા. તેમજ કામ કરવાની એમની પદ્ધતિ અને રીતથી પણ પુરના વાકેફ હતા. એટલે કમાણી ઘટે છે કે વધે છે એની પરવા કર્યા વગર પોતદાર સાહેબની ઈચ્છા પ્રમાણે સત્ય અને પ્રમાણિકતાથી ધંધાનું કામ સંભાળી રહ્યા હતા.

પૃ. મહારાજશ્રી સાથે હવે પોતાના નવા કાર્યક્રમ મુજબ તા. ૨૫ અને ૨૬ જાનેવારી સુધી પોતદાર સાહેબ મુંબઈ રહ્યા. તા. ૨૭ મીએ ચીપલુન જવા માટે પૃ. મહારાજશ્રી માટે એક બ્યુક કારની વ્યવસ્થા કરવામા આવી. બીજા બધાને માટે શ્રી પારખે સાહેબની બે ગાડીઓ રાખી હતી. આ વખતે પૃ. મહારાજશ્રીની બ્યુક ગાડી હાકવા માટે પોતદાર સાહેબે પૃ. મહારાજશ્રીની મંજુરી માગી અને મંજુરી મળી એટલે એ ગાડી પોતદાર સાહેબે હાંકવા લીધી.

પૃ. મહારાજશ્રીની ગાડી હાકીને એમની સાથે પોતદાર સાહેબે બપોરે મુબઈ છોડયુ. સાજે બધા ખાપોલી પારખે સાહેબના બગલામા પહોચી ગયા. રાતે ત્યા મુકામ કરીને બીજે દિવસે સવારે ખાપોલીથી નીકળીને બે કલાક પછી પૂના આવી પહોચ્યા. બીજે દિવસે એટલે ૨૯ મી જાનેવારીએ ધાવડશી ગામમા મરાઠા અને બાજીરાવ પેશ્વાના ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી-જે શ્રી ભગવાન પરશુરામના શિષ્ય ગણાતા હતા-તેમના સ્થાને-મંદિરમા પહોચી ગયા. ત્યાથી નીકળીને શ્રી પરશુરામ ક્ષેત્ર ચીપલુનમા સાજે પહોચી ગયા. અહીં આ અગાઉથી જ એક ગૃહસ્થને ત્યા રહેવા ખાવાની વ્યવસ્થા કરી હતી. તે દિવસે પૃ. મહારાજશ્રીએ ખાસ મૌન રાખ્યું હતુ અને પોતદાર સાહેબે જ્યારે મૌન છુટવાનો સમય પૂછ્યો ત્યારે શ્રી પરશુરામ ભગવાનની મૂર્તિના દર્શન થયા પછી જ મૌન છૂટશે એવો જવાબ મળ્યો. અને સાજે મૂર્તિના દર્શન કર્યા પછી જ મૌન છોડયુ. બીજે દિવસે પૃ. મહારાજશ્રીનુ દરેક પખવાડીઆનુ ત્રણ દિવસનું મૌન શરૂ થતું હતું. પૃ. મહારાજશ્રી દર દશમ, એકાદશી અને બારસે આ મૌન રાખતા હતા. ભગવાન પરશુરામની મૂર્તિના દર્શન કર્યા પછી

પૂ. મહારાજશ્રીએ કેટલીય વખત મૂર્તિની પ્રદક્ષિણા કરી. પોતદાર સાહેબ તો આ બધી ક્રિયા આશ્ચર્યચકિત થઈને જોતા અને પૂ. મહારાજશ્રીનું અનુકરણ કરતા હતા. પૂ. મહારાજશ્રીના ચહેરા પર એક અલૌકિક તેજનો પ્રકાશ પથરાતો એમણે જોયો. પૂ. મહારાજશ્રી આમ અપૂર્વ આનંદ અનુભવતા એક કલાક સુધી પ્રદક્ષિણા કરતા રહ્યા. પોતદાર સાહેબે ખૂબ વિચાર કર્યો પરંતુ આનું રહસ્ય એ સમજી શક્યા નહીં. પૂ. મહારાજશ્રીનું મૌન હતું નહીં તો પોતદાર સાહેબ પોતાની ટેવ પ્રમાણે પૂ. મહારાજશ્રી કાંઈ કહેતા ત્યારે તે તરત જ એનો ખુલાસો પૂછી લેતા—તેમ આનું રહસ્ય પૂછી લેત. આ પછી ૩૧મી જાન્યુઆરીએ બપોરે પરશુરામક્ષેત્ર છોડ્યું. રાત્રે એક સ્થળે આરામ કરી ભોજન પતાવ્યું અને રાતે જ બે વાગે પૂના આવી ગયા.

પહેલી ફેબ્રુઆરીએ બારશ હોવાથી પૂ. મહારાજશ્રીના મૌનનો છેલ્લો દિવસ હતો. બીજી તારીખે તો મૌન છોડવાના હતા એટલે પોતદાર સાહેબે એમણે શ્રી પરશુરામની મૂર્તિની કરેલી આગ્રણિત પ્રદક્ષિણાનું રહસ્ય પૂછવાનું નક્કી કર્યું. પરંતુ બીજી તારીખે મૌન છોડીને તરત જ એમણે અક્કલકોટ તરફ પ્રયાણ કર્યું. એટલે પોતદાર સાહેબ ખુલાસા માટે સવાલ પૂછી જ શક્યા નહિં. પૂ. મહારાજશ્રી જતા રહ્યા એટલે પોતદાર સાહેબે પ્રદક્ષિણા વખતની પૂ. મહારાજશ્રીના મનની સ્થિતિનું રહસ્ય પૂછ્યું. એમને કેટલો બધો આનંદ થતો હતો ? એ પણ કહ્યું. પરંતુ પારખે સાહેબે તો તમે જ કાગળ લખીને પૂછાવજો એટલો જ જવાબ આપ્યો.

તે જ દિવસે સાંજે પોતદાર સાહેબ ભોપાલ તરફ રવાના થઈ ગયા. રસ્તામાં કલ્યાણ સ્ટેશનના વેઈટીંગ રૂમ—આરામગૃહમાંથી એમણે પૂ. મહારાજશ્રીને અક્કલકોટ કાગળ લખી એમના પ્રદક્ષિણા વખતના આનંદ વગેરેનું રહસ્ય પૂછાવ્યું. તા. ૩ ફેબ્રુઆરીએ પોતદાર સાહેબ ભોપાલ પહોંચ્યા ત્યારે જ આ એમની મહત્ત્વપૂર્ણ યાત્રા પૂરી થઈ.

આ વર્ષની આ મુસાફરીમાં પોતદાર સાહેબના જીવનમાં એક મહત્ત્વપૂર્ણ અનુભવ થવાની શરૂઆત થઈ. ૧૮ જાન્યુઆરીએ બપોરે બાર વાગે ભોપાલથી પઠાણકોટ એક્સપ્રેસમાં નીકળી ૧૯મીએ એમને પૂના પહોંચવું હતું. ભોપાલથી જ ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં બારી આગળ બેસીને જ્યારે તેઓ બહાર જોતા હતા ત્યારે બારીની બહાર જે જે વસ્તુ પર એમની નજર પડતી તે વસ્તુને બદલે

અક્કલકોટના સ્વામી સમર્થ મહારાજના શરીર અને ચહેરા–મુખ દેખાવા લાગ્યું. ગમે તે વસ્તુ તરફ બારી બહાર નજર ફેંકતા તો પ. સ્વામી સમર્થ મહારાજના જ દર્શન થતાં. ડબ્બાની અંદર જોતાં એમાનું કશું જ દેખાતું નથી. ફક્ત બારી બહાર જોવામાં આવતું ત્યારે જ પૂ. સ્વામી સમર્થ મહારાજનું અગર પૂ. મહારાજશ્રીનું મુખારવિંદ સ્પષ્ટ રીતે દેખાતું હતું. આમ શાથી થાય છે એની એમને સમજણ પડી નહીં અને આવી પરિસ્થિતિ છેક ૧૮ જાનેવારીથી ૩૭ ફેબ્રુઆરી સુધી રહી. પૂના, ખાપોલી, મુંબઈ જ્યાં જ્યાં એ ગયા ત્યાં પણ આ પ્રમાણે પ. સ્વામી મહારાજના અને પ. મહારાજશ્રીના ચહેરા જ દૃષ્ટિ આગળ આવતા હતા. આવી પરિસ્થિતિ–આવા અનુભવનો કાળ વધુને વધુ મોટો થતો ગયો એટલું જ નહીં પણ પછી તો બંધ ઓરડાઓમાં પણ એ દર્શન થતાં અને સાથે સાથે બીજા અનેક સંત મહાત્માઓના દર્શન પણ થવા લાગ્યા. આ અનુભવ–એમણે 'સુખની શોધમાં'–" In search of happiness" પુસ્તક લખ્યું ત્યાં સુધી ચાલુ રહ્યો: ૧૯૫૮ માં જ્યારે એમને આવો અનુભવ થવા માંડ્યો ત્યારે એ નવશિક્ષિત–નવદીક્ષિત શિષ્ય હતા. એટલે જ્યારે એઓ પરશુરામ ક્ષેત્રની યાત્રાએ ગયા ત્યારે આ અલૌકિક અનુભવની વાત કોઈની પણ આગળ પ્રગટ કરતાં એ સંકોચ અને શરમ અનુભવતા એટલે એમણે કોઈને પણ એ વાત કરી નહીં. સંબંધીઓ અને મિત્રો કદાચ મશ્કરી મજાક કરે એવો ભય હતો. આ વાત ફક્ત પ. મહારાજશ્રીને જ કહેવાની ઈચ્છા હતી. આ મુસાફરી દરમ્યાન તો પૂ. મહારાજશ્રી સાથે વાતચીત કરવાની કોઈ એવી તક મળી નહીં. એટલે ભોપાળ આવ્યા પછી ખૂબ સંકોચ સાથે એમણે પોતાને ૨૪ કલાક સુધી સંત મહાત્માના દર્શનનો અનુભવ થાય છે એ હકીકત અક્કલકોટ પ. મહારાજશ્રીને લખી મોકલી. આ અનુભવ થવાનું કારણ શું–એનો અર્થ શો એ જાણવાની ઉતેજારી કે ઇચ્છા ન હતી પરંતુ પોતાને થતા અનુભવની માહિતી પૂ. મહારાજશ્રીને આપવી જોઈએ એ ફરજના ખ્યાલથી જ એમણે પત્ર લખીને હકીકત જણાવી હતી.

૩ ફેબ્રુઆરીએ ભોપાલ આવ્યા કે તરત જ પારખે સાહેબના આગ્રહથી એમને દિલ્હી જવું પડયું. શ્રી પારખેની ઇચ્છા હતી કે આમ દુકાન રાખવા કરતાં પોતદાર સાહેબ કાર્ડ બોર્ડનું પોતાનું જ કારખાનું કાઢે તો સારું. ૫ મી ફેબ્રુઆરીએ પોતદાર સાહેબ દિલ્હી પહોંચી ગયા. કારખાના અંગે એમણે કેટલા વખતથી પ્રયત્નો શરૂ કર્યા હતા. આવેદન–અરજી વગેરે દિલ્હી મોકલ્યા હતા. એટલે એ ઓફીસના મુખ્ય અધિકારીઓને પોતદાર સાહેબે રૂબરૂમાં મળવું

જેઓએ એમ પારખે સાહેબ કહેતા હતા એમને મળીને કામ શરૂ થયું — ક્યાં અટક્યું છે એની માહિતી લઈને ખૂટતી માહિતી તરત જ પૂરી પાડી શકાય એટલા માટે દિલ્હી જવાનું હતું.

તેઓ ૫ મી ફેબ્રુઆરીએ પારખે સાહેબને દિલ્હીમાં મળ્યા અને ફરીએ એ બન્ને મિત્રોએ અધિકારીઓને મળી—અધિકારીની સૂચના મુજબ ઘરના ફેરફાર સાથે ફરી અરજી આપી એટલે તરત જ કામ પતી ગયું અને કામ પત્યું એટલે પોતદાર સાહેબ દિલ્હીથી નીકળીને ગ્વાલીયર તથા ઝાંસીની ઓફીસનું કામ પતાવી ભોપાલ આવી પહોંચ્યા પરંતુ ૨ જીએ કલ્યાણ સ્ટેશન પરથી એમણે અક્કલકોટ લખેલા પત્રનો જવાબ એમને હજી મળ્યો ન હતો ૧૩ મી ફેબ્રુઆરીએ રાત્રે એમને અલૌકિક સ્પષ્ટ સ્વપ્ન દર્શન થયું એ સ્વપ્ન દર્શનમાં એમને—શ્રી પરશુરામ ક્ષેત્રમાં સૌથી ઉન્નત શીખર પર શ્રી ગુરૂદેવ દત્તની પાદુકાઓનું મંદિર જોવામાં આવ્યું ત્યાંથી થોડા નીચે ડાબી બાજુએ ભગવાન પરશુરામનું મંદિર એમને જણાવા લાગ્યું. ૨૯, ૩૦, અને ૩૧ જાન્યુઆરીએ પોતે સ્પષ્ટ જોયું હતું એવું જ મંદિર અને દર્શન હતા ફરીથી સ્વપ્નમાં શ્રી ગુરૂદેવ દત્તની પાદુકાઓ મંદિરની ડાબી બાજુએ નીચે ભગવાન પરશુરામના મંદિરની ડાબી બાજુએ એટલા જ નીચે પૂ. શ્રી ગજાનન મહારાજ જોવામાં આવ્યા નજીકમાં જ એક ઉંડો ખાડો ખોદેલો હતો. ખાડાની આજુબાજુ કેટલીક વ્યક્તિઓ ઉભી હતી એમાંથી કેટલાકને પોતદાર ઓળખતા હતા બીજા ચાર, જણા અજાણ્યા લાગતા હતા આ જ વખતે પૂ. મહારાજશ્રીએ બધાને ઉદ્દેશીને કહ્યું કે "મારો સમાધિ લેવાનો સમય હવે પાકી ગયો છે પરંતુ મારૂં એક અતિ મહત્ત્વનું કાર્ય બાકી છે એ કાર્ય પૂરું કરવાની જવાબદારી તમારામાંથી કોઈ એક જણે ઉપાડી લેવી જોઈએ " આ વખતે પોતદાર સાહેબના પરિચિત બે જણાએ પોતપોતાની મુશ્કેલીઓની વાત પૂ. મહારાજશ્રી આગળ રજુ કરી હવે પોતદાર સાહેબનો વારો હતો એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર એમણે તરત જવાબ આપ્યો કે "આજ ક્ષણથી હું આપનું અધૂરું કામ કરવા તૈયાર છું ફક્ત આપ કામ બતાવો એટલી જ વાર છે " આ પછી સ્વપ્ન પૂરું થયું

ચૌદમી ફેબ્રુઆરીના રોજ સવારે જ્યારે ઉઠ્યા ત્યારે આ સ્વપ્નનું જાણે એમણે પ્રત્યક્ષ જોયું હોય તેવી રીતે એ સ્વપ્ને એમના ચિત્તનો કબજો લઈ લીધો હતો ત મહારાજશ્રીએ 'સમાધિ' શબ્દ ઉચ્ચાર્યો હોવાથી તથા આ

સ્વપ્નદર્શન પહેલી જ વખત થતું હોવાથી એમણે સ્વપ્નની હકીકત તરત જ પ. મહારાજશ્રીને લખીને એનો અર્થ સમજાવવા વિનંતિ કરી હતી. પ. મહારાજશ્રીએ જવાબ આપ્યો કે " આની વાતનો અર્થ પત્રમાં સમજાવી શકાતો નથી. રૂબરૂ મળો ત્યારે જોઈશું. "

આ બાજુ ધંધો સારો ચાલતો હતો. મિત્રો તરફથી થાપણ આવવાની શરૂ થઈ અને એ થાપણ એટલી બધી આવી કે એમાંથી જ ભોપાળના વેપારીની રકમ ચુકતે કરી દીધી. આમ ૧૯૫૮ ના એપ્રીલમાં ધંધો બહુ સારી રીતે ચાલતો હતો. પોતદાર સાહેબ પણ ધંધા તરફ પુરતું લક્ષ આપતા હતા. પોતાના સ્ટાફના ભરોસાના માણસો હોવાથી ધંધા બાબતમાં ચિંતામુક્ત હતા અને છતા રોજ ૧૧ થી ૫ સુધી ઓફીસમાં બેસીને પત્ર વહેવાર, ચેક વગેરે તૈયાર કરતા અને કામકાજ પર દેખરેખ રાખતા હતા.

પરશુરામ ક્ષેત્રની યાત્રા કરીને પાછા આવ્યા ત્યારથી તેઓ પોતાના દૈનિક નિત્યક્રમમાં અત્યંત નિમગ્ન રહેતા હતા. ૧ લી ઑકટોબરે અમારૂં નવું મકાન જે પુષ્કળ અવરજવરવાળા જાહેર રસ્તા પર આવેલું હતું તેમા અમે રહેવા ગયા. મકાનની નજીકમાં જ સ્ટેશન, સ્કૂલ, બજાર વગેરે હોવાથી સગવડવાળું હતું છતાં શહેરની મધ્યમાં જ હતું છતા પણ એકાતમા લાગતું હતું કારણ કે મકાનની આજુબાજુ લગભગ બસો ફૂટ દૂર સુધીમા કોઈ મકાન વગેરે ન હતા. સામે જ ભોપાલના નવાબ કુટુંબના કબ્રસ્તાનની ' બડાબાગ ' નામે ઓળખાતી વિશાળ જગ્યા હતી. થોડે દૂર એની ડાબી બાજુએ ભોપાલ ટૉકીઝનું મકાન આવેલું હતું. એક બાજુ સામાન્ય વર્ગ માટેનું કબ્રસ્તાન અને જમણી બાજુએ ખ્રીસ્તીઓનું કબ્રસ્તાન હતું. અમારા મકાનની સો બસો ફૂટ દૂર ટોકીઝ હોવા છતા ત્યાના કોલાહલનો અવાજ મકાન સુધી આવતો ન હતો અને મકાનમા ખૂબ શાતિનું વાતાવરણ હતું. મકાનથી અગાશીમાં બેઠા બેઠા દૂર દૂર જોવા છતા એક પણ ઝાડ દેખાતું નહીં. સામાન્ય રીતે પહેલે મજલે જવા માટેના દાદરના બાર પંદર પગથિયા ચઢવા પડતા. પરંતુ આને માટે તો છવ્વીસ પગથિયા ચઢવું પડતું. એટલે આ મકાન ઠીક ઠીક ઊંચું, હવા અજવાળાવાળું તથા ઉપર પાણીની ટાંકી સાથે તમામ રીતે અનુકૂળ અને સારૂં કહી શકાય એવું હોવાથી વાતાવરણ પોતદાર સાહેબને ગમી ગયું. અને એનો એમના પર સારો પ્રભાવ પડ્યો. એમની સાધના માટે આ સ્થળ ખૂબ અનુકૂળ હોવાથી તેઓ પોતાનો અધિક સમય નિત્યક્રમમાં ગાળવા લાગ્યા.

વહેલી સવારે એ ત્રણ ચાર વાગે ઉઠી જતા. કોઈને પણ જગાડયા વગર પોતાની પૂજાની ઓરડી સાફ કરી લેતા અને બારે માસની આદત પ્રમાણે અગાસીમાં જ નળ નીચે બેસી ઠંડા પાણીએ સ્નાનવિધિ પતાવી લેતા. એ પછી પૂજા માટે સુખડ, ફૂલ, ધુપદીપ વગેરે તૈયાર કરી લેતા. મંત્ર વગેરે એમને આવડતા જ નહીં અને એમણે એ શીખવાનો કોઈ પ્રયત્ન પણ કર્યો ન હતો. આ પત્યા પછી પૂ. મહારાજશ્રીના આદેશ મુજબ ધ્યાનમાં બેસતા. શરૂઆત પાંચ મિનિટથી કરી અને જેમ જેમ એમાં રસ પડતો ગયો તેમ તેમ ધ્યાનનો સમય વધારતા ગયા. અને ૪૦–૫૦–૫૫ મિનિટ સુધી પહોંચી ગયા.

ખૂબ વિચાર કર્યા પછી અને પૂરી તૈયારી પછી એમણે સંયમ માટેના તમામ નિયમો પાળવાનું શરૂ કર્યું. નિયમ 'પાલનની શરૂઆત એમણે ૨૫ એપ્રીલ ૧૯૫૮ થી કરીને વિલાયતી ઢબના સુટ, કોટ પાટલુન તથા દરેક પ્રકારના ગરમ વસ્ત્રો પહેરવાનું છોડી દીધું. એટલું જ નહીં પરંતુ દરેક પ્રકારના સાબુ વાપરવાનું, ક્રીમ, સ્નો, ટુથપેસ્ટ પાવડર બ્રશ વગેરે વાપરવાનું પણ બંધ કર્યું. જૂના તમામ કપડાં મનોહરભાઇને તથા પોતાના નાના ભાઇને અર્પણ કર્યા. વારાફરતી પહેરવા માટે ૧૦–૧૨ જોડ જોડા હતા તેનો પણ ત્યાગ કર્યો. ફક્ત એક ધોતિયું, એક પહેરણ અને બહાર જતી વખતે ચંપલ પહેરવાનો નિયમ રાખ્યો. થોડા વખત માટે રૂમાલ વાપરવાનું રાખ્યા પછી તેનો ઉપયોગ કરવાનું પણ માંડી વાળ્યું. આજ પણ બારે માસ ફક્ત બે જ કપડાં પર ચલાવે છે. એવી જ રીતે પથારી, ગરમ કામળો, રજાઇ વગેરે વાપરવાનું બંધ કરી દીધું. આ નિયમ આજ સુધી પણ કાયમ રહ્યો અને રાખ્યો જ છે. ૨૫ મી એપ્રીલે જ્યોતિબહેનની વર્ષગાંઠ આવતી હતી. એના જન્મ પછી થોડાં દિવસ બાદ એટલે ૧૩ જુન ૧૯૫૭ માં પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબને ઉપદેશ આપ્યો હતો. અને ત્યારથી એમને જ્યોતિદર્શન–જ્ઞાન દર્શન થયું હોવાના કારણે બહેનનું જ્યોતિ નામ જ રાખવામાં આવ્યું હતું.

આમ ૨૫ એપ્રિલ ૧૯૫૮થી એમણે તદ્દન સાદી રીતે રહેવાની શરૂઆત કરી દીધી. બારે કિંમતની રીસ્ટવોચ ( કાંડા ઘડિયાળ ) પહેરતા તે પણ બંધ કર્યું. ફાઉન્ટનપેન ખિસ્સામાં રાખવાને બદલે બેગમાં રાખવા લાગ્યા. માતાજીએ તો એમની પુરાણી આદતોનું વર્ણન કરતાં કહ્યું હતું કે તેઓ જ્યારે મિલમાં નોકરી કરતા હતા ત્યારે આંગળીઓ પર હીરાની વીંટી, કાનમાં સોનાની સાંકળી, કિંમતી રીસ્ટવોચ, ખમીસમાં હીરાના બટન, કિંમતી પેન,

કપડાં અને દરબાર જોડ જોડા રાખીને પુરા ઠાઠથી રહેતા હતા. તબિયત પણ એટલી નાજુક હતી કે એટલું ગંજીફરાક પહેરીને બેસે તો શરદી થઈ જતી. આવી ઠસ્સાબાજ, શોખીન અને નાજુક શરીરવાળી વ્યક્તિ આ તમામનો એકદમ ત્યાગ કરે અને વર્ષો સુધી તદ્દન સાધુ જેવી સાદી રીતે રહે એના મુળમાં એમની સાધના જ જણાય છે. મારુ સૌભાગ્ય છે કે મારા પિતાજી આવા એક કઠોર સાધક છે. આ પરિસ્થિતિ એમણે કોઇ પણ મુશ્કેલ સંજોગોને લીધે સ્વીકારી ન હતી પરંતુ જ્યારે ધંધો પુરા સ્વરૂપમાં ધમધોકાર ચાલતો હતો, આવક પણ ઘણી સારી કહી શકાય તેવી હતી ત્યારે ફક્ત આંતરિક તપની ઇચ્છાથી જાતે થઇને આ પરિસ્થિતિનો સ્વીકાર કર્યો હતો. એમના પૂર્વજીવન સાથે અત્યારના સાદા જીવનની સરખામણી કરીએ છીએ ત્યારે અમને એમ લાગે છે કે ભવિષ્યમાં દુર્દિન આવશે ત્યારે આ જીવન ટકાવી રાખવું કઠણ પડશે એટલું જ નહિ પરંતુ અશક્ય જ બની જશે. પોતાના આ મસ્તીભર્યા જીવન પર એમણે ૧૯૫૮થી સખત નિયંત્રણ મુકી દીધુ. બાકી તો રોજ સાંજે મિત્રો સાથે ૩૦-૪૦ રૂપિયાની શરાબ, માસ ઈત્યાદિની મહેફીલ જામતી. સન ૧૯૫૮ના અંતમાં એમણે માસ મદિરાનો પણ બીલકુલ ત્યાગ કરી દીધો.

૧૯૫૮ ના મે મહિનામાં અમને શાળામાં ગરમીની રજા પડી હોવાથી અમને બધાને કારમા જ અક્કલકોટ લઈ જવા વિચાર કર્યો અને તે મુજબ મનોહરભાઇ, ડ્રાયવર યુસુફખાનને સાથે લઇને અમે બધા અક્કલકોટ જવા ઉપડયા. વચ્ચે રસ્તામા ખાપોલીના શ્રી પારખે સાહેબના બંગલામા એક રાત આરામ કર્યો. પારખે સાહેબ આગલે જ દિવસે ખાપોલી આવ્યા હતા. જમ્યા પછી અમે ખાપોલીથી નીકળ્યા ત્યારે રસ્તામા પારખે સાહેબે પિતાજીને કહ્યું કે " મઠમા રંગ કરવાની ઇચ્છાથી અમે રંગના ડબ્બા લાવી મુકયા છે. પરંતુ પૂ. મહારાજશ્રીની રંગરોગાન કે ચિત્રો કરવાની મરજી નથી. તમે એમને કહો તો પેઇન્ટીંગ વગેરે થઈ શકે. "

અમે સાંજે અક્કલકોટ પહોચ્યા ત્યારે પિતાજીને ખબર પડી કે પૂ. મહારાજશ્રીએ કોઇ ચીજ વસ્તુ કે વ્યક્તિને અડકવાનું બંધ કરી દીધું હતું. પોતાના પુત્ર, પુત્રીને પણ તેઓ સ્પર્શ કરતા ન હતા. જો ભૂલથી કોઈ એમને અડકી પડે તો તેઓ રાખ વગેરેથી સ્નાન કરી લેતા હતા એમના બિસ્તરા પથારીને કોઇ અડકે તો તે બિસ્તરા પથારીનો પણ ત્યાગ

કરતા. આ વખતે એમને એ પણ ખબર પડી કે પૂ. મહારાજશ્રી કોઈને ચરણસ્પર્શ કે દંડવત પ્રણામ પણ કરવા દેતા નહીં. આ બધી વાતો પોનદાર સાહેબને માટે તો તદ્દન નવી જ હતી.

અમને બધાને મઠને ઉપરને મજલે ડાબી બાજુએ જગ્યા મળતી હતી. પોનદાર સાહેબ એકલા જતા ત્યારે તેમને પણ અહીં જ રહેવાનું મળતું હતું. મઠના નજીકના સંબંધીઓ—શિષ્યોને માટે જ આ જગ્યા મુકરર કરવામાં આવી હતી. અમે બધા તો પૂ. મહારાજશ્રીના પુત્ર અને પુત્રી સાથે ખેલકુદમાં વખત ગાળતા. માતાજી મઠની બીજી બહેનો સાથે આનંદમાં મગ્ન રહેતાં પિતાજી જ્યારે અને જેટલો સમય એમને મળતો તેટલો વખત પૂ. મહારાજશ્રી સાથે વાર્તાલાપમાં ગાળતા હતા. આ વખતે અમે અક્કલકોટ પહોંચ્યા પછી બીજે કે ત્રીજે દિવસે પોતદાર સાહેબને એમના ૧૩ મી ફેબ્રુઆરીના અનુભવનો મર્મ ( રહસ્ય ) સમજાવવામાં આવ્યો. તદ્દન અકલ્પિત, ન સમજવામાં આવે એવો અર્થ હોવાથી પોનદાર સાહેબ પણ મંત્રમુગ્ધ બની ગયા. ૧૯૬૨માં પોનદાર સાહેબે અમને એ રહસ્ય સમજાવ્યું હતું જે સાંભળીને અમને પણ ખૂબ આનંદ થયો હતો. અમને ખાસ કહેવામાં આવ્યું હતું કે આ રહસ્ય ઘરની બહાર જવા ન પામે તેમ બહારનાને કોઈને કહેવામાં આવવું ન જોઈએ. અમે આ રહસ્ય અત્યંત ગુપ્ત રાખવાનું એમને વચન આપ્યું હતું અને આજ દિન સુધી અમે અમારું વચન પાળ્યું છે. પરંતુ જ્યારે આ જીવનચરિત્ર લખવાની શરૂઆત કરી ત્યારે જે પ્રથમ અનુભવના પરિણામે એમના નવા જીવનની શરૂઆત થઈ એનો ઉલ્લેખ કરવાનું ચુકવું ન જોઇએ અને સાથે સાથે પૂ. મહારાજશ્રીના જીવન અંગે જે જે માહિતી હોય તે પણ આ પુસ્તકમાં આપી દેવી જોઇએ.

૧૯૫૮ના મે મહીનામાં અમે અક્કલકોટ રહ્યાં. તે દરમ્યાન જે એક મુખ્ય હકીકત બની તે એટલી જ કે તા. ૧૩ ફેબ્રુઆરીની રાત્રે ભોપાલમાં પોનદાર સાહેબને જે અલૌકિક અનુભવ થયો તેનો અર્થ એમને સમજાવવામાં આવ્યો. એ દશ્ય—અનુભવ શ્રી પરશુરામ ક્ષેત્ર અંગેનો અનુભવ હતો. એને પૂ. મહારાજશ્રીના શબ્દોમાં જ ગુજરાતીમાં નીચે આપું છુ.

" તમે મ્હારામાં જે શક્તિનો અનુભવ કરો છો અને જોઇ રહ્યા છો તે શક્તિ અને સામર્થ્ય મને ભગવાન શ્રી પરશુરામની કૃપાથી પ્રાપ્ત થયું છે.

પરિચય પણ પામી શકે. દીક્ષાના અગિયાર દિવસ પછી ગંગાધર મહારાજ સમાધિસ્થ થયા. ૧૨ મી માર્ચની દીક્ષા આગળ પછીથી જણાવવામાં આવશે. હમણાં તો ૧૯૩૮ થી ૧૯૪૨ સુધી કોઈ પરિચય ન હોવા છતાં તે પછી પણ પરશુરામ ભગવાનના પ્રત્યક્ષ દર્શન અને સહવાસ સંબંધી બે ચાર પ્રસંગો જણાવીશ.

" એક દિવસ સાંજની આરતી વખતે સભાખંડની વચ્ચે એક તેજસ્વી પુરા કદના ઋષિની ( મૂર્તિ ) આકૃતિ મારા જોવામાં આવી. એમને કોઈએ આવતા તો જોયા જ ન હતા. ગોરૂં મ્હોં, સફેદ દાઢી, બગલમાં મૃગચર્મ દબાવીને રાખ્યું હતું. એક સફેદ ધોતિયું–જનોઈની માફક શરીર પર પહેરેલું–નાંખેલું હતું. આરતીના કોઈ કામ માટે મહાનુ એક કાર્યકર બાપુ જોશી રસોડા તરફ જતા હતા. આવેલા સજ્જને તેમને ઈશારો કરીને બોલાવ્યા અને કહ્યું કે " હું અહીં જ ભોજન લઈશ. " જાણે આજ્ઞા કરતા હોય એવી રીતે જ બોલ્યા હતા. જોશીએ કાંઈ બોલ્યા ચાલ્યા વગર સ્વીકાર કરતા હોય તેમ માથું હલાવ્યું અને રસોડા તરફ ગયા. જતાં જતાં એમણે ફરી એ સજ્જન તરફ જોયું એટલે તરત જ આંગળીથી ઇશારો કરી જોશીને ફરી બોલાવ્યા. જોશી કાંપતા કાંપતા એમની પાસે ગયા ત્યારે એમણે કહ્યું કે " મારે તો એક શેર ભાત જોઈશે. " ફરી જોશીએ માથું હલાવી હા કહી ને ( પાક ગૃહ ) રસોડામાં જઈને માતાજી ( શ્રી ગંગાધર મહારાજના પત્ની ) ને મહેમાન સંબંધી અને તેમની ઇચ્છાની વાત કહી સંભળાવી. આરતીનો કાર્યક્રમ પૂરો થયો કે તરત જ વેસન અને ભાત થઈ ગયા હોવાથી પીરસવાની તૈયારી કરી તમામ ભાત અને વેસન ત્યાં આગળ લાવીને મૂક્યા. એ સજ્જન ખાવા બેઠા ત્યારે હું નજીકમાં જ ફરતો હતો. એમને જ્યારે પૂછવામાં આવ્યું કે આપ ક્યાં રહો છો ત્યારે જવાબ મળ્યો કે " તીર્થમાં ફરતો રહું છું. " ખરી વાત તો એ કે એ જ્યાં જતા હશે ત્યાં તીર્થ જ હશે. આ પછી બીજી કોઈ વાતચીત થઈ નથી. સ્વસ્થ ચિત્તે ભોજન પતાવ્યું અને પછી બહાર જઈને ઔદુંબરના ઝાડ નીચે જઈને ઉભા રહ્યા. તે દિવસોમાં આરતી પૂરી થયા પછી મઠનો મુખ્ય દરવાજો અંદરથી બંધ કરવામાં આવતો હતો. દરવાજો બંધ કરવાનું કામ શાબાદે કરતા હતા તેમને પણ એ સત્પુરુષે ઈશારો કરીને બોલાવ્યા અને કહ્યું કે " હવે રાત્રે હું આ ઔદુંબરના ઝાડ નીચે જ આરામ કરીશ. રાતના જ્યાં સુધી હું અહીં હોઉં ત્યાં સુધી તમારામાંથી કોઈપણ અહીં ન આવે. રાતે જ હું અહીંથી જતો રહીશ. " શાબાદેએ પણ કાંઈ પણ

બોલ્યા સિવાય ફક્ત ડોકું હલાવીને હા પાડી. એ સજ્જનનું તેજ એટલું બધું હતું અને અવાજ તેમજ શબ્દોમા પણ અધિકારનો એવો રણકો હતો કે શાબાદે જેવા ગરમ મિજાજના પણ કાંઈ બોલી કે પુછી જ ન શક્યા. એમની આજ્ઞાનું પાલન થયું. કોઇ પણ રાત્રે ત્યાં ગયું નહીં. સવારે ત્રણ વાગે જ્યારે શાબાદે બારણુ ઉઘાડીને નીચે ગયા ત્યારે એ સજ્જન ઔદુંબરના ઝાડ નીચે જોવામાં ન આવ્યા..બારણાની સાંકળ અંદરથી બંધ જ હતી. "

એમની ( ભગવાન પરશુરામની ) સાથે અમારે ૭ યાત્રાએ થઈ છે. રોજ સાંજે આ યાત્રાએ કરવામાં આવતી અને ૭માં ૧૫-૨૦ મિનિટ કમ રહેતી એ અરસામાં હું આ મઠમાં પાછો આવી જતો. અર્થાત આવવું અને જવુ અતિ માનુષી ( દૈવી ) માર્ગે થતું હતું. પરંતુ જ્યાં જવાનું થતુ ત્યાથી પચાસ સો ગજ આગળથી મનુષ્યની માફક પગે ચાલતા જ જતા હતા. "

" એક દિવસ સાંજના ગૌધુલીના વખતે એ તપસ્વી મને એક મોટા ચૌગાન જેવી જગ્યાએ લઈ ગયા અને આ સહ્યાદ્રિનું ચૌગાન છે એમ મને કહેવામાં આવ્યું. ત્રણેક ચઢાવ ચઢયા પછી એક જગ્યાએ એક ઘાસની ઝુંપડીમાં એ તપસ્વી અને હુ બન્ને પેઠા. ખુબ નીચા નમીને અંદર પેસી શકાયું. બહાર નીકળ્યા ત્યારે નીચે ખીણમા એક નાની નદી વહેતી જોવામાં આવી. ચારે બાજુ અપૂર્વ વનરાજી ખીલી હતી. પક્ષીઓનો કલરવ સંભળાતો હતો. જાણે સ્વર્ગનું વાતાવરણ હોય એવું લાગતું હતું. થોડી વારમાં અમે પાછા આવ્યા હતા. રસ્તામા અમારી વચ્ચે કોઇ વાતચીત થઈ નથી. આ બનાવ બન્યા પછી ૨૦ વર્ષ પછી હુ પરશુરામ ક્ષેત્રમા ગયો. મારે મૌન હતું પરંતુ પાદુકાઓનું મંદિર તથા ત્યાનુ વાતાવરણ જોઈને મને થયું કે જે જગ્યાએ મને પહેલા લઈ જવામા આવ્યો હતો તે જ આ જગ્યા છે. એટલે તે દિવસે હુ ખુબ આનંદમા મગ્ન હતો. આ બધું તમે કલ્યાણ સ્ટેશન પરથી લખેલા પત્રના જવાબમા સમજાવી શકાત ખરૂં ? "

" આ પછીની બીજી યાત્રા હિમાલય પર શ્રી વેદવ્યાસના આશ્રમ જતા હતા ત્યા જતા અમે એક કુદરતી ગુફા જોઇ હતી. ધ્યાન દઈને ગુફાની અંદર જોતા તેમાં એક વૃદ્ધ ઋષિ ધ્યાનસ્થ દશામા બેઠેલા જોવામાં આવ્યા. ગુફામાં એક બીજી વ્યક્તિ–એક સ્ત્રી હાથમા વીણા લઈને બેઠેલી જોવામાં આવી. પછી તો તરત જ અમે આગળ ચાલ્યા. સાંજના અગ્નિહોત્રના સમયની સૂચના ઋષિને

એ તપસ્વીજીએ મારા મનમાંનો વિચાર જાણી લઈને કહ્યું કે આ ઝુંપડી યાત્રીઓનું આશ્રય સ્થળ હોઈ અહીં બધા આશ્રય મેળવે છે. આ સ્થળે તમને એક હકીકત જણાવી દઉં કે મારા મનમાં કોઈ સવાલ ઊઠતો જ ન હતો અને હું પ્રશ્ન પુછતો જ ન હતો. કારણ કે મારા મનમાં પ્રશ્ન ઊઠે તે પહેલાં તો ભગવાન પરશુરામ મારા સવાલનું નીરાકરણ કરી દેતા હતા. અમે જ્યાં ઉભા હતા ત્યાંથી સૂર્ય દેખાતો હતો. અને સૂર્યાસ્ત થવાને ફક્ત દોઢકલાકની વાર હતી. સૂર્ય પ્રકાશ એટલો આનંદજનક અને શીતળ લાગતો હતો કે જાણે ચંદ્ર-પ્રકાશ-ચાંદની જ વરસી રહી હોય એમ લાગતું હતું. આ સ્થળે જ શ્રીવિદ્યાનું અનુષ્ઠાન કરવાનો મને વિચાર આવ્યો. આજ જગ્યાએથી સામે અત્યાર સુધી કદી ન જોયાં હોય એવા પશુઓ મારા જોવામાં આવ્યાં. મનમાં થયું કે એ દુધાળુ જાનવર છે. મનમાં આ વિચાર આવતા બરાબર જ મને કહેવામાં આવ્યું કે આ જાનવરો ભારવાહી છે અને એમને ગાડીમાં જોડવામાં આવે છે. ત્યાં તો મારી નજર એક ગાડી પર પડી. મારી નજર ગાડીમાં બેઠેલી વ્યક્તિ ઉપર ચોટેલી હોવાથી ગાડી હાંકનાર કોણ હતો તે મને યાદ નથી પરંતુ ગાડી લોખંડ કે લાકડાની હતી અને બે કે ચાર પૈડાં હતાં. તમારી નજર અંદર બેસનાર વ્યક્તિ ઉપર જ કેંદ્રીત રહે એવું તેજસ્વી એનું રૂપ હતું. માથું ગોળમટોળ, ચહેરો-મોઢું પણ ગોળ-એ ગોળ માથા ઉપર એક નાની વાડકી જેવી ટોપી પહેરી હતી. ચામડીનો રંગ પીળો હતો અને એ ગોળમટોળ વ્યક્તિના ભવ્ય ચહેરા પર એક પેન્સીલથી ઝીણી લીટી દોરી હોય એવી નાની મૂછ હતી. અજાયબી ભરેલું આકર્ષક એવું એનું રૂપ હતું. ગાડી અમારી આગળથી પસાર થઈ તેટલી થોડી સેકંડ એ રૂપ મારા જોવામાં આવ્યું હતું. એ પછી થોડી જ વારમા અમે મઠમાં આવતા રહ્યા. ''

'' આવી જ રીતે એક વખત મેં કૈલાસની યાત્રા પણ કરી હતી. ''

'' બાકીની બે યાત્રાઓના સંબંધમા પણ તમને આ વખતે ખબર પડી. જશે. પહેલા આ મહત્વની વાત સમજી લો. આ પ્રસંગ ત્રિપુરી મંત્ર દીક્ષાનો-૧૯૪૨ના માર્ચની ૧૨મીનો પ્રસંગ હતો. દક્ષિણમાની વર્ષ ગણત્રી મુજબ ફાગણ વદ દશમ અને વિક્રમ સંવત મુજબ ચૈત્ર વદી દશમ હતી. એ દિવસે એ તપસ્વી આ મઠમાં સવારે ચાર સ્હાડા ચાર વાગે ગુરૂપીઠ આગળ પ્રગટ થયા હતા. તે વખતે એમણે મને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે દીક્ષા આપી હતી. આ દીક્ષાને જ મારો પૂર્ણાભિષેક સમજી લેજો. ''

પોતદાર સાહેબે આ પરશુરામ આખ્યાન મંત્રમુગ્ધ થઈને સાંભળ્યા કર્યું. પોતાના ઉપર પૂ. મહારાજનો આટલો પ્રભાવ કેમ પડયો, એનું રહસ્ય જાણીને એમને ખૂબ જ આનંદ થયો. પોતે આ અગાઉ બીજા કોઈ ગુરૂ, સાધુ કે સંતની ઝંઝટમાં પડયા નહીં અને જ્યારે ગુરૂ મળ્યા ત્યારે યોગ્ય અને પ્રભાવશાળી ગુરૂ મળ્યાનો એમને ખૂબ સંતોષ થયો. એમના જીવનમાં જે અલ્પ ભાવ પરિવર્તન શરૂમાં થયું હતું, ૧૯૫૭માં વિકાસ પામવાની ઈચ્છા હતી અને ૨૯, ૩૦, ૩૧ જાનેવારી ૧૯૫૮માં જે જીજ્ઞાસા થઈ હતી એ તમામનો ખુલાસો આ આખ્યાન સાંભળીને એમના મનમાં થઈ ગયો.

આ આખો મહિનો આનંદ, મસ્તી અને પૂ. મહારાજશ્રી સાથે વાર્તાલાપ કરવામાં ક્યાં જતો રહ્યો તેની ખબર ન પડી. પોતદાર સાહેબે પોતાની કેટલી જીજ્ઞાસાઓનો, કેટલા મહત્વના પ્રશ્નોનો ખુલાસો આ સમય દરમ્યાન કરી લીધો હશે તે તો એ જ જાણે. અમને બધાને તો એટલી જ ખબર છે કે જ્યારે જુઓ ત્યારે એ બન્ને ચર્ચા વિચારણા અને વાર્તા જ કરતા જણાતા હતા. લગભગ એક મહિના સુધી પૂ. મહારાજશ્રી બોલતા રહ્યા અને પોતદાર સાહેબ સાંભળતા બેસી રહેતા.

આમ પૂના થઈને ત્યાં થોડો વખત ગાળીને આ વખતની અક્કલકોટની યાત્રા પોતદાર સાહેબે સમાપ્ત કરી અને ભોપાળ આવી ગયા. જૂન ૧૯૫૮ની સાલ હતી. જતી વખતે અમને બધાને ઈંદોર મુકતા ગયા હતા.

એક વાત અહીં કહી દેવાનું મન થાય છે કે, સામાન્ય રીતે સામાન્ય મનુષ્યો દુનિયાદારીની જે ચીજો માગવાની ઈચ્છાના શિકાર બની જાય છે તે ઈચ્છાના શિકાર પોતદાર સાહેબ પણ બન્યા અને એમણે પૂ. મહારાજશ્રી પાસે ત્રણ વસ્તુઓ માગી લીધી. આ ચીજો – આ માગણી પાછળનો હેતુ તો એટલો જ કે આ માગણી સંતોષાય તો પોતાનું સાધના કાર્ય નિશ્ચિંતતાથી સાધી શકાય. ત્રણ માગણીઓમાં ૧. પોતદાર એજન્સીનું કાર્ય નિર્વિઘ્ન ચાલવું જોઈએ અને ફાલેફૂલે ૨. ઘરમાં કાંઈ ક્લેશ કંકાશ ન થાય. ૩. અને ત્રીજી તો કારખાનામાં ચારમો પાંચમો મજુરોની સાથે કામ કરવાની ટેવ પડી હોવાથી એક પોતાનું કારખાનું કાઢવાની ઈચ્છા છે તે પૂરી થાય. આ તમામ માગણીઓ પાછળ ફક્ત આર્થિક મુશ્કેલીઓ દૂર કરી સાધનાનો માર્ગ સરળ કરવાનો જ હેતુ હતો.

પોતદાર સાહેબના મનમા તો એમજ હતુ કે જો આ માગણી પ્રમાણે બધુ થાય – આ માગણીઓ પૂરી થાય તો એમણે બતાવ્યા મુજબ સાધના થઈ શકે અને આ મહાન વ્યક્તિના કૃપાપાત્ર થઈ શકાય. હવે પછીના માગ લખાણ માથી તો તમને જુદી જ પરિસ્થિતિ જણાશે. ચાર પાચ મહિનામા તો એમને પોતાને જ પોતાની માગણીઓ કેટલી અર્થ વિનાની હતી એનુ જ્ઞાન થઈ ગયુ. એમને ખ્યાલ આવી ગયો કે આવી વિભૂતિઓ પાસે આપણી સાંસારિક, વ્યવહારિક ઉન્નતિ વગેરે માટે કોઈપણ પ્રકારની માગણી કરવી જ ન જોઈએ. અને એ જ સિદ્ધાંત એમણે પોતાના જીવન માટે સ્વીકારી લીધો. અલબત્ત આ માગણીઓ કરતી વખતે એમનો હેતુ તો સ્પષ્ટ રીતે શુધ્ધ અને નિર્મળ જ હતો એમનો ખ્યાલ હતો કે સંસાર વહેવારની બાબતમા નિશ્ચિત થવાથી સાધના શાંતિ અને સુખેથી કરી શકાશે

પૂ મહારાજશ્રીએ ત્રણે માગણીઓ સાંભળી લીધી. પરંતુ પોતદાર સાહેબને એ બાબતમા કાંઈ કહ્યુ નહી. તે દિવસે રાત્રે અમે બધા પિતાજીની નજીકમા જ સૂઇ ગયા. ત્યારે રાતે બે ત્રણ વાગ્યે એમને બહુ જ સ્પષ્ટ અવાજ સંભળાય એવી રીતે ત્રણ વખત પૂછવામા આવ્યુ, "તમારૂ કામ તો થઈ ગયુ છે ને ?" અને ત્રણે વખત એમણે 'હા' કહીને જવાબ આપ્યો આવી રીતે એમને ત્રણ વખત પછવામા આવ્યુ અને એમણે ત્રણે વખત "હા" કહી. એ પછી એમને જરા મોટેથી અને સ્પષ્ટ રીતે કહેવામા આવ્યુ કે 'તો હવે ઊઠો' ખરેખર તો પિતાજી ઊંઘતા હતા, પરંતુ એ એકદમ બેઠા થઈ ગયા આમતેમ બધે શાંતિ હતી નીચે ઘડિયાળમા જોયુ તો કાકડ આરતીને ઘણીવાર હતી એટલે એ ફરી ગાઢ નિદ્રામા પડયા એટલે પાછો એવો જ પ્રસંગ બન્યો ત્રણવાર એમને પ્રશ્ન પૂછવામા આવ્યો અને ત્રણે વખત એમણે 'હા' કહી એટલે વળી પાછુ ઊઠવાનુ કહ્યુ એટલે એ તરત જ ઊઠ્યા પરંતુ બધુ શાંત જોઈને એ પાછા સૂઈ ગયા આમ બીજીવાર થયુ અને ત્રીજી વખત પણ એ જાગીને સૂઇ ગયા આ પછી કાકડ આરતીનો ઘંટનાદ થયો એટલે ઊઠી ઊભા થયા.

. રાતનો આ પ્રસંગ પોતદાર સાહેબે પૂ મહારાજશ્રીને કહ્યો ત્યારે એમણે કહ્યુ, "તમે જે ત્રણ માગણીઓ કરી હતી તેને લગતો જ એ પ્રસંગ હતો" પોતદાર સાહેબે તો ચોક્કસ માની લીધુ કે માગણીઓ પૂરી કરવામા આવી છે અને એ જ મુજબ જ થશે પાછા ફરતી વખતે અમે પૂના થઈને ગયા તો

પૂનામાં શ્રી પારખે સાહેબે કહ્યું કે કારખાના અંગે દિલ્હી જઈને એ કામની પાછળ ખંતથી પડવું પડશે. આપણે જાતે એની પાછળ નહીં પડીએ ત્યાં સુધી દિલ્હીના દેવતાઓ ભણશે જ 'નહીં'. પોતદાર સાહેબે તો કહ્યું કે લાયસન્સ મળવાનું હશે તો મળશે હું તો કાંઈ કરવાનો નથી. જો પૂ. મહારાજશ્રીની ઈચ્છા હશે તો એ લાયસન્સ ભોપાળમાં મારી ઓફીસના ટેબલ પર આવીને પડશે. આ પછી ૨૯મી જાનેવારીએ જ્યારે એ ભોપાળ ઓફીસમાં ગયા ત્યારે વિદિશામાં કારખાનું કાઢવાની ભારત સરકારની મંજુરીનો પત્ર એમના ટેબલ પર પડેલો જોઈને એમની અજાયબીનો કોઇ પાર ન રહ્યો. એમણે પત્ર વાંચ્યો અને એની એક નકલ કરીને પારખે સાહેબને મોકલી આપી.

આ પછી લગભગ પંદર દિવસ પછી ગુરૂપૂર્ણિમા—વ્યાસપૂર્ણિમા આવી. પોતદાર સાહેબ થોડા વખત ઉપર જ અક્કલકોટ રહી આવ્યા હોવા છતાં આ ગુરૂપૂર્ણિમા પર પૂ. મહારાજશ્રીના દર્શને જવાનું નક્કી કર્યું. ગુરૂપૂર્ણિમાને દિવસે ગુરૂના દર્શને જનારે એમને ચરણે કાંઈને કાંઈ ભેટ ધરવાનો રિવાજ છે. પોતદાર સાહેબે જ્યારે આ ભેટની વાત જાણી ત્યારે ગુરૂ માટે કઈ અને શી ભેટ લઈ જવી એની મુંઝવણમાં પડયા. થોડા મહિના ઉપર પૂ. મહારાજશ્રીએ કોઈને કાંઈ સેવા માટે સૂચવ્યું હતું. મઠમાં રોજ સાંજની આરતી વખતે જે હુક્કા અંગેની આરતી ગાવામાં આવતી હતી તે હુક્કો જર્જરીત અવસ્થામાં હતો. આ હુક્કો આરતી વખતે સળગાવવામાં આવતો હતો એટલે પૂ. મહારાજશ્રીએ એ બાજુ પર એક સારો હુક્કો તથા ખમીરા લેતા આવવા માટે સૂચના કરી હતી. પોતદાર સાહેબે તે વખતે સારો મોરો હુક્કો તો લખનઉમાં મળશે એવો વિચાર કર્યો હતો અને શ્રી પારખે સાહેબની એજંસીના કામકાજ માટે એમને ઉત્તરપ્રદેશમાં આગ્રા, કાનપુર અને લખનઉ વગેરે જવાનું થતું હોવાથી તેમણે ત્યાંથી એક સુંદર મોરો હુક્કો વેચાતો આણ્યો હતો. આ હુક્કો આ ગુરૂપૂર્ણિમા ઉપર ભેટ આપવાની ઈચ્છાથી અક્કલકોટ સાથે લઇ લીધો અને એક ડબો ખમીરા પણ સાથે લીધો. સાથે થોડા કાંસાના વાસણ, થોડા દર્ભાસન, ઊનના આસનો અને મૃગચર્મ પણ સાથે લઈ ગયા. દાદીમા આ વખતે ભોપાળ હતા અને તેમની અક્કલકોટ જવાની તીવ્ર ઈચ્છા હોવાથી એમને પણ સાથે લઈ ગયા. ભોપાલથી ઈંદોર થઇ ઘેર ખબર કરીને તે રતલામ ગયા અને ત્યાંથી મુંબઇ અને મુંબઈથી પૂના આવ્યા. પૂનાથી પારખે સાહેબ તથા તેમના પત્નીને સાથે લઈને કારમાં અક્કલકોટ વખતસર પહોંચી ગયા.

પોતદાર સાહેબને આટલા જલદી અક્કલકોટ આવેલા જોઈને પૂ. મહારાજ-શ્રીને ખૂબ આનંદ થયો. અક્કલકોટ આવતા પહેલાં જ પૂનામાં પોતદાર સાહેબને પારખે સાહેબે કહ્યું કે તમારા કારખાના માટે તમામ મૂડી રોકવાને માટે એક રાજ્યના રાજાસાહેબ તૈયાર થયા છે. રાજાસાહેબ પચ્ચીસ ત્રીસ લાખની મૂડી રોકવા તૈયાર છે અને ખાગોલીમાં જ મને મળ્યા હતા. આ વાત સાંભળી ત્યારે પોતદાર સાહેબને આશ્ચર્ય અને આનંદ થયા. લાઇસન્સ તો પોતદાર સાહેબના નામનું હતું. એ રાજાસાહેબનો એક બંગલો પૂનામાં હતો. એટલે ઔપચારિક રીતે એમની મુલાકાત લઇને-જ પોતદાર સાહેબ અક્કલકોટ ગયા હતા.

અક્કલકોટ આવીને જ્યારે પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રીને આ હકીકત કહી ત્યારે પૂ. મહારાજશ્રી એટલું જ બોલ્યા કે "તમે રાજાસાહેબ સાથે આગળ વાતચીત કરો. બને તો ભાગીદારી કરી લો. કોઇ હરકત નથી." પોતદાર સાહેબને આ સાંભળી ખૂબ આનંદ થયો. ગુરૂપૂર્ણિમાનો આ ઉત્સવ પૂરો થયા પછી તેઓ પાછા પૂના ગયા અને રાજાસાહેબ સાથે વેપાર સંબંધી વ્યવસ્થિત વાતચીત થઈ અને પોતદાર સાહેબની ઈચ્છા મુજબ બધી વ્યવસ્થા ગોઠવાઈ ગઈ. આ સમયે જ એમને ખબર પડી કે પારખે સાહેબ બે-ત્રણ દિવસમાં જ જાપાન જવાના છે. એટલે તેઓ ત્યાં જઈને પોતદાર સાહેબના કારખાના અંગેના મશીન વગેરેની તપાસ કરીને પોતદાર સાહેબને ખબર આપશે એવી વ્યવસ્થા પણ થઈ ગઇ. આશ્ચર્યની વાત તો એ હતી કે જે કામને માટે અન્ય લોકોને વર્ષો સુધી રાહ જોવી પડે છે તે કામ લાઈસન્સ, રૂપિયા, મશીનરી — વગેરે તમામની વ્યવસ્થા એમણે પૂ. મહારાજશ્રી પાસે માગણી કરી તે પછી બે મહિનાની અંદર જ થઈ ગઈ હતી.

પછી તો તેઓ પારખે સાહેબ અને તેમના પત્ની સાથે મુંબઇ ગયા અને શાંતાક્રુઝ એરપોર્ટ પર પારખે સાહેબને વિદાય આપી આવ્યા. હવે તો એ કારખાનાની બાબતમા સંપૂર્ણ રીતે નિશ્ચિંત થઈ ગયા હતા. મુબઈમાં તે દિવસે એમણે પોતાના ભાઈને ત્યા મુકામ કર્યો. ત્યાં જ રાત્રે એમને એક સ્વપ્નદર્શન થયું. એમાં સંપૂર્ણ રીતે શણગાર કરીને હાથમા થાળીમા ગરમ ગરમ પૂરી લઈને આઠ સ્ત્રીઓ ઊભેલી શ્રી પોતદાર સાહેબને દેખાઈ. પોતદાર સાહેબે એમને પૂછ્યું, "આપ ક્યાંથી આવ્યા છો ?" ત્યારે એમણે જવાબ આપ્યો, "વિષ્ણુલોકમાંથી." એ પછી પોતદાર સાહેબે પૂછ્યું, "આ શું છે; કોને માટે

બાણ મારીને સમુદ્રને પાછો હઠાવ્યો હતો તે જ આ શૂર્પારક છે. મુંબઈના વાલકેશ્વરની વાત કહેતાં એમણે જણાવ્યું હતું કે વાલકેશ્વરનું અસલ નામ તો વાલુકેશ્વર છે. અહીં વાલુકેશ્વર મહાદેવનું બાણ છે અને અહીં જ ભગવાન પરશુરામે બાણ મારીને કુંડ બનાવીને મીઠું પાણી કાઢ્યું હતું એ બાણગંગા પણ છે એટલે પૂ. મહારાજશ્રીએ તમે મુંબઈ જાવ ત્યારે સોપારા તથા વાલુકેશ્વર બન્ને જગ્યાએ જઈ આવવા સૂચના કરી હતી તે યાદ આવી. એટલે મુંબઈ પહોંચી એમણે સોપારા તથા વાલુકેશ્વર બન્ને સ્થળોની યાત્રા પુરી કરી અને ૧૫ ઓગષ્ટ ૧૯૫૮ના દિવસે એ અક્કલકોટ પહોંચી ગયા.

૧૯૫૮ના એપ્રિલ મહિનાથી પોતદાર સાહેબ ફર્સ્ટ કલાસમાં મુસાફરી કરવાનું બંધ કરીને હવે સેકન્ડ કલાસમાં જ મુસાફરી કરતા હતા. પહેલાં જે કાકમાં સુટકેસ–હોલ્ડોલ–એટેચી–થર્મોસ વગેરે સાથે રાખતા તે છોડીને હવે ફક્ત એક થેલીમાં ધોતિયા, પહેરણ અને શાલ રાખીને માઈલો સુધીની મુસાફરી કરતા.

શ્રી પારખે સાહેબ અક્કલકોટ આવ્યા ત્યાર પહેલાં પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબને એમણે પોતે કહેલી પોતાની અંગત વાત તથા પોતદાર સાહેબ સાથેની વાતચીત પારખે સાહેબને કહેવા માટે છુટ આપી હતી. પોતદાર સાહેબના જીવનમાં અપૂર્વ પરિવર્તન થયેલું જોઈને પારખે સાહેબે એમને અંગ્રેજીમાં જ સવાલ કર્યો કે જીવનનો અંતિમ હેતુ શો છે? તરત જ એમણે જવાબ આપ્યો, "પૂ. ગુરૂજીના (ઈશ્વરના) એના દોરાવ્યા જીવન વીતાવવું એ જ એક હેતુ છે." પારખે સાહેબને આ જવાબ બહુ રૂચ્યો નહીં પરંતુ પોતદાર સાહેબે તો પોતાના મનની સત્ય હકીકત કહી હતી.

બીજે દિવસે એટલે ૩૧ ઓગસ્ટ ૧૯૫૮ના રોજ એઓ અક્કલકોટથી વિદાય લઈને ભોપાલ આવી પહોંચ્યા અને હવે પછી કારખાનાના કામમાં લાગી જવાનું હોવાથી જ્યારે એ ઓફીસમા ગયા ત્યારે સેક્રેટરીએ કારખાના અંગે કોને કોને લખવું એમ પૂછતા એમણે આઠ દિવસ પછી વિચાર કરીને આગળ પગલું ભરીશું એવો જવાબ આપ્યો. એ દિવસોમાં એમણે ખૂબ વિચાર કર્યો. એમણે વિચાર્યું કે આ અગાઉ પણ કારખાના શરૂ કર્યા હતા અને ચલાવ્યા પણ હતા એટલે કારખાના કાઢવાથી કોઈ નવો અનુભવ તો મળતો નથી. આવક જરૂર વધશે પરંતુ કામમાં એટલા ખૂંપી જવાશે કે સાધનામાં અંતરાયરૂપ

થશે. એક બાજુ પૂ. સદ્દગુરુના માર્ગદર્શનથી જે અનુભવો મળ્યા છે તે તો અલૌકિક જ છે, નવા પણ છે. જે અનુભવો ધનથી ખરીદી કે મેળવી શકાતા નથી અને જ્યારે આ માર્ગ પર ચાલવાની શરૂઆત કરી છે ત્યારે આગળ કેવા કેવા અલૌકિક અનુભવો થશે, એ તો ખબર નથી. એટલે એમણે મનોમન કારખાનાના અનુભવો અને પૂ. સદ્દગુરુના માર્ગ પર ચાલતાં થયેલા અનુભવોને બરાબર કસી–તોળી જોયા. તો ગુરુદર્શન માર્ગનાળું પલ્લુ ભારી–અતિભારી જણાયું એટલે એમણે તરત જ કારખાનું શરૂ કરવાનું માંડી વાળ્યું. પોતદાર એજન્સીનું કામ ચાલુ રહેશે તો બસ છે એમ નક્કી કર્યું.

અત્યાર સુધીમાં પોતદાર સાહેબ સાધનામાં ઠીક ઠીક આગળ વધી ગયા. એ દિવસોમાં કોઈ પણ બહારની વ્યક્તિ મળવા આવે તો તેમને ઓફિસમાં ફક્ત ૧૧ થી ૫ સુધીમા જ મળતા પરંતુ એ સિવાયના સમયમાં મળવા આવનાર ગમે તેવી મહાન વ્યક્તિ હોય કે ગમે તે કામ હોય તો પણ તેમને એ મળતા જ નહીં. બપોરે ૧૧ થી ૫ પછી કોઈ પણ વખત એ બહાર નીકળતા જ નહીં.

કારખાનું કાઢવાનો વિચાર માંડી વાળવાના પોતાના નિર્ણયની ખબર રાજાસાહેબને આપી દીધી. પત્રમાં એમણે લખ્યું કે, "આપ મારા કારખાના માટે આટલા બધા રૂપિયા રોકવા તૈયાર થયા છો તેમજ કારખાનાનો તમામ આધાર પણ મને આપવા તૈયાર છો પરંતુ આપના જેટલી જ મૂડી હું રોકવા માટે અસમર્થ હોવાથી હવે કારખાના અંગે આગળ જવાની મારી અશક્તિ છે. મારા આ નિર્ણય પછી આપણો સંબંધ પૂરો થાય છે. પોતાના આ નિર્ણયની હકીકત જણાવતા પત્રો તેમણે અક્કલકોટ તથા પૂના શ્રી પારખે સાહેબને લખી નાખ્યા.

આ અગાઉ પણ પોતદાર સાહેબના જીવનના પ્રસંગોમાં જો અને તો ના તોફાનો વિષે મેં લખ્યું છે. આ પછી પણ એવી શક્યતાઓ અગર જો અને તો ના તોફાનના પ્રસંગો આવ્યા જ છે, પરંતુ એ બધામાં આ પ્રસંગ બહુ જ મોટો અને અગત્યનો કહી શકાય એવો છે. એ કેટલો મોટો છે, (એમણે કારખાનું ખોલ્યું હોત તો) એનો વિચાર વાચક જાતે જ કરી લે. હું શું લખું !

આ નિર્ણયનું પરિણામ શું આવ્યું ? કેવું આવ્યું ? જે બધા કારખાના અંગે ખૂબ ઉત્સુક અને ઇન્તેજાર હતા તે બધા જ પડી ગયેલા ચહેરે પોતદાર

સાહેબને આમ કરવાનુ કારણ પૂછવા લાગ્યા પોતદાર સાહેબ એમને કઇ કારણ તો બતાવી ન શક્યા એટલે એમણે તો માની લીધુ કે પોતદાર સાહેબ પાસે કોઈ ખાસ કારણ જ નથી કેટલાકે તો એમને મૂર્ખ, પાગલ માની લીધા હતા

આ બધા નવરાત્રી અને દશેરાના દિવસો આવતા હતા વર્ષો સુધી ઇદોરના ઘરનો ખર્ચ પોતદાર-સાહેબ નિભાવતા હોવાથી નવરાત્રી, આઠમ અને નોમ પોતદાર સાહેબે ઇદોરમા જ કરવા જોઈએ એવો દાદીમાનો આગ્રહ હતો એટલે ૧૯૪૮મા એ જવારથી ભોપાલ આવ્યા ત્યારથી આ દિવસોમા એ ઇદોર દાદીમા પાસે રહેતા એટલે આ ઉત્સવના પ્રસગે અમને બધાને લઈને પોતદાર સાહેબ ઇદોર પહોચી ગયા આ વખતે તો એક વિશેષ કારણ પણ હતુ. અને તે એ કે ઓગસ્ટમા જ્યારે એ મુબઈ થઈ સોપારા જોવા ગયા હતા ત્યારે ભાઈએ એમને કહ્યુ હતુ કે, "ઇદોરની પાસે મહુ પાસે મુબઈ આગ્રારોડ પર 'જાનાપાવ' નામે એક પર્વત છે એ પર્વત પર ભગવાન પરશુરામનુ જન્મ સ્થાન છે" આ વાત અક્કલકોટ આવીને પૂ મહારાજશ્રીને કરી ત્યારે એમણે કહ્યુ કે બને તો ત્યા દર્શન કરી આવજો

એટલે નવરાત્રિના દિવસોમા ઇદોર આવીને દશેરાને બીજે દિવસે પોતાના નાના ભાઈ તથા મિત્રને લઈને 'જાનાપાવ' પર્વત પર ગયા ઠીક ઉપર ચઢવુ પડયુ એમને ઉપર એક વિશિષ્ટ પ્રકારની શાતિ મળી હતી આ પરશુરામની જન્મભૂમિ હશે એમ એમને લાગ્યુ પરતુ એ માટે એમને ખાસ કોઈ નિશાની ન મળી, જો કે ત્યા રહેતા એક સાધુ તો એ જગ્યાને પરશુરામની જન્મભૂમિ તરીકે જ ઓળખાવતા હતા અને ત્યાના જનેશ્વર મહાદેવના મદિરને મૂળ જામદગ્નેશ્વરનુ મદિર હતુ એમ બતાવતા હતા

આ પહાડ પર ઊંચે મીઠા પાણીનો ઝરો હતો એમાથી ઝરતા પાણીથી મહાદેવને સતત અભિષેક થતો હતો ચબલ અથવા ચર્મણ્વતી નદીનો ઉગમ પણ આ પર્વત પરથી જ થતો હતો આ સુદર, શાત વાતાવરણમા બે-ચાર કલાક ગાળી પોતદાર સાહેબ ફરી પાછા ઇદોર આવી ગયા આ પછી તેઓ ઇદોરથી 'ચિતામણી'ના સ્થાને ગયા આ સ્થાનની પણ જ્યારે એમણે પૂ મહારાજશ્રીને ખબર આપી ત્યારે મહારાજશ્રીએ જણાવ્યુ કે "રામનામનો પ્રચાર કરનાર એક ગણપતિનુ સ્થળ તમારા પ્રાતમા પણ આવ્યુ છે'

જનાપાસથી પાછા ફરતી વખતે એમને એક નિવૃત્ત ગાર્ડ શ્રી જોશી સાથે મૈત્રી સુનાત થઈ જ્યારે જોશીને ખબર પડી કે પોતદાર સાહેબ જનાપાસ જઈ આવ્યા ત્યારે બિનતુચ્છ ઓળખાણ ન હોવા છતા શ્રી જોશીએ મહાભારત અને ભાગવત વગેરેમાંથી પરશુરામ સબંધી જે માહિતી એમણે ભેગી કરી હતી તે પોતદાર સાહેબને આપી એટલુ જ નહી પરંતુ ઉત્તર ભારતમાં જે પરશુરામની મૂર્તિ હતી તેની છબી પણ આપી આજ એ જ છબી આજે લોકોમા ખૂબ પ્રચલિત છે

૧૯૫૮ નો નવેમ્બર માસ આમ તો ખાલી જ હતો પરંતુ ગયા ઓગસ્ટમા જ્યારે અક્કલકોટ ગયા હતા ત્યારે પૂ મહારાજશ્રીએ એમને બે કામ સોંપ્યા હતા એક તો ‘અભંગ બોધ’ પુસ્તિકાનુ મરાઠીમાથી હિંદીમા અનુવાદ કરવાનુ અને બીજુ અક્કલકોટના પૂ સ્વામી સમર્થ મહારાજશ્રીના જીવનનો પરિચય આપતુ સ્વતંત્ર પુસ્તક ફક્ત મરાઠી પુસ્તકોનો આધાર લઈને ભાષાંતર અગર અનુવાદ નહી પણ સ્વતંત્ર પુસ્તક લખવાનુ કામ એમ બે કામો સોંપ્યા હતા જેમા ‘અભંગબોધ’ મા એક નાનો અભંગ તો ખૂદ સ્વ પૂ ગંગાધર મહારાજે લખ્યો હતો, જેનુ ગદ્યમા બોધદર્શન ખૂદ પૂ મહારાજશ્રીએ કર્યુ હતુ એ નાના અભંગના બોધ દર્શનનુ હિંદી રૂપાંતર—હિંદી અનુવાદ તો પોતદાર સાહેબે ત્યાંને ત્યા જ તે વખતે કરીને પૂ મહારાજશ્રીને બતાવ્યો હતો આથી પ્રસન્ન થઈને પૂ મહારાજશ્રીએ તો કહ્યુ કે “જો આ અનુવાદ છે એમ ખબર ન હોય તો આ મૂળ પદ છે એવુ જ લાગે” આ કાવ્યનુ ભાષાંતર અક્કલકોટથી પાછા ફરતા પોતદાર સાહેબે તેમનુ મરાઠી સામાન્ય ટોનાથી પોતાના ભાઈ ગજાનનરાવની મદદથી કર્યુ હતુ અભંગ તો સાક્ષરી ભાષામા સ્વરૂપ જ હતો બીજુ કામ ઉપર જણાવ્યુ તે મુજબ અક્કલકોટના પૂ સ્વામીસમર્થ મહારાજનુ સ્વતંત્ર જીવન ચરિત્ર લખવાનુ હતુ

પોતદાર સાહેબે અભંગબોધનો અનુવાદ તથા ચિંતામણી અને જનાપાસની સ્થાનનુ વિવરણ—એ તમામ એક સાથે પૂ મહારાજશ્રીને મોકલી આપ્યા જવાબમા પૂ મહારાજશ્રીએ શ્રી પરશુરામનુ ચિત્ર ‘મનોહર’ છે એમ જણાવી પોતાની પ્રસન્નતા લખી હતી નવેમ્બર માસમા પોતદાર સાહેબે એમને સોંપેલુ બીજુ કામ પૂ સ્વામીસમર્થ મહારાજનુ જીવન ચરિત્ર લખવાનુ શરૂ કર્યુ અને એ પૂરૂ કરીને એ લખાણ અક્કલકોટ મોકલી આપ્યુ એના જવાબમા ‘તમે આવશો ત્યારે એ જોઈશુ’ એવો પત્ર આવ્યો

અકકલકોટથી પૂ. મહારાજશ્રીના પોતે લખેલા પત્રો આવતા બંધ થયા હતા. પત્રમાં તેમના હસ્તાક્ષર પણ આવતા નહીં. ઘણોખરો પત્ર વહેવાર શ્રી શાબાદેજીના હસ્તાક્ષરમા થતો. શાબાદેજી ' મહારાજશ્રીની આજ્ઞાનુસાર ' એમ લખીને પછી પોતાની સહી કરતા.

ગુરૂદેવ દત્ત જ્યંતિ પ્રસંગે ડિસેમ્બર ૧૯૫૮ માં પોતદાર સાહેબ અકકલકોટ ગયા. શરૂઆતમાં તો સ્નેહીઓ અને મિત્રોએ એમની નાદુરસ્ત તબિયત અંગે એમને ખૂબ ટોક્યા. આટલા દુબળા કેમ થઈ ગયા એમ પૂછ્યું પણ ખરૂં. ખરેખર તો બિમારી જેવું કાંઈ જ હતું નહીં એટલે પોતદાર સાહેબ તો એમને કોઈ સંતોષકારક જવાબ ન આપી શકયા. પૂ. મહારાજશ્રીએ તો આવું કાંઈજ પુછ્યું નહીં. એ જ પ્રમાણે પારખે સાહેબ અને બીજા મિત્રોએ કારખાનું બંધ રાખવાના એમના નિર્ણય અંગે ખૂબ ચર્ચા વિવાદ કર્યો. એમને એમ પણ કહેવામા આવ્યું કે જ્યારે કારખાનાની વ્યવસ્થા તમારે માટે કરવામાં આવી હતી ત્યારે એ શરૂ કરવાનો નિર્ણય માંડી વાળતાં પહેલાં પૂ. મહારાજશ્રીની સલાહ તો લેવી હતી, એમને પૂછવું હતું; પરંતુ પોતદાર સાહેબ આ દલીલ સાથે સહમત ન થયા. જો કે આ ચર્ચા થયા પછી એમને પોતે લીધેલો નિર્ણય બરાબર છે કે નહીં એ બાબત સહજ શંકા તો ઉઠી જ હતી. પરંતુ બીજે જ દિવસે એમણે પૂ. મહારાજશ્રીને પૂછ્યું ન હતું તો પણ બીજા ભાઈની સાથેના પૂ. મહારાજશ્રીના વાર્તાલાપમાંથી એમને સંતોષકારક સમાધાનરૂપ જવાબ મળી ગયો. પૂ. મહારાજશ્રી બીજા ભાઈની સાથેના બીજા વિષયની ચર્ચા વખતે બોલી ગયા કે " આપનારે જો કદાચ હાથી ભેટ આપ્યો તો શું તેને પણ શિરોમાન્ય રાખીને લઈ જવો ? " ચર્ચાનો વિષય જુદો જ હતો અને ચર્ચા પણ કોઈ બીજી વ્યક્તિ સાથે થતી હતી પરંતુ આ વાક્ય પોતદાર સાહેબના કાન પર પડતા જ એમની શંકા એકદમ દૂર થઇ ગઈ. સમાધાન મળી ગયું. એમના મગજમા પ્રકાશનું કિરણ પથરાયું કે એમણે જે કાંઇ પગલું લીધું છે તે યોગ્ય જ છે અને પૂ. મહારાજશ્રીની આ પગલામા સંમતિ પણ છે જ. એ જાણીને એમને ખૂબ જ આનંદ થયો.

આ વખતે પોતદાર સાહેબે શ્રી સ્વામી સમર્થ પરિચયનું લખાણ વાંચી સંભળાવ્યું. પૂ. મહારાજશ્રીએ એક બે ઠેકાણે થોડાક સુધારાઓ સૂચવ્યા. ભોપાલ જઈને એ સુધારા સાથે પુસ્તક છપાવવાનું નક્કી કર્યું. ' અભંગબોધ '

ગ પછી જ્યારે પૈસા આવી જશે ત્યારે ઘરાણુ છોડાવી લવાશે થોડી જ વારમા ગુરુમાતાએ જવાબ આપ્યો કે “ એમના શરીર પરનુ કાંઈ ઘરેણુ ગીરો મૂકાય એવી પત્ની-વહુની ઈચ્છા નથી ” પૂ મહારાજશ્રીને આ વાત સાભળીને ખૂબ જ કલેશ-દુ ખ થયુ. તેજ વખતે એમણે વિચાર કર્યો કે સોનુ એ એવી વસ્તુ છે ગમે તેટલી સારી વ્યક્તિને એટલો મોહ પમાડે છે કે એ મોહ છોડવો છોડી શકાતો નથી આ વિચાર આવતા જ એમને સોના અને રૂપિયા પૈસા પર અત્યંત વૈરાગ્ય આવ્યો અને એમણે એ જ દિવસથી આ બે વસ્તુને અડકવુ પણ નહી એવો નિર્ણય કર્યો અને એવી વસ્તુનો સ્પર્શ કરવાનુ છોડી દીધુ એટલુ જ નહી પરંતુ ગળામા સોને મઢેલી રૂદ્રાક્ષની માળા હતી તે પણ ઉતારીને મૂકી દીધી રૂદ્રાક્ષની માળા પૂ. સ્વામી સમર્થ મહારાજ પહેરતા હતા અને ફક્ત દોરાથી ગાંઠેલી હતી સ્વામી સમર્થ પછી એ માળા પરંપરાગત પૂ બાનપ્પા મહારાજ તથા પૂ ગંગાધર મહારાજ પહેરતા હતા અને એજ પરંપરાએ તેમની પાસે આવી હતી અક્કલકોટમા રહેતા એક સોની ભક્તે પૂ મહારાજશ્રી આગળ આ માળાને સોનાથી મઢી આપવાની ઈચ્છા કરી અને એટલી એની સેવા સ્વીકારવા વિનંતી કરી પૂ મહારાજશ્રીએ અનુમતિ આપી ત્યારે એ રૂદ્રાક્ષની માળાને સોનાથી મઢીને પૂ મહારાજશ્રીના ગળામા પહેરાવી દીધી આ સોની ભક્ત ગાયનના અત્યંત શોખીન હતા થોડા દિવસ પછી એક મિત્રને ત્યા એક સંગીતકારને સાભળવા જલસામા ગયા ગાનારે એવી ઉત્તમ રીતે એક સરસ ગીત ગાયુ હતુ કે સોની ભક્તના આનંદનો પાર ન રહ્યો અને એ આનંદના અતિરેકમા ત્યાં જ એમનું હૃદય બંધ પડી ગયુ અને એમનુ અવસાન થયુ આ પ્રસંગ બન્યા પછી ઉપર જણાવેલા કારણસર પૂ મહારાજશ્રીએ માળા સોનાથી મઢેલી હોવાથી ઉતારીને મુકી દીધી સોનાની વીટી પણ કાઢી નાખી અને તે દિવસથી સોનાને અને પૈસાને અડકવાનુ બંધ કરી દીધુ

આવી જ રીતે એમણે ૧૯૪૬-૪૭મા પાદુકા પહેરવાનુ પણ છોડી દીધુ મઠમા હોય કે બહાર તો પણ ગમે ત્યા જાય ત્યા પાદુકાઓ વિના જ ફરે છે એક પ્રસંગ શ્રાવણ માસ કરવાને એઓ મુંબઈ ગયા હતા ત્યાથી પરત આવતી વખતે ટવાવ ભક્તોને ત્યા થઈને બોરીબંદર સ્ટેશને પહોચી જવાનુ હતુ છેવટે એક મુકામ પર જ્યારે પાદપૂજાને માટે પાદુકાઓ બહાર કાઢી મુકી ત્યારે પાદુકાઓ ત્યા જ રહી ગઈ ત્યાનો કાર્યક્રમ પૂરો થતા જ સ્ટેશન જવા માટે ઉઘાડે પગે જ મોટરમા આવીને બેસી ગયા મોટરમા બેસીને પછી તરત જ

શાબાદેજીને પાદુકાઓને સંભાળીને મુકી દેવા જણાવ્યું ત્યારે શાબાદેજીએ સંભાળપૂર્વક એને એક થેલીમાં રાખી મૂકી દીધી. પોતે ફર્સ્ટક્લાસમાં બેઠા હતા અને બાજુના ડબ્બામાં જ શાબાદેજી બેઠા હતા. ફરીથી પૂ. મહારાજશ્રીએ શાબાદેજીને પાદુકા સંભાળીને મુકવા સૂચના આપી. અક્કલકોટ જઈને શાબાદેજીએ થેલીમાંથી પાદુકાઓ કાઢીને પૂજાના સ્થાન પર મૂકી દીધી. પૂ. મહારાજશ્રીએ પાદુકાઓ પછી કેમ પહેરી જ નહીં એવું કારણ ખબર ન પડી. બે ત્રણ દિવસ એમને એમ પાદુકાઓ રહી પછી શાબાદેજીને સ્વપ્નમાં એવું જણાયું કે પૂ. મહારાજશ્રી જે પાદુકાઓ વર્ષોથી પહેરી રહ્યા હતા તે પાદુકાઓ તો પૂ. સ્વામી સમર્થ મહારાજની પહેરેલી પાદુકાઓ હતી. એ પાદુકાઓ આ સ્વપ્ન આવ્યું ત્યાર પહેલાં પાંચ દિવસથી પૂ. મહારાજશ્રીએ પહેરવાની બંધ કરી દીધી હતી. શાબાદેજીના સ્વપ્નાની વાત સાંભળીને શ્રી સ્વામી સમર્થ મહારાજશ્રીની પાદુકાઓ અમારે પહેરવી ન જોઈએ એવો પૂ. મહારાજશ્રીએ વિચાર કર્યો જણાય છે. આજે પણ એક પેટીમાં એને મૂકી દેવામાં આવી છે અને એમની ઓરડીમાં પેટી મુકી છે. પાદુકાની પૂજા કરવામાં આવતી નથી. ઘણું કરીને પોતદાર સાહેબે જ એ પાદુકાની પહેલી પૂજા વંદન કર્યા જે આપણે આગળ જોઈશું.

૧૯૫૮થી પૂ. મહારાજશ્રીએ દરેક ચીજને અડકવાનું બંધ કર્યું છે. પોતદાર સાહેબે કારણ પૂછ્યું ત્યારે એમણે કહ્યું કે મને રંગેલી રંગીન ચીજ પસંદ નથી. એના તરફ ઘૃણા છે કારણ કે મેં સાંભળ્યું છે કે રંગમાં 'આલ્કોહોલ' દારૂ ભેળવવામાં આવે છે. અને એનો સ્પર્શ તો ત્યાજ્ય જ છે. કારણ મારા શરીરના અણુએ અણુમાં ત્રિપુરીમંત્ર ગુંજી રહ્યો છે. એટલે ૧૯૫૮મા જ્યારે પેઈન્ટીંગ-રંગવાનું શરૂ કર્યું ત્યારે જ એમણે કહ્યું હતું, "જ્યાં રંગ હશે ત્યાં મારો કોઈ સ્પર્શ નહીં રહે." પોતદાર સાહેબને આ સાંભળી ખૂબ આનંદ થયો. પોતે આ વર્ષથી જ દારૂ પીવાનું અને પાવાનું બંધ કર્યું એ ખરેખર સારૂં કર્યું એમ એમને લાગ્યું. કારણ પૂ. મહારાજશ્રી નહીંતર એમના તરફ પણ ઘૃણાની નજરથી જોત.

૧૯૫૯નું વર્ષ તો ૧૯૫૮માં પોતદાર સાહેબના જીવનમાં જે ક્રાંતિ થઈ હતી તેના મૂળમાં લખાયેલા પુસ્તકો વેચવાના અને પ્રચારના કામનું વર્ષ હતું. અને એજ કામમાં ગાળ્યું. આ સમયે ધંધો ઠીક ઠીક ફાલ્યો અને જામ્યો હતો તેમજ પબ્લીક ડીપોઝીટ-થાપણની યોજનામાં પણ પંચાવન હજાર જેટલી

રકમ જમા થયેલી હતી. હવે પોતદાર સાહેબને ધંધા અંગે કોઈપણ જાતની ચિંતા રહી નહીં. ૧૯૫૯માં વર્ષની શરૂઆત પૂનામાં થઈ. એમણે અનુવાદ કરેલી 'અલંબોધ' પુસ્તિકાની નકલો પારખે સાહેબના છાપખાનામાંથી છપાઈને મળી ગઈ હતી. તેથી તે લઈને તે ભોપાલ જતા રહ્યાં.

પુસ્તિકાની શરૂઆતની પંક્તિઓમાં જ લખ્યું હતું, "સત્ય કેવળ શુદ્ધ-નિર્ભેળ સત્ય બોલો, શુદ્ધ સત્યના રસ્તા પર પગ માંડો" એટલે શુદ્ધ સત્ય કોને કહી શકાય એ સવાલ પોતદાર સાહેબે ગયા ઓગસ્ટ માસમાં પૂ. મહારાજશ્રીને પૂછ્યો હતો. પૂ. મહારાજે જવાબ આપ્યો, "જે વચન આપો એને ચિવટપણે પાળો, એજ શુદ્ધ સત્ય પંથ છે." પોતદાર સાહેબે અત્યંત આનંદપૂર્વક તરત જ કહ્યું, "આપ જે કહો છો તે રીતે તો છેક નાનપણથી જ હું વર્તન રાખીને કામ કરી રહ્યો છું અને તે પણ સહજ રીતે-કોઈપણ જાતના ખાસ પ્રયત્ન કે કોશિશ કર્યા વગર કરી રહ્યો છું." પૂ. મહારાજશ્રીએ જવાબ આપ્યો, "બસ, તો આ રસ્તે તમે જે પ્રગતિ કરી છે તેનું કારણ પણ એ જ છે."

હવે શ્રી 'સ્વામી સમર્થ પરિચય' લખવાનું કામ હાથ પર લીધું. એમાં થોડાક સુધારાઓ પણ કરવાના હતા. આજ સમયે મનોહરભાઈને લાગ્યું કે ભોપાલમાં નકામો વખત ગાળવો તેના કરતાં તો મુંબઈમાં વધારે છુટથી-સ્વતંત્રતાથી અને આનંદમાં રહી પોતાના પગ ઉપર ઉભા રહેવું ઠીક થઈ પડશે. ભોપાલ તથા ઈંદોરમાં રહેતાં કુટુંબીજનોને પોતદાર સાહેબમાં થતું ક્રાંતિકારક પરિવર્તન ગમતું ન હતું. અમે તો બધા ગાંડા કહેવાઈએ. બાકી મનોહરભાઈને પણ પિતાજીમાં થતો ફેરફાર ખાસ પસંદ ન હતો એટલે પિતાજીએ એમની ઈચ્છા જોઈ મનોહરભાઈને મુંબઈ જવા માટે સંમતિ આપી. ૧૪મી જાનેવારીએ સંક્રાંતિ પછી એ મુંબઈ જવા પંજાબ મેઈલમાં ઉપડી ગયા અને આ પછી ૬ સાલ પછી તેઓ આવ્યા અને તે પછી પણ જ્યારે ઈચ્છા થાય ત્યારે આવી પહોંચતા અને જતા. પરંતુ આમ થવાથી એમનામાં પણ એટલો ફેરફાર થયો છે કે પૂ. મહારાજશ્રી સાથે સંબંધ થવાથી પિતાજીમાં કેટલું બધું પરિવર્તન થઈ ગયું છે એનો અમને ચોક્કસ ખ્યાલ આવી ગયો.

જાનેવારીમાં જ 'શ્રી સ્વામી સમર્થ મહારાજશ્રીનો પરિચય' પુસ્તક પુરૂ કર્યું અને ભોપાલના એક છાપખાનામાં છપાવ્યું પણ ખરૂં. એ પુસ્તકની નકલ અક્કલકોટ મોકલવામાં આવી. આ પછી પોતદાર સાહેબ માર્ચમાં જ્યારે

અક્કલકોટ ગયા ત્યારે પૂ. મહારાજશ્રીએ એમને "ભાર્ગવ ભક્તિમાર્ગ સોપાન' પુસ્તકના હિંદી તથા સંસ્કૃત પદોને એકત્રીત કરીને એનું સંપાદન કરવાની આજ્ઞા કરી. અને એના એક ભાગને 'ભાર્ગવ સ્તોત્ર કુસુમાંજલિ' એ નામથી છપાવ્યો. પૂ. મહારાજશ્રીએ રચેલાં પદ, ભજન આરતી તથા અષ્ટકો આ 'ભાર્ગવ ભક્તિમાર્ગ સોપાન'માં આપ્યા છે. અલબત્ત મોટા ભાગના પદો વગેરે મરાઠી ભાષામા છે. એટલે હિંદી અને સંસ્કૃતમાં જુદા જુદા છપાવવાનું કહ્યુ હતું. આ કાર્યના સબંધમાં જ પોતદાર સાહેબને પૂ. મહારાજશ્રીએ એમની પૂર્ણ કૃપાને લઇને એક શાલ ભેટ આપી હતી.

આજ વખતે પોતદાર સાહેબને સપ્તશ્લોકી (ધર્મોપદેશ)નું હિંદીમાં ભાષાંતર કરવાની સૂચના, પણ આપી. પોતદાર સાહેબને તો સંસ્કૃત આવડતુ ન હતું એટલે એમણે પૂ. મહારાજશ્રીને એ મુશ્કેલીની હકીકત રજુ કરી. ત્યારે એમણે કહ્યું, "તમારે જેની મદદ લેવી હોય તેની મદદ લેજો પણ અનુવાદ સ્પષ્ટ અને સરસ થવો જોઈએ કારણ કે એ સંસ્કૃત સાત શ્લોક જ મારી ગીતા છે—એ જ મારો ધર્મોપદેશ છે."

આજ્ઞાનુસાર ભોપાલ આવીને તરત જ એમણે 'ભાર્ગવસ્તોત્ર કુસુમાંજલિ' છાપખાનામાં છાપવા માટે આપી દીધી અને એ સાતે શ્લોકોનો અર્થ સમજવા માટે એમના મિત્ર તથા સંબંધી શ્રીયુત કેશવ શાસ્ત્રીને ભેલસા મળવા ગયા. એમની પાસેથી એ શ્લોકોનો સંપૂર્ણ અર્થ સમજી લીધો. ભેલસાથી ભોપાલ આવીને અક્કલકોટ પૂ. મહારાજશ્રીને પત્રથી ખબર આપ્યા કે 'ભાર્ગવસ્તોત્ર કુસુમાંજલિ' છપાશે કે તરત જ આપની પાસે એની નકલ લઇને આવી પહોંચીશ. પરંતુ તે માર્ચમાં હોળી, રંગપંચમીથી ઈદ સુધી ભોપાલમાં હિંદુ—મુસલમાન હુલ્લડ ફાટી નીકળ્યા. તેને લીધે શહેરમાં કર્ફયુ નાંખવામાં આવ્યો હતો. કર્ફયુ લાગુ પાડવામા આવશે એવો પહેલેથી જ ખ્યાલ હતો એટલે એમને બધાને ગુલરૂખા ડ્રાઇવર સાથે કારમા ઇંદોર મોકલી દીધા. દશ દિવસ સુધી ઓફિસ બંધ રાખી અને તેઓ એ દશે દિવસ ઘરમાં એકલા બેસી રહ્યા. આને લઈને અક્કલકોટ જવાનું બંધ રહ્યું.

આ પછી થોડા દિવસે પોતદાર સાહેબને અક્કલકોટ બોલાવ્યા, પૂ. મહારાજશ્રીનો ટેલીફોન સંદેશો હતો કે "પોતદાર સાહેબે ૧૭મી એપ્રિલ—રામનવમીથી છેક પૂ. શિવાનંદ સ્વામીની જયંતિ સુધી અક્કલકોટ પૂ. મહારાજશ્રી પાસે રહેવા આવી જવું." ૧૯૫૪ થી ૬૦ ના સાત વર્ષોમાં આ

પહેલી જ વાર પોતદાર સાહેબને પૂ. મહારાજશ્રીએ જાતે બોલાવ્યા હતા. કારણ કે અત્યાર સુધી તો એ પોતાની મેળે જ જતા હતા. ફોનમાં કહેવામાં આવ્યું હતું કે છોકરાઓને નિશાળમાં ગરમીની રજા મે મહિનામાં પડશે. ત્યારે બધાને લઈને જ આવવું અને મને પણ પાંચ છ દિવસ માટે ખાસ આવવાનું કહેવડાવ્યું હતું.

રામનવમીને દિવસે પોતદાર સાહેબ અક્કલકોટ પહોંચી ગયા. પૂ. મહારાજશ્રીને 'ભાર્ગવ સ્તોત્ર કુસુમાંજલિ'ની નકલ ભેટ આપી. પુઠા પરની 'પરશુ'ની ભવ્ય છબી જોઈને એઓ ખૂબ પ્રસન્ન થયા. તેજ વખતે તેમણે પોતદાર સાહેબને સપ્તશ્લોકીના અનુવાદ અંગે યાદ કરાવ્યું ત્યારે પોતદાર સાહેબે કહ્યું કે એ સાતે શ્લોકોનો અર્થ મેં બરાબર સમજી લીધો છે પરંતુ હજી એને લખી શક્યો નથી. ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "હવે દશમ, અગિયારસ અને બારસના દિવસોમાં મારે મૌન હોય છે તે દિવસોમાં તમને એકાંત લાગશે અને એકલાપણું લાગશે એટલે આ દશમીએ સવારે સાત–સાડા સાત વાગ્યે જ લખવાનું શરૂ કરી દો." એટલે બીજે દિવસે પોતદાર સાહેબે સવારના જ એ લખવાનું શરૂ કરી દીધું. બે ચાર લીટી માંડ લખી હશે એટલામાં તો મઠના આંગણામાં કોઈ શોરબકોર સાંભળવામાં આવ્યો. એમણે બહાર જઈને જોયું તો આંગણામાં આવેલા એક ઔદુંબરના ઝાડની આસપાસ બધા ભેગા થયા હતા જેમાં પૂ. મહારાજશ્રી પણ હતા. મઠના આંગણામાં આવેલા એ ઔદુંબરના ઝાડને નવી કુંપળો ફૂટેલી જોવામાં આવી. એ જોઈને બધાને ખૂબ આનંદ થયા કારણ કે મઠના કામ માટે લાકડું જોઈતું હતું ત્યારે એ ઝાડને મૂળમાંથી જ કાપી નાંખી ઊખેડી નાંખ્યું હતું. ત્યારે પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી એ ઝાડની નાની નાની ડાળીઓને ત્યાં જ રોપી દેવામાં આવી હતી. અને બે મહિના પછી એમાં નવા અંકુર અને કુંપળો ફૂટી નીકળ્યા હતા. એક એક અંકુરમાં ત્રણ પાંદડીઓ દેખાતી હતી.

સતત ત્રણ દિવસ સુધી લખ્યાં કર્યું ત્યારે એ કામ પૂરું થયું. જ્યારે તેરસને દિવસે પૂ. મહારાજશ્રીએ મૌન છોડયું ત્યારે એમણે પોતદાર સાહેબને કહ્યું કે તમે જ્યારે લખવાનું શરૂ કર્યું તે જ વખતે આ ઝાડને નવી કુંપળો ફૂટી હતી એ જ એનું મહત્ત્વ દર્શાવે છે. એ પછી થોડા વખત સુધી પૂ. મહારાજશ્રી દરેકને કહેતા કે, "પોતદાર સાહેબે લખેલું આ ભાષ્ય એટલું પ્રભાવશાળી છે કે એના પ્રભાવથી સુકા ઝાડને નવી કુંપળો ફૂટી છે. એવું

50421



એનું સામર્થ્ય અને શક્તિ છે." પૂ. મહારાજશ્રીને અનુવાદ પસંદ પડયો એથી પોતદાર સાહેબ બહુ ખુશ થયા.

આ પાંચ દિવસની અક્કલકોટની યાત્રા પછી પૂ. મહારાજશ્રી જેટલા વ્રત અને ઉપવાસ વગેરે કરતા હતા તે બધા પોતદાર સાહેબે કરવાનું શરૂ કર્યું. એ પછી છેક ૧૯૬૨ સુધી એ પ્રમાણે વ્રત અને ઉપવાસ એ કરતા રહ્યા. એ પછી એ બધા કેમ છોડી દીધા એ આગળ કહેવામાં આવશે. આ યાત્રા વખતે જ પોતદાર સાહેબને આપોઆપ પોતાની મેળે વેદની મહત્તા ધ્યાનમાં આવી. વેદધર્મ કેટલો સારો, સરળ, શાસ્ત્રોક્ત અને સંપૂર્ણ છે તથા માણસ સહજ રીતે સહેલાઈથી આચરી શકે એવો છે એ અંગે એમના મનમાં એટલી બધી ખાત્રી થઈ—એનો પ્રભાવ એટલો બધો પડયો કે જેમ જેમ વધુ વખત જતો ગયો તેમ તેમ એ મહત્તાના મૂળ એમના મન પ્રદેશમાં ઊંડા ને ઊંડા ઉતરતા ગયા. આમ છતાં પોતદાર સાહેબે વેદના ચારે ભાગો પૈકી એક ભાગનું વાંચન કે નિરિક્ષણ કર્યું નથી એ જાણીને તમામને જરા આશ્ચર્ય તો થશે જ. આમ છતાં તેઓ વેદ અને વેદ ધર્મ અંગે આટલા ભાવિક છે એ એક આશ્ચર્યજનક હકીકત તો છે જ. મને લાગે છે કે સપ્તશ્લોકીનો અનુવાદ કરતી વખતે એમને વેદમાં શું હશે એની સહજ પ્રતીતિ થઈ ગઈ હોવી જોઈએ. અને એટલે એમને વેદ વાંચવા કે સાંભળવાની કોઈ જરૂરત રહી નહીં. પૂ. મહારાજશ્રીએ ભાષાંતર જોઈને કહ્યું કે, " હજી આને વિસ્તૃત રીતે સ્પષ્ટ બનાવો અને ભોપાલ જઈને એને છપાવી કાઢો. " પોતદાર સાહેબ તથા બીજા ઘણા લોકો એક વખત બેઠા હતા ત્યારે એમણે પોતે જ 'યજ્ઞ અને દાન' એ વિષય ઉપર ખૂબ સુંદર વ્યાખ્યાન કર્યું હતું. અને બન્ને માર્ગોની મહત્તા સમજાવી હતી. એટલું જ નહીં પરંતુ પોતદાર સાહેબને તો કહ્યું કે " આ વિષે જેટલું લખ્યું છે તેટલું પુરતુ નથી. કોઇ પણ જાતના સંકોચ વગર દીલ ખોલીને તમે આ વિષય ઉપર લખો. "

એપ્રિલ મહિનાના છેલ્લા અઠવાડિયામાં પોતદાર સાહેબ ભોપાલ ગયા. ૧લી મેના દિવસે એમને રાત્રે થયેલા દીવ્ય દર્શનનું એમણે In search of happiness—સુખની શોધમાં—પુસ્તકમાં કર્યું છે. એનો અર્થ એ જ હતો કે તમે 'સુખ વિષય પર કાંઈક લખો' એવો આદેશ તેમને મળ્યો હતો.

અત્યાર સુધીમાં ભાર્ગવસ્તોત્ર કુસુમાંજલિની નકલો પુરતી સંખ્યામાં છપાઈને આવી ગઈ હતી. બીજી બાજુ દશમી મેના દિવસે મઢમાં શ્રી ત્નેશાએ

ભગવાન પરશુરામના એક સુંદર ચિત્રને સરઘસ આકારે પરદેશોમાં કાઢીને જનાપાડ પર્વત પર એ ચિત્રની સ્થાપના કરવાનું નક્કી કર્યું હતું. પોતદાર સાહેબ આ સરઘસમાં ભાગ લેવા માટે મઉ ગયા હતા. તેજ દિવસે તેઓ શ્રી જનેદીની સૂચના મુજબ તેમણે બનાવેલા કેંડાણે આવેલા ડૉ. આપ્ટેના પરશુરામ મંદિરમાં દર્શને જઈ આવ્યા. પરંતુ તેઓ જયંતિ (પરશુરામ જયંતિ)ના દિવસ સુધી ત્યાં રોકાયા નહીં. મઉના સરઘસ વખતે તેમાં તેમણે ભાર્ગવસ્તોત્ર કુસુમાંજલિની કેટલીક નકલો વહેંચી હતી.

અમારી શાળામાં થોડા વખત પછી રજા પડતી હતી. રજામાં અક્કલકોટ જતી વખતે 'સપ્તશ્લોકી'નું ભાષાંતર લઈ જવાનો વિચાર હતો. પરંતુ નકલો વહેલી છપાઈ આવી એટલે એ ને એ નકલો પોસ્ટ મારફત અક્કલકોટ મોકલાવી દીધી. એમાં મૂકેલો પ. મહારાજશ્રીનો ફોટો–પોતદાર સાહેબે પોતાની ઓરડીમાંના પૂ. મહારાજશ્રીના ફોટાની જ નકલ છે. આ ફોટો પુસ્તકમાં મૂકવાની પરવાનગી પોતદાર સાહેબને અક્કલકોટથી આવી એટલે એમણે એ ફોટાનો બ્લોક કરાવીને એમાં મૂક્યો હતો, બાકી પોતાની ઓરડીમાં મૂકેલો પૂ. મહારાજશ્રીનો ફોટો મૂકવાની પોતદાર સાહેબની બીલકુલ ઇચ્છા ન હતી. એ જ વખતે 'સત્ય ધર્મ પ્રકાશ' નામની એક નાની ચોપડી–પુસ્તિકા પણ સાથો-સાથ છાપવામા આવી હતી. આ 'સપ્ત વચન' 'સાત વચનામૃતો' પૂ. મહારાજશ્રીના જ હોઇ સપ્તશ્લોકીની જ કક્ષાના છે. ફેર ફક્ત એટલો જ છે કે 'સપ્તશ્લોકી' સંસ્કૃતમાં લખાયેલું છે જ્યારે 'સત્ય ધર્મ પ્રકાશ' હિંદીમાં આપ્યું છે. આ બન્ને પુસ્તકો એક જ વખતે સાથે જ પોસ્ટથી અક્કલકોટ મોકલી આપ્યાં. 'સપ્તશ્લોકી' ધર્માદેશ અંગે તરત જ પૂ. મહારાજ-શ્રીના મંત્રીનો કાગળ આવ્યો કે આ પુસ્તક વાંચ્યાં પછી પૂ. મહારાજે હૃદયમાંથી જે વાક્યો કાઢ્યા તે તમારા હૃદયમાં અંકિત કરી લેવા જેવાં છે. પૂ. મહારાજશ્રીએ કહ્યું હતું કે, "આ અનુવાદ વાચતા જ મારું હૃદય આનંદ વિભોર થઇ ગયું છે. પુસ્તક અમૂલ્ય છે."

એક હકીકત કહેવાની રહી ગઇ. ગઇ વખતે જ્યારે પોતદાર સાહેબ વેદ ધર્મની મહત્તા જાણીને પ્રભાવીત થયા હતા ત્યારે પાછા ફરતાં ઘોંડ જવા માટે સોલાપુરથી ટ્રેઇનમાં બેઠા ત્યારે મનમાં આપોઆપ એક કાવ્ય સ્ફુરી આવ્યું ત્યારે એ ખૂબ વિચારમાં પડ્યા કે ક્યાં કાવ્ય અને ક્યાં કાવ્ય રચવાની મારી યોજના. પરંતુ કાવ્યના શબ્દો તો હોઠ પર જોર કરીને ઉભરા લાગ્યા એટલે

એમણે ગજવામાંથી પેન કાઢીને કાગળ ઉપર એ કાવ્ય ટપકાવી લીધું. આ એમનું કાવ્ય – એ જ શ્રી સદ્ગુરૂની આરતી જેમાં એમણે ગુરૂ સમીપ પોતાની એક માત્ર ઈચ્છા જણાવી છે અને તે એ કે "ધર્મ પ્રચારક તરીકે જ મારૂ જીવન વીતવા દો. ધર્મ પ્રચારક તરીકે સમસ્ત જીવન ગાળવા મારી ઈચ્છા છે." આ કાવ્ય એમણે ધોંડ સ્ટેશન પરથી જ અક્કલકોટ પોસ્ટમાં મોકલાવી દીધું. કાવ્ય વાંચીને પૂ. મહારાજશ્રીએ "આ કાવ્ય ગમે તેમ મારી કાઢીને લખાયલું નથી પરંતુ હૃદયના પવિત્ર ભાવ અને ઊંડી લાગણીથી લખાયલું છે" એવો અભિપ્રાય આપ્યો હતો.

અમને બધાને સાથે લઈને પોતદાર સાહેબ ૨૭-૨૮ મેના દિવસે સવારે અક્કલકોટ જવા નીકળ્યા. રાતે નાસિકની એક હોટલમાં આરામ કર્યો. બીજે દિવસે નાસિક-પૂના તથા પૂના-શોલાપુર રોડ આગળ પૂનાથી ચાર પાંચ માઇલ દૂર હતા ત્યારે પારખે સાહેબના ડ્રાયવરે અમારી ગાડી ઈશારાથી રોકી અને પારખે સાહેબનો એક કાગળ પોતદાર સાહેબને આપ્યો. પારખે સાહેબે કાગળથી ખબર આપ્યા હતા કે 'તમે અક્કલકોટ જાવ છો પરંતુ પૂ. મહારાજશ્રી પૂના આવી ગયા છે અને થોડા દિવસોમાં ખાપોલી જવાના છે. એટલે તમને યોગ્ય લાગે તેમ અક્કલકોટ જવાનું રાખો અગર ખાપોલી આવો. જો તમે ખાપોલી જશો તો મને ખૂબ આનંદ થશે." એટલે અમે બધા તરત જ ખાપોલી ગયા. પૂ. મહારાજશ્રી ખાપોલી પહોંચ્યા ત્યાર પછી ૪૫ મિનિટે અમે ત્યાં ગયાં. રહેવાનું અલબત્ત પારખે સાહેબને ત્યાં જ રાખ્યું હતું.

પોતદાર સાહેબને સ્વપ્નામાં આજ્ઞા મળેલી તે પ્રમાણે હમણાં હમણાં એમણે અક્કલકોટથી ભોપાલ સીધા જ જવા આવવાનું રાખ્યું હતું. પહેલાં તો તેઓ ટ્રેઈનમા કલ્યાણથી પૂના અને ત્યાંથી અક્કલકોટ જતા અને એજ રસ્તે પરત ભોપાલ આવી જતા હતા. મોટરમાં જતા ત્યારે પણ ખાપોલીથી પૂના જતા આવતા હતા. પરંતુ હવે તો ટ્રેઈનમા ધોંડ મનમાડ થઈને શોલાપુરથી ટેક્સીમાં અગર બસમાં અક્કલકોટ જતા હતા અને પાછા ફરતા પણ એજ પ્રમાણે અક્કલકોટથી બસમા શોલાપુરથી મનમાડ ધોંડ ટ્રેઈનમા અને ત્યાથી ભોપાલ આવતા. આ વખતની મુસાફરીમા કારથી અમે બીજે જ રસ્તે ગયા હતા. નહીંતર અમે પૂ. મહારાજશ્રીના પહેલા જ ખાપોલી પહોંચી ગયા હોત અને ત્યાં જ રોકાઈ ગયા હોત તો હડપસર અમને રોકાવું ન પડત.

અમને ખાપોલી આવેલા જોઈને પૂ. મહારાજશ્રી ખૂબ પ્રસન્ન થયા અને

એમણે પારખે સાહેબને કહ્યું કે " પોતદાર સાહેબ અક્કલકોટ જતી વખતે હવે કોઇ રોકાણે રોકાતા નથી. પાછા ફરતાં પણ કોઈને મળવાનું હોય તો મળીને તરત જ સીધા ભોપાલ જતા રહે છે. અને એજ બરાબર છે." બીજે દિવસે સવારે પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબ તથા પારખે સાહેબને પોતાની પાસે બોલાવ્યા અને એમને પૂ. શ્રી રામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનંદના જીવનના કેટલાક પ્રસંગો કહી સંભળાવ્યા. ત્રીજે દિવસે અમે બધા પૂ. મહારાજશ્રીની સાથે પૂનામાં એક શિલ્પીએ તૈયાર કરેલી શ્રી ગુરુદત્તની આરસ-પહાણની મૂર્તિ જોવા ગયા. ચોથે દિવસે પૂ. મહારાજશ્રીની સાથે, પેન, અલીબાગ, ચૌલ વગેરે જઈ ફરી એમની સાથે ખાપોલી આવી ગયા. એ પછી એક દિવસ અમે બધા અમારી તેમજ પારખે સાહેબની ગાડીમાં પૂ. મહારાજશ્રી અને એમની મંડળી સાથે મુંબઈ પહોંચી ગયા. અહીં ઠેરઠેર પૂ. મહારાજશ્રીનું સ્વાગત થતું અમે જોયું. રાત્રે પાછા અમે ખાપોલી આવી ગયા. જો કે પૂ. મહારાજશ્રી તો પોતાની જગ્યાએથી નીકળીને બીજે કોઇ જગ્યાએ પાણી પણ પીતા નથી પરંતુ અમે બાળકોએ તો ચાહ કોફી મીઠાઈ મોજથી ઊડાવ્યા હતા. આમ કરતાં અમને ખાપોલીમાં પંદર દિવસ નીકળી ગયા.

આ વખતે પિતાજી પોતાની સાથે, મને જનોઇ દેવાનું હોવાથી સારી રકમ લઈને આવ્યા હતા. મારા જનોઈને માટે પૂ. મહારાજશ્રીની અનુમતિ પિતાજીએ આગળથી જ લઈ લીધી હતી. મારી જનોઈની સાથે જ બીજા કેટલાક ગરીબોના બાળકોને પણ જનોઈ દેવાની હોવાથી મઠના અંતેવાસીઓએ પણ સારી રીતે તૈયારી કરી લીધી હતી. એટલે જ્યારે પંદર દિવસ પછી અમે અક્કલકોટ ગયા ત્યારે પોતદાર સાહેબે આ વાત પૂ. મહારાજશ્રીને કરી. એટલે એમણે પંચાગ મંગાવી જોયું તો મુહૂર્ત તો બધા વીતી ગયા હતા. એટલે આવતે વર્ષે જોઈશું એમ કહેવાથી એ પ્રકરણ તો પતી ગયું.

એક દિવસે ખાપોલીમાં પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબના સાંભળતા પારખે સાહેબની સાથે વાત કરતાં એમ કહ્યું કે " હમણાં આજકાલ પોતદાર સાહેબને કોઇ વખત ગણપતિ, કોઈ વખત બીજા કોઇ દેવ, કોઈ પ્રસંગે કોઇ સંત મહાત્માના દર્શન દરેક ઘડી ચોવીસે કલાક થયાં કરે છે. ખાતા પીતાં-ઊઠતાં બેસતાં એક પણ પળ એવી જતી નથી જ્યારે દર્શન ન થયાં હોય-એ સ્થિતિ ખાલી ભ્રામક અવસ્થા છે. એ પછીની અવસ્થા સંદેહાત્મક આવશે અને પછી સત્ય સાક્ષાત્કાર થશે. " પોતદાર સાહેબને તો આ અવસ્થા-

સ્થિતિ અંગે કોઇ પણ પ્રકારનું જ્ઞાન – જાણકારી ન હતી. એના અર્થ પણ એ જાણતા ન હતા. એટલે તે વખતે તો એમણે માત્ર એ વાત સાંભળી લીધી. પરંતુ આ પછી થોડા દિવસ બાદ એમને ભોપાલમાં શ્રી પારખે સાહેબ તથા શ્રી મોન્ડકરના એમ બે કાગળો મળ્યા. એ કાગળોમાં પોતદાર સાહેબને એમણે પરમાર્થમાર્ગ પર સાધેલી પ્રગતિ અંગે ધન્યવાદ આપ્યા હતા.' પોતદાર સાહેબ તો એમાં કાંઈ સમજતા ન હતા. પરંતુ આવા પત્ર માટે એ જરૂર પ્રસન્ન થતા હતા.

આ વખત અમે પંદર દિવસ અક્કલકોટ રહ્યા હતા. આ વખતે પણ પહેલાના જેવી જ પરિસ્થિતિ રહી. એટલે પોતદાર સાહેબ ફક્ત સુવાનો સમય બાદ કરતાં, બાકીનો તમામ સમય પૂ. મહારાજશ્રી પાસે જ ઊભા રહેતા અગર બેસી રહેતા. પૂ. મહારાજશ્રી જ એમની સાથે બોલતા હતા. જો સુવાની વાત ન હોત તો તમામ વખત એમની બન્નેની વાતચીત ચોવિસ કલાક ચાલતી રહેત. એ કેટલું બોલતા અને કેટલું સાંભળતા એ તો એ બેજ જાણે.

આ વખતે ખુદ પૂ. મહારાજશ્રીએ ' આરતી સદ્દગુરૂની ' ગાઈ બતાવીને કહ્યું કે એમાં અર્ધમાત્રાનો પણ દોષ નથી અને એ છપાવી લો. એટલું જ નહીં પણ સત્ય ધર્મ પ્રકાશમાં જે પ્રમાણે ધર્મચક્રનો બ્લોક છપાયો છે તે જ પ્રમાણે આમાં પણ છાપજો. એમને પહેલી મેની વાત યાદ હતી પરંતુ તે કાંઇ બોલ્યાં નહીં. આમ અક્કલકોટમાં એક મહિનો રહીને અમે ભોપાલ પાછા આવ્યા.

આજ વખતે પોતદાર એજન્સીજને બેન્કમા કેશ ક્રેડીટની વ્યવસ્થા હોવા છતાં અને રૂપિયાની વ્યવસ્થા થઈ શકે એમ હોવા છતાં કયાં તો વધારે માલ આવ્યો હોવાથી કે પછી બીલોના રૂપિયા અટકી પડયા હોવાથી ભોપાલ સ્ટેશન પર ફર્નીચરના બે વેગનો અટવાઈ રહ્યાં હતાં. અને એ વેગનોનો માલ છોડાવવામાં રૂપિયાની વ્યવસ્થા કરી બેન્કમા ભરી દેવાની મુશ્કેલી ઉભી થઈ હતી. પોતદાર સાહેબની ઇચ્છા હતી કે આઠ દિવસમાં આનો નિકાલ કરી પછી પૂર્ણિમાને દિવસે અક્કલકોટમાં પૂ. મહારાજશ્રી પાસે જઇ શકાશે અને સ્ટાફને પણ માલના ડેમરેજની તકલીફમાંથી મુક્ત કરી શકાશે. પરંતુ ઘણા પ્રયત્ન પછી એઓ સ્ટાફને એ ચિંતામાંથી મુક્ત ન કરી શકયા કે ન અક્કલકોટ જવાનું માંડી વાળ્યું. તા. ૧૭–૧૮ જુલાઇએ આમ એમણે અક્કલકોટ તરફ પ્રયાણ કર્યું. રેલ મુજબ સોલાપુર સ્ટેશને ઉતરીને ટેક્સીમાં બેઠા અને મઠમાં

ગયા. ત્યાં ખબર પડી કે પુનાથી આરસપહાણની શ્રી ગુરૂદેવદત્તની પ્રતિમા લઈને સરધસના રૂપમાં બધા મઠમાં આવે છે. એટલે પૂ. મહારાજશ્રી પણ મોટરમાં સરધસ પાછળ આવે છે.

પોતદાર સાહેબ પણ જે રસ્તે સરધસ જતું હતું ત્યાં પહોંચી ગયા. એમને જોતાં જ ધીમે ધીમે ચાલતી મોટર અટકી ગઈ. પોતદાર સાહેબે મોટરનું બારણું ખોલી નીચા નમીને પૂ. મહારાજશ્રીનાં ચર્ણ પકડવા પ્રયત્ન કર્યો એટલે પૂ. મહારાજશ્રીએ જમણા હાથથી એમનો ડાબો હાથ પકડીને એમને મોટરમાં પોતાની પાસે જ બેસાડી દીધા. પોતદાર સાહેબને જોઈને એ ખુબ આનંદીત દેખાતા હતા. પોતદાર સાહેબ તે વખતે જરા ફીકરમાં હતા કારણ ટેક્સી છોડી તેજ વખતે એમણે સીગારેટ પીધી હતી અને એમને પૂ. મહારાજશ્રીને એની ગંધ આવતી હશે, એની ચિંતા થતી હતી. દસેક મિનિટમાં તો સરઘસ મઠમાં પહોંચી ગયું. રાતે જમતી વખતે પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબને કહ્યું કે "આ વખત તમારી ખૂબ આતુરતાથી રાહ જોતો હતો અને તમે આવ્યાથી ખૂબ આનંદ થયો છે. હું તો એજ વિચારતો હતો કે અત્યારે અહીં આપના માટે તમે જે જે ઈચ્છા કરશો તે તમામ પાર પાડવામાં આવશે."

બીજે દિવસે પ્રતિમાનો ઉત્સવ હતો. એ પછી બીજે દિવસે ઉત્સવ નિમિત્તે આવેલા લોકો મઠ છોડીને જતા હતા. ઉત્સવની ધાંધલ પુરી થયા પછી પોતદાર સાહેબને કહેવામાં આવ્યું કે ૧લી મેના દિવસે તમને ભોપાળમાં જે વિષય સમજાવવામાં આવ્યો હતો તે વિષય ઉપર તમારે એક પુસ્તક લખવાનું છે એટલે આ પ્રસંગે તમારૂં આવવું ખૂબ જરૂરી હતું. એ પુસ્તક તમારે તમે જે ભાષામાં એનું શીર્ષક (મથાળું) લખ્યું હતું તે અંગ્રેજી ભાષામા લખવાનું છે. પૂ. મહારાજશ્રી આવી કોઈ આજ્ઞા કરશે એવો પોતદાર સાહેબને તો ખ્યાલ સરખો ન હતો. અત્યાર સુધી તો નાની નાની પુસ્તિકાઓ લખેલી અને એમને સાહિત્ય વગેરે વિષયોનો કોઈ ખ્યાલ કે જ્ઞાન ન હતો. પરંતુ પૂ. મહારાજશ્રીની કૃપાથી એ પુસ્તિકાઓ લખવાનું અને છપાવવાનું સરળ બન્યું હતું. પરંતુ આ વખતે તો પુસ્તક અંગ્રેજીમાં લખવાનું હતું અને વિષય પણ 'સુખ' હતો એટલે કામ ઘણું કઠણ હતું.

એમને પોતાને જેની કલ્પના પણ ન હતી એવો પૂ. મહારાજશ્રીનો આદેશ સાંભળીને એ અવાક થઈ ગયા. પરંતુ બીજે દિવસે પણ ફરી એ જ વાત કહેવામાં આવી ત્યારે પણ પોતદાર સાહેબ ચૂપ જ રહ્યા. ત્રીજે દિવસે ગુરૂવાર

હતો એટલે ફરી પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "આજે ગુરૂવાર છે–સંકષ્ટ ચતુર્થી–સંકટ ચોથનો દિવસ હોઇ તમારે ઉપવાસ પણ છે તો એ અંગ્રેજી પુસ્તકનો ઢાંચો ટુંકી નોંધ તો તૈયાર કરો." બપોરે બે વાગે પોતદાર સાહેબ પોતાની જગ્યાએ કાગળ અને પેન લઇને લખવા બેસી ગયા. થોડી વાર પછી જોયું તો પૂ. મહારાજશ્રી નીચે આંટા મારી રહ્યા હતા અને પોતદાર સાહેબને માટે દર કલાકે કલાકે ચાહ કોફી વગેરે મોકલાવતા હતા. બરાબર ત્રણ કલાક બેસીને પોતદાર સાહેબે ટુંકી નોંધ–કેટલા પ્રકરણ પુસ્તકમાં રાખવા વગેરે તૈયાર કરી એનુ બંધારણ ઢાંચો તૈયાર કરી નાખ્યો. દરેક પ્રકરણનું શિર્ષક, મથાળું નક્કી કર્યું. પ્રકરણમા શું લખવું અને કઈ કઈ બાબતનો ક્યાં સુધી ઉલ્લેખ કરવો એ નક્કી કર્યું અને ટુંકાણમાં મુદ્દાઓ લખી નાખ્યા. આટલી તૈયારી પછી એ પૂ. મહારાજશ્રી પાસે ગયા. પુસ્તક અંગેની પોતાની યોજના એમને બતાવી. થોડા વખત પછી મઠના આંગણામાં થોડા માણસો ભેગા થઈને હર્ષના પોકારો કરતા હતા. બન્નેએ નીચે જઇને જોયું તો બધા લોકો એકઠા થઈને મઠના આંગણામાં લગભગ પચાસેકની સંખ્યામાં ઔદુંબરની કુપળો ફુટી હતી તે જોતા હતા. અત્યાર સુધી જે ઔદુંબર વૃક્ષ સુકાઈ ગયું હતું અને પોતદાર સાહેબ જ્યારે સપ્તશ્લોકીનો હિંદી અનુવાદ કરતા હતા તે વખતે ફક્ત એ ઔદુંબરના ઝાડને ત્રણ પાંદડાં જ ફુટયા હતા, તે ત્રણ પાંદડા મોટાં થયાં હતાં. બસ એટલું જ બન્યું હતું પરંતુ આજે તો ઠેકાણે ઠેકાણે એની કુંપળો ફુટીને ૭ ૭ ઈંચ જમીનથી ઉંચી થઇ હતી. એટલું જ નહીં પરંતુ મુખ્ય ઔદુંબરના ઝાડના ઠુંઠા થડમાં ઠેકાણે ઠેકાણે પતીઓ ફુટી હતી એટલું જ નહીં પણ એ ઝાડને લપેટાઇને એક પીપળો પણ ઊગ્યો હતો. એક જ પીપળો હતો અને તે પણ ચબુતરાની ઉપર ઔદુંબરના ઝાડને લપેટાઇને સાત આઠ ઇંચ ઉંચો થયો હતો. ઔદુંબરના ઝાડના પચાસ કુંપળોના ઝુમખા વચ્ચે પીપળો (અશ્વસ્થ–યા બોધીવૃક્ષ) જોઈને બધાના આશ્ચર્યનો પાર ન રહ્યો જાણે ઇશ્વરની અદ્દભુત લીલાના દર્શન ન જોતા હોય! પૂ. મહારાજશ્રી પણ ખૂબ આનંદમાં હતા. તે દિવસે ૨૩ જુલાઈ ૧૯૫૯ની તારીખ અને ગુરૂવાર હતો. આ જ દિવસે સુખની શોધમાં In Search of Happinessનો જન્મ થયો. આ પુસ્તક શરૂ થયું અને તે જ દિવસે પીપળા–અશ્વસ્થનો પણ જન્મ થયો. આ પ્રસંગ જ્યાં–જે સ્થળે બન્યો તે સ્થળે બધાએ પ્રસંગને અનુરૂપ આરતી ગાઈ.

એ રાતે અને તે પછીના બે દિવસ પોતદાર સાહેબે એ પુસ્તકની નોંધને વધારે વિસ્તૃત કરી અને રવિવારે એ તમામ લખાણ પૂ. મહારાજશ્રીને

સંભળાવ્યું. એમણે કહ્યું કે " આ તો ફક્ત નોંધ છે. ભોપાલ જઈને એને સંપૂર્ણ રીતે વિગતવાર લખી નાંખો. એમાં તમને કોઈ મુશ્કેલી નહીં આવે." આ પછી પોતદાર સાહેબ મુંબઈ ગયા. ત્યાં એમને પ્લાયવુડની એજંસી મળવાની હતી. એ બાબતમાં થોડી વાટાઘાટ કરીને પછી એ ભોપાલ ગયા. ભોપાલ ગયા પછી જ્યારે એમણે જાણ્યું કે એમની ગેરહાજરીમાં સ્ટાફના માણસોએ રૂપિયાની વ્યવસ્થા કરીને તેઓ અક્કલકોટ ગયા તેના બે જ દિવસમાં માલના વેગનો છોડાવી લીધા હતા ત્યારે એ ખૂબ ખુશ થયા. અક્કલકોટમાં પુસ્તકની નોંધ લખી હતી તેને ટાઇપ કરાવી લીધી. અને પછી ચાર પાંચ દિવસ પછી એમણે In Search of happiness સત્યની શોધમાં લખવાની શરૂઆત કરી. આ પુસ્તક લખવામાં એમના દૈનિક કાર્યક્રમમાં ફક્ત એમના ઊઠવાના અને ધ્યાનમાં બેસવાના સમયમાં મોડું થવા માંડ્યું આ સિવાય બીજો કોઈ ફેરફાર થયો નહીં. આ વખતે તેઓ ૧૧ થી ૫ પોતદાર એજંસીનું ઓફિસનું કામ જોતા અથવા પુસ્તક અંગે વિચાર કરતા હતા. પાંચ વાગે ઓફિસમાંથી આવીને સાંજનું ભોજન પતાવીને નવ દશ વાગ્યા સુધી વિચારમગ્ન રહેતા તે અમે બધા સૂઈ જઈએ ત્યાં સુધી વિચાર ચાલ્યા કરતા. અને સૂઈ જતા પહેલાં પછી તેઓ છેક સવારે ચાર વાગ્યા સુધી લખવાનુ ચાલુ રાખતા અને પછી તેઓ સૂઈ જતા. રાત્રે જે લખ્યું હોય તેને બીજે દિવસે સેક્રેટરી અંસારી ટાઈપ કરી આપતા. આ પ્રમાણે લખવાનું કામ અગિયાર દિવસ સુધી ચાલ્યું અને તે પછી પુસ્તક સંપૂર્ણ રીતે પુરુ થયું.

પુસ્તક પુરું થયા પછી બારમે દિવસે પોતદાર સાહેબે એ પુસ્તક છાપવા આપતા અગાઉ પૂ. મહારાજશ્રીને વંચાવી જોવું જોઈએ એવો વિચાર કર્યો. અને એ વિચારનો અમલ કરવા તરત જ અક્કલકોટ જઈ પહોંચ્યા. અહીં વાગુ કલાક સુધી સતત પૂ. મહારાજશ્રીને પુસ્તક વાચી સંભળાવ્યું. એમણે સાંભળીને કહ્યું કે " પુસ્તક સરસ છે અને સંપૂર્ણ છે. " બે ચાર દિવસ અક્કલકોટ રહીને તે ભોપાલ ગયા. અને પુસ્તક છપાવવા માટે ઉતાવળ કરવા લાગ્યા. જતી વખતે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે " જેમ ભગવાન પૂર્ણસ્વરૂપ છે તે જ પ્રમાણે પુસ્તક પણ સંપૂર્ણ છે. તમે આમાં જે લખ્યું છે તેમાંથી એક શબ્દ પણ કમી કરવાનો નથી તેમજ એક ઉમેરવાનો પણ નથી. "

ભોપાલ આવ્યા પછી પોતદાર સાહેબ પુસ્તક છપાવવાનાં કામમાં લાગી ગયા. પોતાની જન્મ તારીખ ઉપર પુસ્તક પ્રગટ થાય અને પોતે પૂ. મહારાજીને

એ પુસ્તક ભેટ કરે એવી એમની તીવ્ર ઇચ્છા હતી. સપ્ટેમ્બરની મધ્યમાં એ પુસ્તક મહુની પાસેના રસાલપુરના ખ્રિસ્તી મિશન પ્રેસમાં છપાવવાનું શરૂ કર્યું અને રોજ સોળ પાનાથી વધારે પાનાનાં પ્રુફ માટે એ પ્રેસ આપી શકતું ન હોવાથી પોતદાર સાહેબ ઇન્દોર જઈને ત્યાં જ રહ્યાં. ત્યાંથી તેઓ રોજ મહુ જતા અને પ્રેસમાંથી આવતા પ્રુફ સુધારી આપતા હતા. ત્યાંથી પાછા ઇંદોર આવતા હતા. અગિયાર દિવસમાં તો પુસ્તક સંપૂર્ણ રીતે છપાઈ ગયું એટલે અગિયારમે દિવસે જ મહુ સ્ટેશનેથી એની દશ નકલો લઇને તેઓ ત્રીસમી સપ્ટેમ્બરે અક્કલકોટ રવાના થયા.

૧લી ઓક્ટોબરે લગભગ સાંજે સાત વાગે પૂ. મહારાજશ્રીના હાથમાં એ પુસ્તક અર્પણ કરતાં એમને જે અપૂર્વ આનંદ થયો તેનું વર્ણન હું શું કરું ? પુસ્તકની છપાઇ, એના ટાંગણો, એનું પ્રુફ અને પુંઠા પરનું કવર એ તમામ જોઈને પૂ. મહારાજશ્રીને ખૂબ સંતોષ થયો. એમણે પ્રસન્ન થઈને કહ્યું, "આજકાલની દુનિયામાં આ એક અદ્વિતીય–અજોડ પુસ્તક છે." આ પછી બે-ચાર દિવસ પછી પૂ. મહારાજશ્રીએ ફરીથી કહ્યું કે "હવે આ પુસ્તકને દેશના ખૂણે ખૂણે પહોંચાડવાનું કામ જાતે જ મુસાફરી કરીને કરવાનું છે. એ પુસ્તક ઉપર તમે કિંમત છાપી નથી પરંતુ એ તમારે કોઈને મફત આપવાનું નથી પરંતુ વેચવાનું જ છે કારણ કે મફત મળેલા પુસ્તકને સામાન્ય રીતે લોકો વાંચતા નથી. વળી ફરી જણાવ્યું કે "દશેરાના દિવસે (તે વખતે દશેરા ૧૧મી ઓક્ટોબરે હતી) તમારી ઈચ્છા હોય તો હું બતાવું તે શબ્દોમાં આ કામ કરવાની પ્રતિજ્ઞા કરો. આજે તો પ્રતિજ્ઞામાં બોલવાના શબ્દો જ બતાવું છું. પછી ત્રણ દિવસ સુધી તમને એના પર વિચાર કરવાની તક આપુ છું. પછી તમારો મક્કમ વિચાર થાય તો દશમી તારીખે નોમ છે પછી બીજે દિવસે સવારથી મૌન લઇને અગિયારમી તારીખે પેટીમા રાખેલી અમારી પાદુકાઓ પર જળનો અભિષેક કરીને આ પ્રતિજ્ઞાના શબ્દો બોલીને મૌન છોડજો. એટલું ધ્યાન રાખજો કે હું જે કરી શકું છું તે જ મારી પાદુકાઓ પણ કરી શકશે. અને એટલું પણ યાદ રાખજો કે એક વખત પ્રતિજ્ઞા લીધા પછી એ વજ્રલેપ બની જાય છે. આ પ્રતિજ્ઞા સાધારણ નથી. એને પૂર્ણ કરવાના તમામ સાધનો અને શક્તિ પણ તમને આપવામા આવશે!"

આ શબ્દો સાંભળીને તરત જ તે વખતે પોતદાર સાહેબે તો દ્રઢ નિશ્ચય કર્યો હતો, પરંતુ ત્રણ દિવસની આપેલી અવધ સુધી તો રોકાવાનું હતું.

પ્રતિજ્ઞા આ પ્રકારની હતી. "આજે વિજ્યાદશમીના શુભ અને મંગળ અવસર પર હું ગુરુદક્ષિણાનો સંકલ્પ કરું છું. સર્વે ઋષિ, દેવતાઓ તથા પિતૃઓ સાક્ષી રહે અને સર્વ પ્રકારની ઉત્તમ સહાયતા કરે. હું શ્રુતિકુળ (વેદના) પુનરુજ્જીવનનું કામ નિષ્ઠાપૂર્વક કરીશ. હું શ્રુતિના પુનરુજ્જીવનનું કામ નિષ્ઠાપૂર્વક કરીશ."

આજ વખતે પૂ. મહારાજશ્રીએ કહ્યું હતું કે "મેં જે સંકલ્પ કર્યો છે તેમાં 'કાર્ય' તથા 'નિષ્ઠાપૂર્વક' એ બે શબ્દો જ વધારેના ઉમેર્યા છે. બાકીના શબ્દો જે હતા તે જ છે." એમણે વર્ષો પહેલાં ભગવાન પરશુરામની માંગણીથી ગુરુદક્ષિણાનો જે સંકલ્પ કર્યો હતો તે આ પ્રમાણેનો હતો "હું શ્રુતિનું (વેદનું) પુનરુજ્જીવન કરીશ."

રોજ સમયે મૌન રાખવામાં આવ્યું. વિજ્યાદશમીના દિવસે ઉપર જણાવ્યા મુજબ પૂ. મહારાજશ્રીની પાદુકાઓ પેટીમાંથી કાઢવામાં આવી અને તેના પર અભિષેક કરતી વખતે પ્રતિજ્ઞાનું ઉચ્ચારણ કરવામાં આવ્યું. કદાચ આ પાદુકાઓનો પોતદાર સાહેબે જ સર્વ પ્રથમ આ રીતે સત્કાર કર્યો હશે. તે જ દિવસે સાંજે પોતદાર સાહેબ અક્કલકોટથી વિદાય થયા. જવાના દિવસે વિજ્યાદશમી હોવાથી પૂ. મહારાજશ્રીને મૌન હતું પરંતુ એના આગલા દિવસે પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબને કહ્યું હતું કે "મુસાફરી અને પ્રચાર કામ અંગે તમે સ્વતંત્ર છો."

તા. ૧૩ ઓક્ટોબરે પોતદાર સાહેબ ભોપાલ પહોંચ્યા ત્યારે સ્ટેશન પર ગાડી અને ડ્રાઈવર મુન્નુને બદલે પટાવાળાને ટેક્સી સાથે સ્ટેશન પર આવેલો જોઈને તેઓ ચકિત થયા. પુછવાથી ખબર પડી કે દશેરાને દિવસે જ ડ્રાઈવર મુન્નુખાંએ નોકરી છોડી દીધી હતી. પોતદાર સાહેબે તો ભારતની મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો તે જ વખતે આટલા પ્રમાણિક અને વિશ્વાસુ સર્વોત્તમ ડ્રાઈવરે નોકરી છોડી દીધી અને જતો રહ્યો એથી આશ્ચર્યમાં પડી ગયા. પરંતુ તે વખતે એમને એ વિષે વિચાર કરવાનો સમય ન હોવાથી તરત જ એમણે બીજો એક ક્રીશ્ચીઅન ડ્રાઈવર રાખી લીધો. બીજે દિવસે તો એમને ઈંદાર જઈને ત્યાંથી નવ્વુચાર માઈલ દૂર દૂર આવેલા ચિંતામણી ગણપતિની સમક્ષ પૂર્ણિમાના દિવસથી જ પોતાના કામનું મુહૂર્ત કરવાનું હતું. પૂ. મહારાજશ્રી પણ મુન્નુખાંની પ્રશંસા કરતા હતા. એટલે એમણે તરત જ મુન્નુખાં નોકરી છોડી જતો રહ્યો છે, એ મતલબનો એક કાગળ લખી નાંખ્યો. ૧૪મી ઓક્ટોબરે સેક્રેટરી શ્રીયુત કમળ અંબારી તથા એકાઉન્ટન્ટ શ્રી અમીનને

બોલાવીને એમને કહ્યું કે "બે વર્ષથી તમે જેમ ધંધાનું કામ સંભાળી રહ્યા છો તેનાથી પણ વધારે જવાબદારી અને માલિકીની નજરે હવેથી આજથી તમારે જ કામની દેખરેખ રાખવી પડશે. હું તો હવે ચારે દિશાએ મુસાફરી કરી આવ્યા પછી જ ધંધા તરફ ધ્યાન આપી શકીશ." એટલું કહીને તે જ વખતે તેઓ ઈંદોર રવાના થઈ ગયા.

બીજે દિવસે એટલે ૧૫મી ઓકટોબરે ઉજ્જૈનની પાસે આવેલા ચિંતામણી ગણપતિના દર્શને ગયા. સવારે ૧૦ વાગે શ્રી ચિંતામણી ગણપતિની સમક્ષ પોતાના અંગ્રેજી પુસ્તકની નકલ મુકી પાછા ફરવા લાગ્યા. પાછા ફરતા હતા તે જ વખતે ફક્ત ૧૫ મિનિટ માટે મુશળધાર વરસાદ પડયો. એટલા વખતમાં તો તેઓ ક્ષિપ્રા નદીના કિનારે સખાછતર આવેલા રેલ્વે પુલ નજીક આવી ગયા હતા. અહીં આવીને જોયું તો સડક પર બીલકુલ કાચી માટી પર ચઢાણ કરવાનું હતું. ગાડી કદાચ ફસાઈ જાય એમ માનીને ત્યાં કામ કરનાર ગધેડાવાળા તથા મજૂરોને મહેનતાણુ આપી પથ્થરોનો રસ્તો બનાવ્યો અને તેના ઉપર પથ્થરના ચીલા પર ગાડીના બંને પૈડા ચઢાવી દીધા. પરંતુ મોટર ચઢાવતી વખતે જ મોટરનું ડાબું પાછલું પૈડું પથ્થર ખસી જવાથી કીચડમાં ફસાયું. બીજા ત્રણે પૈડાં સલામત હતા. આ એક અજબ ઘટના બની જેનું કારણ કાંઈ સમજમાં ન આવ્યું. આ પછી વળાયો અને દોરિઆ મુકીને એને ઉકાવવાનો કેટલાક લોકોએ પ્રયત્ન કર્યો પરંતુ પરિણામ એ આવ્યું કે પૈડું વધુને વધુ ફસાતું ગયું. અને હવે તો ગાડી સારી રીતે ફસાઈ ગઈ હતી.

પોતદાર સાહેબ ઈંદોરથી ફકત એક કપ ચાહ પીને જ નીકળ્યા હતા. એ દિવસોમાં તેઓ બહારનું કાંઈ પણ ખાતાપીતા ન હતા. એટલે આ વખતે ખાવાપીવાનો તો કોઈ પ્રશ્ન જ ન હતો. ડ્રાઈવર નવો જ હતો અને તે આ વખતે ખૂબ હેરાન થઈ ગયેલો દેખાતો હતો. આમને આમ ગાડીને બરાબર કાઢવાના પ્રયત્નોમા જ સાંજના પાંચ વાગી ગયા. તે વખતે પાસેના એક ગામનો પટેલ ખેતરમાંથી પરવારી પોતાના ચાર બળદો સાથે ઘર તરફ જતો જોવામાં આવ્યો. એણે મોટરની સ્થિતિ જોઈ પોતાના ચારે બળદો જોડીને મોટર કાઢવાનો પ્રયત્ન કર્યો. પાછળ ત્રીસ મજૂરોએ ધક્કો પણ માર્યો અને પોતદાર સાહેબે પણ ગાડી ફર્સ્ટ ગીઅરમાં નાંખી ચલાવવા પ્રયત્ન કર્યો પરંતુ ગાડી ન આગળ ખસી ન પાછળ ખસી. એ તો એ ચઢાણ ઉપર આડી જ ઉભી રહી. સાંજનું અંધારૂ થતું હતું. એટલે તમામ માણસો થાકીને

પોતપોતાને ઘેર જતા રહ્યા. પોતદાર સાહેબે ઉજ્જૈનના દોલતગંજમાંથી એક ટ્રક ભાડે મંગાવી પરંતુ ગાડી પાસે આવતાં પહેલાં તો ટ્રક જ કીચડમાં ફસાઈ ગઈ. એનો ડ્રાઈવર પણ ગાળો બોલતો બોલતો જતો રહ્યો. રાત્રે પાસેના એક મહોલ્લાના કીસરોએ આવીને મોટર કાઢવાની મજૂરી સંબંધી થોડો સોદો કરવા કહ્યું કે આપ આટલા પૈસા આપો તો ગાડી કાઢી આપીએ. એટલે પોતદાર સાહેબે તેમને કહ્યું કે " પહેલાં તમે ગાડી બહાર કાઢી આપો પછી મારી મરજી પડશે તે આપીશ. " પછી તો એમણે રાતના બાર વાગ્યા સુધી મહેનત કરી પરંતુ ગાડી ન નીકળી તે ન જ નીકળી. એટલે હારી થાકીને એ બધા પણ ચાલ્યા ગયા એટલે ડ્રાઈવરને પૈસા આપીને ખાઈ આવવા કહ્યું કારણ કે એમને તો પાણી પણ પીવાનું ન હતું. ડ્રાઈવર ખાઈને આવ્યો એટલે ડ્રાઈવર આગલી બેઠક પર અને એ પાછલી બેઠક પર એમ બન્ને સૂઈ ગયા.

રાતના એક વાગ્યાના સુમારે કોઈ ઓળખીતા ગૃહસ્થ આવીને પોતદાર સાહેબને પાસેની વેધશાળામાં લઈ ગયા અને ત્યાં એમની સૂવાની વ્યવસ્થા કરી આપી. સવારે પોતદાર સાહેબ ઊઠીને ૬, ૬–૩૦ વાગે ગાડી પાસે પહોંચી ગયા. એટલામાં સાંજે આવેલા ગધેડાવાળાઓ અને પટેલ પણ આવી પહોંચ્યા. ફરીથી બળદો જોડ્યા અને મજૂરો ધક્કો દેવા લાગ્યા. પોતદાર સાહેબ જ્યારે ગાડી ફર્સ્ટ ગીયરમાં નાંખતા હતા ત્યારે એમણે ઊંચે થોડે દૂર એક વ્યક્તિને હાથમાં ફરસુ સાથે ઊભેલી જોઈ. એમને જોતાં જ ગાડી હવે સ્ટાર્ટ કરતાં જ–ચલાવતા જ નીકળશે એવી એમને શ્રદ્ધા બેસી ગઈ. એમને લાગ્યું કે આ એની જ નિશાની છે. અજાયબી તો એ થઈ કે ગાડી ચાલુ કરતાંની સાથે જ પાંચ જ સેકંડમાં ગાડી અંદરથી જ હાલીને પાકી સડક પર સહીસલામત ચઢી ગઈ. એટલું જ નહીં પણ એક પણ સ્પ્રીંગ તૂટી નહોતી કે ઢીલી પણ થઈ ન હતી કે બગડી પણ નહીં. ઈંદોર પહોંચ્યા પછી ગાડી ખોલવા માટે કારખાનામાં મોકલી આપી. બરાબર તપાસ કરતાં ગાડીમાં કોઈ જાતનો બગાડ ન હતો. ગઈ કાલે આખો દિવસ કાંઈ જ ખાધું ન હોવાથી ખાઈપીને થોડો આરામ કર્યો. આમ અદ્ભુતોથી ભરેલું આ પ્રવાસ ખૂબ વિચિત્ર પ્રકારનું બન્યું. તે જ દિવસે મધ્યરાત્રિએ એમને એક સ્વપ્નું આવ્યું કે " તમારા કામમાં જે જે મુશ્કેલીઓ આવશે અને વિઘ્નો નાંખશે તે તમામનો વિનાશ થશે અને તમને દરેક વખત વિજય મળશે. "

બીજે દિવસે રવિવાર હતો એટલે સોમવારે પોતદાર સાહેબ એમના એક મિત્રને લઈને શહેરના તમામ પુસ્તક વેચનારાઓની દુકાને ગયા. સવારથી સાંજ સુધી મહેનત કરી. પરંતુ દરેક દુકાનદારે પુસ્તક લેવાની ના કહી. એક પણ પુસ્તક વેચાયું નહીં.

મંગળવારે સવારે ભોપાલ પાછા આવતાં રસ્તામાં તેઓ શિહોરમાં પંદર મિનિટ રોકાયા અને ત્યાં બે ઓળખીતાઓને બે પુસ્તકો વેચ્યાં અને પછી ભોપાલ આવી ગયા. ઇંદોર પહોંચતા જ પેલા નવા ક્રીશ્ચિયન ડ્રાઈવરે નોકરી-માંથી રાજીનામું આપી દીધું એટલે ડ્રાઈવર રશીદ જે એમના એક મિત્રને ત્યાં હતો તેને નોકરીમાં રાખી લીધો.

તા. ૨૩ મીને શુક્રવારની રાત્રે અને પછી બીજે દિવસે બપોરે પૂ. મહા-રાજશ્રીએ પોતદાર સાહેબને સ્વપ્નામાં પૂછ્યું કે "તમને જેટલું જોઈએ તેટલું દૂધ મળતું રહે છે કે નહીં." એમને ત્યાં ગેજનું અહીં રોજ દૂધ બાંધ્યું હતું અને દૂધ પુરતું હતું એટલે બન્ને વખત તેમણે 'હા' કહી. અચાનક પોતદાર સાહેબે શ્રી અન્સારીને પૂછ્યું ત્યારે એમણે કહ્યું કે દૂધનો અર્થ કૃપા થાય. એટલે પોતદાર સાહેબે વિચાર્યું કે જો દૂધનો અર્થ આવો થાય છે એ પહેલેથી જ જાણતો હોત તો હા શા માટે કહેત ? પણ હવે શું થાય ?

ભોપાલમા પોતાની ઑફિસમા બેસીને તેઓ પહેલાં પોતાની મુસાફરીની યોજના ઘડતા કારણ કે એમની ઈચ્છા પુસ્તકોનો ખૂબ પ્રચાર કરવાની હતી. તા. ૨૭મીને ૧૧ વાગે ઑફિસમા આવ્યા પછી એક ઝોકું આવી ગયું ત્યારે એમણે એક અવાજ સાંભળ્યો કે "પહેલા તમે દર્શન તો કરો." ખૂબ વિચાર કરતા તેમને યાદ આવ્યું કે ૧૫ મીએ પૂ. મહારાજશ્રીની આજ્ઞાનુસાર જ્યારે ઉજ્જૈન ગયા હતા ત્યારે ચિંતામણી ગણપતિના દર્શનથી પાછા આવી મહા-બળેશ્વર તથા પરશુરામ મંદિરના દર્શન કરવાનો કાર્યક્રમ રાખ્યો હતો. પરંતુ મોટરની તકલીફને લઈને એ વાત ભૂલાઈ ગઈ હતી. એટલે ઉપર લખેલા વાક્યથી એ વાતની યાદ આપવામા આવી છે. યાદ આવતા જ જવાની વાર કયા લાગવાની હતી ? બપોરે બાર વાગે મોટરમા ઉજ્જૈન રવાના થયા અને ૩–૩૦ વાગે મહાબળેશ્વર પહોચ્યા. દર્શન કરતી વખતે મહાબળેશ્વરના બાણમા પૂ. મહારાજશ્રીના દર્શન થયા. ઉપર ઓંકારેશ્વરમા તો બાણમા પૂ. મહારાજ-શ્રીના ચહેરાના સ્પષ્ટ દર્શન થયાં. ખૂબ આનંદવિભોર થઈને પરશુરામ મંદિર ગયા અને રાત્રે ભોપાલ પહોચી ગયા.

તા. ૨૭મીએ ઉજ્જૈનમાં બે વખત થયેલા પૂ. મહારાજશ્રીના દર્શનની વાત એમણે પૂ. મહારાજશ્રીને કાગળમાં લખી મોકલી. ૨૮મીએ એક કાગળ લખ્યો અને ૨૯મી પરોઢિયે કોઈ સમયે પૂ. મહારાજશ્રીએ એમને કહ્યું કે "અમુક કોઈ સંત ઋષિ અગર અવતારી પુરુષનું નામ લીધું હતું જે સવારે ઊઠ્યા પછી યાદ નહોતું રહ્યું. આજ જગ્યાએથી (ભોપાલ નહી પણ બીજી કોઈ જગ્યા હતી જે યાદ ન રહ્યું) પ્રચાર (ધર્મપ્રચાર) કરવાને માટે એ જ દિવસે (બારસના દિવસે) મુસાફરી શરૂ કરી હતી. અને બરાબર એક વર્ષ ઉપરાંત પર્યટન કરીને એ જ તિથિએ આવીને બ્રહ્મભોજન કરાવ્યું હતું પરંતુ, તમને તો એક વર્ષ પણ નહી લાગે."

આ સ્વપ્નદર્શનનો પોતદાર સાહેબે એવો અર્થ ઘટાવ્યો હતો કે ૧૯૫૯ના ઓક્ટોબરમાં દશેરાના દિવસે તેઓ પ્રતિજ્ઞા લઈને અક્કલકોટથી નીકળ્યા હતા અને ૧૯૬૦ માર્ચમાં ભારતભરમાં પ્રચાર કાર્ય કરીને એમણે કુરુક્ષેત્રમાં કાર્યની પૂર્ણાહુતિ કરી. કામની પૂર્ણાહુતિનો તાર એમણે કુરુક્ષેત્રથી નવમીએ અક્કલકોટ કર્યો હતો અને દશમીએ પૂ. મહારાજશ્રીએ અક્કલકોટમાં બ્રહ્મભોજન કરાવ્યું હતું. અઢાર વર્ષ પહેલાં બપોરે ભગવાન પરશુરામે પૂ. મહારાજશ્રીને ત્રિપુરામનની દીક્ષા આપી તે પણ આ દશમીનો દિવસ—માર્ચ ૧૦નો દિવસ હતો. બ્રહ્મભોજન થયા પછી પોતદાર સાહેબ કુરુક્ષેત્રથી સીધા અક્કલકોટ આવ્યા હતા. આ પછીની હકીકત છઠ્ઠા પ્રકરણમાં આપી છે.

૧૫મી ઓક્ટોબરે ઉજ્જૈનમાં પ્રચાર કાર્યનું મુહૂર્ત કર્યા પછી રાજકોટ પ્રચાર કાર્ય અંગેના જે અદ્ભુત બનાવો પોતદાર સાહેબે અનુભવ્યા તેમાંથી કેટલાકની હકીકત મેં આપવી જરૂરી સમજીને આપી છે.

૩૧મી ઓક્ટોબરે દિવાળી હતી. દર વર્ષે દિવાળી પછી અક્કલકોટથી પૂ. મહારાજશ્રીના આશીર્વાદનો એક તાર પોતદાર સાહેબ ઉપર આવતો હતો. આ વર્ષે એ તાર ૨જી નવેમ્બરે મળ્યો. આ વખતના તારમાં લખ્યું હતું:
Be sincere & dutiful messenger of Peace-Victory every year Gajanan Maharaj કર્તવ્યપરાયણ તથા સાચા શાંતિ દૂત બનો સર્વત્ર વિજય છે ગજાનન મહારાજ

તે દિવસોમાં એક વખત પોતદાર સાહેબના સેક્રેટરી શ્રી અન્સારીએ એમને કહ્યું કે "આપના પુસ્તકમાં છઠ્ઠા પ્રકરણમાં 'સદ્ગુરુનું માર્ગદર્શન' પ્રકરણમાં

સદ્‌ગુરૂ પોતાની મહાસમાધિ (અવસાન) પછી પણ માર્ગદર્શન કરે છે એ વાંચીને કેટલાક મુસલમાનોએ વાંધો ઉઠાવ્યો છે. તેમનું એમ કહેવું છે કે અમારામાં તો પીરનું મૃત્યુ થાય એટલે એમને દફન કરવામાં આવે છે. એ પછી એ કેવી રીતે માર્ગદર્શન કરી શકે? (કરી શકે નહીં) એવું માનવામાં આવે છે. એટલે મેં એમને જવાબ આપ્યો કે "સાહેબે જે લખ્યું છે તે જ સાચું છે અને આપણે ત્યાં પણ એ જ હકીકત છે. એ પછી સંત જલાલુદ્દીન-રૂમીના ધર્મગ્રંથમાંથી બે લીટીઓ એમને સંભળાવી. સંત જલાલુદ્દીન મોટા કવિ અને સંત હતા. મહંમદ સાહેબની ત્રીજી પેઢીએ થઈ ગયા અને એમના અરબી પુસ્તકો (ગ્રંથો) ઇસ્લામ ધર્મના પ્રમાણરૂપ છે એમ મુસલમાનો માને છે. આપ અરબી જાણતા નથી એટલે હું હિંદી લીપીમાં બન્ને લીટીઓ લખી લાવ્યો છું અને અંગ્રેજીમાં એનો અર્થ ટાઇપ કરી લાવ્યો છું."

પોતદાર સાહેબ ખૂબ આનંદ પામ્યા. શ્રી અન્સારીએ જ એમનું પુસ્તક ત્રણ ચાર વાર ટાઈપ કર્યું હતું અને એમાં ખૂબ રસ લીધો હતો. એમણે કાગળ લઈને એ લીટીઓ વાંચી તે નીચે પ્રમાણે હતી.

"બાદ બઝ વફાત તુરબતે મા દર જમીં મજુ
દર સીના હાય મરદુમે આરિફ મઝારે મારત"

અર્થ આ પ્રમાણે છે.

"Atter my death, try not to find my grave in the earth, for thou Shalr ever find me in the breast of enlightened Ones"

એનો ગુજરાતી અર્થ આ પ્રમાણે થાય છે. મારા મરણ પછી મારી કબરને આ પૃથ્વી ઉપર શોધશો નહીં, કારણ કે ધર્મના પંથે જનારા સફરીઓના દીલમાં જ હું છુ.

"મૃત્યુ પછી ના શોધશો, મુજ ભસ્મને ધરતી મહીં
ધર્મ પંથે જે પડે તે પથિકના દીલમાં વસું"

પોતદાર સાહેબે આજ વાત એમના પુસ્તકમાં કહી છે.

પહેલી સફર મધ્ય હિંદુસ્તાનમાં કરવાનું નક્કી કર્યું હતું અને તારીખ

રાખ્યો હતો. આ સમય માટે કરેલા નિયમ મુજબ એ બહારનું કાંઈ જ ખાતા ન હતા. ફક્ત પ્રવાહી પદાર્થ જ લેતા હતા. એટલે આ પહેલી મુસાફરીમાં પોતે હાથે જ ખાવાનું બનાવી લેવાનું નક્કી કર્યું હતું. આ બે ત્રણ પેટીઓ અને પુસ્તકની ૧૦૦–૧૫૦ નકલો કારના પાછલા ખાનામાં મુકવામાં આવી.

ચોથી નવેમ્બરે સવારે ચાર વાગ્યે પહેલી મુસાફરી શરૂ કરી. સાડાનવ–દસ વાગે સાગરમાં ત્રણ ચાર પુસ્તકો વેચી તથા દમોહમાં પણ એક ચોપડી વેચીને સાંજે ચાર વાગે જબલપુર પહોંચ્યા. તે દિવસે જબલપુરમાં એક હોટલમાં આરામ કર્યો. તે દિવસોમાં તેઓ પલંગ પર સુતા ન હતા. એટલે ડ્રાઈવર રશીદે પલંગ ઉભો કરી એમને જોઈતી હતી તેવી રીતે ઓરડાની ગોઠવણ કરી નાંખી. પછી ખાવાનું બનાવી ખાઈને લગભગ નવ વાગે પોતાની શેતરંજી પર ચાદર પાથરી આંખ બંધ કરી ઊંઘવા માટે તૈયારી કરી પરંતુ બંધ આંખોની સામે એક દેવીના દર્શન થયા. તેમને જાગૃત અવસ્થામાં પણ આ દેવીના દર્શન થતા હતા. ત્યારપછી તેઓ ઊંઘી ગયા.

બીજે દિવસે જબલપુરમાં ખૂબ જ ખંતથી કામ કર્યું. પંદર પુસ્તકો વેચ્યાં. પાંચમી તારીખે આખો દિવસ સારું એવું કામ કર્યા પછી રાતે જ્યારે એ સુતા હતા ત્યારે ફરી પાછા એ જ દેવીના દર્શન એમને થયા. અત્યંત સુંદર ચહેરા – માં ઉપર હાસ્ય અને આંખમાં ચંચળતા હતી. આ દેવી કોણ છે અને શા માટે દેખાય છે એ પોતદાર સાહેબને સમજાયું નહીં.

જબલપુરમાં પુસ્તક વેચવાનું કામ સરળ હતું કારણ કે અહીં ઓળખીતા તથા મિત્રો સારા પ્રમાણમાં હતા. પૂ. મહારાજશ્રીએ રોજ જે પ્રચારકાર્ય થાય તેનો રિપોર્ટ કરવાનો આદેશ આપ્યો હતો એટલે પાંચમી તારીખના રિપોર્ટમાં પોતદાર સાહેબે લખ્યું કે “મિત્રો તથા ઓળખીતાઓમાં પુસ્તક વેચવાનું કામ સહેલું છે. જ્યાં જઈએ ત્યા મન ફાવે ત્યાં જઈને પુસ્તક વેચાય ત્યારે મજા આવે.”

જબલપુરથી બાલાઘાટમાં એક પરિચિત સિવિલ સર્જનને પુસ્તક વેચી પોતદાર સાહેબ રાયપુર ગયા. એક હોટલમાં જઈ ખાવાનું બનાવી ખાઈને સૂઈ ગયા. બીજે દિવસે રાયપુરથી ત્રીસ માઈલ દૂર રાજીમ જઈને રાજીમવાળાના કુટુમ્બનુ મૂળ સ્થાન જોઈ આવ્યા. મહા નદીનુ પાણી તથા રેતી અક્કલકોટ પહોંચાડવા માટે સાથે લઇ લીધી. એ પછી ભિલાઈનગરમાં એક મિત્રને ત્યાં

રહ્યા અને પછી રાયપુર જઈને આખો દિવસ કામ કર્યું. ભિલાઈમાં પુસ્તકો વેચ્યાં અને દસમી તારીખે નાગપુર પહોંચી ગયા. નાગપુર બપોરે પહોંચ્યા અને એક મિત્રને ત્યાં ઉતર્યા. મિત્રને ત્યાં ઉતરવાનું થાય ત્યારે પોતદાર સાહેબ ફક્ત દુગ્ધાહાર જ કરે છે.

નાગપુરમાં ઠીક ઠીક ઓળખાણ હતી એટલે ત્યાંનું કામ જલદી પતાવીને પોતદાર સાહેબ ફરી જબલપુર આવ્યા. અહીં રાતે આરામ કરી બીજે દિવસે સાગર થઈને ઝાંસી ગયા. ઝાંસીમાં પણ ઓળખાણવાળા હતા એટલે ત્યાં થોડા જ વખતમાં ૧૦–૧૨ પુસ્તકો વેચ્યાં.

૧૪મી નવેમ્બરે ઝાંસીથી નીકળી બપોર પછી શિવપુરી થઈને ગ્વાલીયર પહોંચ્યા. અહીંયા પણ ઓળખાણવાળા સ્નેહીઓ મળ્યા. અહીં પુસ્તક વેચવાના તેમજ બે ઠેકાણે ન વેચાવાના અનુભવો પણ મળ્યા. એમના એક જૂના એંગ્લો ઇન્ડીયન મિત્ર રેલવેમાં એરિયા સુપ્રીન્ટેન્ડન્ટ હતા. તેમણે ચોપડીઓ વેચાતી લેવાની ના પાડી. પુસ્તક તો 'સુખ' ઉપર હતું. પરંતુ એમણે કહ્યું કે રવિવારે દેવળમાં જવા સિવાય બીજું વધારે સુખ કયું હોઈ શકે? એમણે તો મિત્રે લખેલું પુસ્તક ભેટ તરીકે માગી લીધું અને પોતદાર સાહેબે આપ્યું પણ ખરૂં. એવા પણ માણસો છે જે દેવળમાં જવાના કાર્યને જ સુખ માને છે એ એક નવો અનુભવ થયો. એવી જ રીતે એ એક પ્રોફેસર મિત્રને લઈને એક લેડી ડોક્ટરને ત્યાં ચોપડી વેચવા માટે ગયા. લેડી ડોક્ટર બહાઈ મતની હોઈ તે ઈરાનના બહાઉલ્લાને જ સર્વસ્વ માનતી હતી. એણે પોતદાર સાહેબ સાથે ધર્મની બાબત પર બે કલાક સુધી ચર્ચા કરી પરંતુ ત્રણ રૂપિયાનું પુસ્તક ન ખરીદ્યું. અહીં વિરોધનો અનુભવ થયો. ચાર વર્ષ પછી પોતદાર સાહેબે લખેલા ધર્મપાદનું વાક્ય વિરોધ એટલે નાસ્તિકનું જ નામ છે. એટલે ગ્વાલીયરના આ અનુભવને લીધે જ આ માન્યતા દૃઢ સિદ્ધાંત તરીકે અપનાવી.

૧૫મીએ ગ્વાલીયરમાં ચોપડીઓ વેચીને ૧૬મી આગ્રા, મથુરાં થઈને સાંજે તેઓ દીલ્હી પહોંચી ગયા. આગ્રામાં ત્રણ અને મથુરામાં બે પુસ્તકો વેચ્યાં. દીલ્હીમાં બે દિવસ રહ્યા ત્યાં ભારતના મુખ્ય ન્યાયાધિશને એક પુસ્તક આપ્યું. કેટલીક ચોપડીઓ લોકસભાના પરિચિત મિત્ર સભાસદોને વેચી, કેટલીક ચોપડીઓ કરોલબાગમાં ચોપડીઓ વેચનારા બુકસેલરોને આપી. આ બધા કામથી પરવારી તા. ૧૮ નવેમ્બરે અલવરમાં એક મિત્ર શ્રીયુત ભાર્ગવને ત્યાં જઈ પહોંચ્યા. અને આજ કામ માટે હવે જયપુર જવું છે એમ એમને વાત

કરી. પોતદાર સાહેબ જયપુર કોઈ વખત ગયા નહીં હોવાથી શ્રી ભાર્ગવ અને એમના પત્ની પણ એમની સાથે જયપુર આવ્યા. ત્યાં શ્રી ભાર્ગવના કાકા સીવીલ જજ હતા. એમની સાથે પોતદાર સાહેબની ઓળખાણ કરાવી તા. ૧૯–૨૦ જયપુરમાં કામ કર્યું. અહીં પણ એક કટ્ટર આર્ય સમાજીસ્ટ સાથે ચર્ચા થઈ અને કે એમણે તો ચોપડી ખરીદી. પછી ખાસ ખાસ મુખ્ય માણસો પાસે જઈ. એમને ચોપડીઓ વેચીને સંતોષ માન્યો. ૨૧મીએ જયપુરથી સવારે ૬ વાગે નીકળી સાંજે ચાર વાગે ભોપાલ પહોંચી ગયા.

મોટરમાં મુસાફરી કરતા ત્યારે પોતદાર સાહેબ પોતે જ ગાડી હાંકતા હતા. ડ્રાઈવર રશીદને તો ગાડી બરાબર સારી સ્થિતિમાં રહે છે એટલું જ જોવાનું હતું. અને એ કામ એ સારી રીતે કરતો હતો. એ અમને કહેતો કે સાહેબ જ્યારે ગાડી ચલાવતા ત્યારે એટલી ઝડપથી ચલાવતા કે પાછલી સીટ પર મારો જીવ અદ્ધર લઈને હું બેસતો હતો. આ પાંચે દિવસે રોજનીશી કાર્યનો અહેવાલ અક્કલકોટ મોકલવાનું હોવાથી આટલી ઝડપે ગાડી ચલાવવી પડતી હતી. એથી તો એ અહેવાલ ત્યાં જ છે અને એમાં ચોકક્સ રીતે કઈ જગ્યાએ કોને કેટલી ચોપડીઓ વેચી તેનો રિપોર્ટ નામ સાથે લખતા હતા. આ પછી પોતદાર સાહેબને આ રિપોર્ટ દરેક મુસાફરી વાર ફાઇલ કરીને રાખ્યા છે એની ખબર પડી.

આ મુસાફરીમાં આ વખતે નાગપુરમાં પોતદાર સાહેબ પોતાના એક મદ્રાસી મિત્રને ત્યાં ઉતર્યા હતા. એમની સાથે વાતવાતમાં જ્યારે પોતદાર સાહેબે ચોપડીઓના પ્રચાર માટે દરેક દિશામાં મુસાફરી કરવાનો કાર્યક્રમ એમને જણાવ્યો ત્યારે ઘરના માણસો જેઓ થોડા વખત ઉપર જ કન્યાકુમારી જઈ આવ્યા હતા તેમણે એક આલ્બમ દેખાડયું. આલ્બમમાં જ્યારે પોતદાર સાહેબે દેવીકુમારીની છબી જોઈ ત્યારે એમને જબલપુરમાં ત્રણ રાત સુધી આંખ બંધ કર્યા પછી જે દેવીના દર્શન થતા હતા તે દેવી યાદ આવ્યા. એટલે એમણે તરત જ નિશ્ચય કર્યો કે હવે પછી કન્યાકુમારીથી દક્ષિણમાં પ્રચાર કરવાની શરૂઆત કરવી. અને આ નિર્ણયની જાણ નાગપુરથી જ પૂ. મહારાજશ્રીને કરી.

એના જવાબમાં ભોપાલમા એક પત્ર આવ્યો હતો કે " તમે જે કામ હાથમા લીધું છે તે કામને માટે તમારી પાસે પુરતી શક્તિ અને તમામ સાધનો છે જ અને એ તમને આપવામાં આવ્યા જ છે. આ રીતે જોતાં આ નજરે તમે સ્વયંપૂર્ણ જ છો. " આ કાગળને પોતદાર સાહેબે ઉત્સાહથી વધાવી લીધો.

૧૧ ડિસેમ્બર ૧૯૫૯ના ગેજ પોતદાર સાહેબ ગ્રેન્ડ ટ્રન્ક એક્સપ્રેસમાં મદ્રાસ જવા નીકળ્યા. અને બારમી તારીખે તેઓ સાંજે મદ્રાસ પહોંચ્યા. ટિન્નેવેલી જવાની ગાડી પકડી અને ૧૩ માર્ચે ટિન્નેવેલી પહોચી ગયા. બસમાં સાંજે કન્યાકુમારી પહોંચ્યા અને કેપ હોટલમાં ઉતર્યા. નાહી પરવારીને દેવીના દર્શને ગયા તો દેવીની સૌંદર્યશાળી મૂર્તિ જોઈને મુગ્ધ થઈ ગયા. એમને જબલપુરમાં જે દેવીના દર્શન થયાં હતાં તે આ જ દેવી હતા એવો દૃઢ વિશ્વાસ બેઠો. સુયોગ તો એ હતો કે તે જ દિવસે દેવીકુમારીની જયંતિ હતી. મધ્યરાત્રિ સુધી સરઘસ, અને રાક્ષસના પુતળાની દહનક્રિયા વગેરે જોઈને હોટલમાં પરત આવ્યા. દેવીકુમારીના બે નાના ફોટાઓ પણ ખરીદ કર્યા તેમજ 'કન્યાકુમારી ક્ષેત્ર મહિમા' નામની ચોપડી પણ ખરીદ કરી. ચોપડીના પહેલા પાના ઉપર લખ્યુ હતું "બહુ જ પુરાણા કાળમાં આ મંદિર ભગવાન પરશુરામે બનાવ્યું હતું." એમને ખૂબ આશ્ચર્ય થયું.

આ પછીના ત્રણ દિવસો હોટલમાં જ દૂર દૂર સમુદ્ર તરફ નજર નાખતા પોતાના કામનો વિચાર કરવામાં જ વિતાવ્યા. ભોપાલથી નીકળ્યા પછી અત્યાર સુધી દૂધ જ લેતા હતા. અહીં તેમણે કામ કરવુ જ હોય તો હોટલમાં ન જમવા વગેરેના જે નિયમો એમણે લીધા છે તે નિયમો કાઢી નાખવા નિશ્ચય કર્યો અને એ નિયમ કાઢી નાખવાનો નિશ્ચય કર્યા પછી તે જ દિવસથી હોટલમા સવાર સાંજ અંગ્રેજી ઢબનુ શાકાહારી ભોજન લેવા માંડયું. તે જ દિવસે ૨૫મી ડિસેંમ્બરે બપોરના ભોજન વખતે એમને એક ફ્રાંસવાસી સજ્જન શ્રી ફીલીપ લેવેસ્ટીન સાથે ઓળખાણ થઇ. શ્રી લેવેસ્ટીન પેરીસ યુનિવર્સિટીમાં ધર્મ વિભાગના અધ્યાપક હતા અને પોતાની પત્ની સાથે કારમાં ભારતના તિર્થસ્થાનોની યાત્રાએ આવ્યા હતા. તેમનો વિચાર મંદિરો અને મૂર્તિઓ ઉપર સંશોધન કરવાનો હતો. પોતદાર સાહેબે તેમને પોતાનું પુસ્તક આપ્યું જે એમણે ભોજન બાદ બપોરે એક જ બેઠકમા પુરૂ કર્યું. સાંજે જ્યારે પોતદાર સાહેબ ટેબલ પર જમવા બેઠા ત્યારે એ સજ્જન દૂર ચંપલ ઉતારી બે હાથ જોડી પ્રણામની મુદ્રા કરીને પોતદાર સાહેબની પાસે આવ્યા અને કહ્યું કે "મેં આપનું પુસ્તક વાચ્યું છે અને હવે અત્યારે જ ભોજન પછી આપ મારી ઓરડીમાં આવો અગર હું આપની ઓરડીમાં આવું કારણ કે મારે આપની સાથે વાત કરવી છે." પોતદાર સાહેબે એમનો વિચાર વધાવી લીધો અને રાતે આઠ સાડા આઠથી બાર વાગ્યા સુધી એમની સાથે ઠીક ઠીક ચર્ચા કરી. શ્રી લેવેસ્ટીને કહ્યું કે "આ પુસ્તકમાં લખ્યું છે તે જ ધર્મનું સાચું સ્વરૂપ છે. અમને પશ્ચિમ વાસી-

એને આવું જ કાંઈક જોઈએ છીએ. આપ એ બાજુ જરૂર આવો. અમારી ચામડી હાથીની ચામડીની માફક જાડી હોય છે જેથી કોઈ પણ વાત એકદમ એમાં દાખલ થઈ શકતી નથી પરંતુ એક વખત એ વાત અંદર પ્રવેશી તો પછી કદી નીકળતી નથી. તમારા પુસ્તકના વિચાર પશ્ચિમની પ્રજાને ખૂબ પસંદ પડશે. હવે અમે થિયોસોફિકલ લોજથી તથા રામકૃષ્ણ મિશનથી કંટાળી ગયા છીએ. અમે પશ્ચિમ વાસીઓ વેદોનું મહત્ત્વ સમજીએ છીએ પરંતુ એને માટે માન નથી. જ્યારે તમે ભારતીઓને એને માટે આદર અને માન છે ત્યારે તમને એના મહત્ત્વની માહિતી નથી. આપનું આ પુસ્તક પૂર્વ તથા પશ્ચિમ વાસીઓમાં જે જે ઉણપ છે તેની પૂર્તિ કરી શકશે એવો મને વિશ્વાસ છે." આ અને આવી જ બીજી વાતો છેક મધરાત્રી સુધી થઈ.

બીજે દિવસે પોતદાર સાહેબે કન્યાકુમારી છોડયું અને ત્રિવેન્દ્રમ પહોંચ્યા. અહીં બે દિવસમાં લગભગ ૨૫–૩૦ પુસ્તકો વેચ્યા. અને ત્યાંથી પછી એર્નાકુલમ ગયા અને હોટલમાં જ રહેવા ખાવાનું રાખ્યું. એર્નાકુલમ અને કોચીનમાં સારૂં કામ થયું. સારા પ્રમાણમાં પુસ્તકો વેચાયા તો કોઈ કોઈ જગ્યાએ 'એમાં' અમને રસ નથી એવો જવાબ પણ મળ્યો. પછી બેંગ્લોર જઈને બે દિવસ ત્યાં પણ એજ કામ કર્યું. ત્યાથી મદ્રાસ જતાં રાત્રે એમને અચાનક પૂ. મહારાજશ્રીના સ્વપ્નદર્શન થયા આમ અચાનક પૂર્વ સૂચના વગર એમને જોઈને આશ્ચર્ય થયું અને એમની તરફ જોતાં તેઓ બોલ્યા કે "અમે નવ અને નવ બાર દિવસ માટે આવ્યા છીએ." જ્યારે અક્કલકોટમાં આ વાત એમણે પૂ. મહારાજશ્રીને કરી ત્યારે એમણે કહ્યું કે દક્ષિણની મુસાફરી દરમ્યાન હું તમારી સાથે જ હતો એ વાતની ખાત્રી કરાવી હતી. બેંગ્લોરથી મદ્રાસ ગયા. મદ્રાસમાં ઓળખીતાઓની મદદથી ૨૪–૨૫મી એ સારૂં કામ થયું. એમને માટે તો ત્રિવેન્દ્રમ, એર્નાકુલમ, બેંગ્લોર તથા કોચીન નવા જ હતા. મદ્રાસ એ આ પહેલા બે વખત જઈ આવ્યા હતા અને ત્યા એમના પરિચિતો પણ હતા જ. મદ્રાસથી હૈદ્રાબાદ જતાં થોડો વખત વિજયવાડામાં રોકાઈ ત્યા પુસ્તકો વેચીને હૈદ્રાબાદ ગયા. હૈદ્રાબાદમા પારખે સાહેબના મોટાભાઈ રહેતા હતા. તેમને ત્યાં જ મુકામ રાખ્યો. અહીં થોડા પુસ્તકો વેચ્યા. અહીં ફર્નીચરની મુખ્ય એજન્સી હોવાથી ઓળખીતી વ્યક્તિઓ હતી એટલે કેટલાક પુસ્તકો એમને વેચ્યા. પારખે સાહેબના મોટાભાઈ ઉપર અક્કલકોટથી પૂ. મહારાજશ્રીનો કાગળ હતો કે પોતદાર હૈદ્રાબાદ આવે કે તમે બન્ને તરત જ અક્કલકોટ આવો. કાગળ વાંચીને પોતદાર

સાહેબે તો તે જ રાતે અક્કલકોટ જવાનો વિચાર કર્યો. પારખે સાહેબના મોટાભાઈ કોઈ કારણસર આવી ન શકયા. બીજે દિવસે ૨૮મી ડિસેમ્બરે પોતદાર સાહેબ અક્કલકોટમાં પૂ. મહારાજશ્રી પાસે હાજર થયા.

પૂ. મહારાજશ્રીએ કહ્યું "તમે આવી ગયા તે સારું થયું. હવે પછીની દરેક સફર વખતે મુસાફરી પુરી કર્યા પછી અક્કલકોટ આવીને પછી જ ભોપાલ જવાનું રાખજો." પોતદાર સાહેબે દરેક જગ્યાએથી મોકલેલા અહેવાલો પૂ. મહારાજશ્રીને મળ્યા જ હતા. એ ઉપરથી પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "દક્ષિણમાં ધાર્યા કરતા વધારે કામ થયું મને દક્ષિણ માટે થોડી શંકા હતી પરંતુ કામ ઘણું સારું થયું છે."

પોતદાર સાહેબ કન્યાકુમારીથી ત્રણ સમુદ્રોના પાણી તથા રેતી આદેશાનુસાર લાવ્યા હતા. પોતાના માતાજીનું સ્મૃતિ મંદિર પૂ. મહારાજશ્રી પિતાની સમાધિ નજીક બાંધવા માંગતા હતા. એના પાયામાં કન્યાકુમારીની રેતી નાંખવાની હતી. આ વખતે અમને કહેવામાં આવ્યું કે ભોપાલ પાછા વળતી વખતે ઘોંડ મનમાડના ચાર રસ્તા પર શીતળા સ્ટેશને ઉતરીને સાકોરી જજો. ત્યાંના આશ્રમની સડકની ધૂળ–રજ એકઠી કરીને પછી ભોપાલ જજો. અને ફરી આવો ત્યારે લેતા આવજો. આ વસ્તુઓ સ્મૃતિમંદિર માટે જોઈએ છીએ અને મારી જનોઈ અને બાલ્યકાળ પસાર થયાં તે જગ્યા પણ જોઈ આવજો."

૧લી જાનેવારી ૧૯૬૦ અક્કલકોટમાં જ રહ્યાં. તે જ દિવસે પૂ. મહારાજને લેવા માટે પૂનાથી પારખે સાહેબની મોટર આવી હતી. એજ ગાડીમાં પોતદાર સાહેબને બેસાડી એમને ઘોંડ સ્ટેશને ઉતારી દીધાં અને પોતે આગળ ગયા. ઘોંડથી ચીતલી જવા માટે રાતની ગાડી પકડી. અને સવારે બસમાં સાકોરી પહોંચ્યા. સાકોરીમાં થોડો વખત રહી સોંપેલું કામ પતાવીને બપોરે એક વાગે બસમાં મનમાડ ગયા અને ત્યાંથી પઠાણકોટ એક્સપ્રેસમાં ભોપાલ ગયા અને આમ બીજી સફર પુરી કરી.

આ દક્ષિણની મુસાફરીમાં પોતદાર સાહેબને એક અનુભવ એવો થયો કે એ જે શહેરમાં જતા તે શહેરમાં અગાઉથી જ કોઈ અદ્દશ્ય શક્તિ પુસ્તક વેચવાની તમામ વ્યવસ્થા કરી રાખતી હતી. આ અનુભવ એમને પછી દરેક મુસાફરીમાં થતો હતો કારણ કે આ સફર પછીની દરેક સફરમાં તેઓ જ્યાં

જતા હતા ત્યાં અને જેને મળતા હતા તેને પુસ્તક વેચીને જ રહેતા એટલે હવે જોએલા અને નહીં જોએલાં શહેરમાં કોઈ ભેદભાવ કે તફાવત રહ્યો નહીં. આ મુસાફરી વખતે પોતદાર સાહેબ ભારતના લગભગ બધા પ્રસિદ્ધ અને જોવાલાયક શહેરોમાં ગયા પરંતુ તેઓ પોતાનું પુસ્તક વેચવાનું કામકાજ કરતા એ સિવાય શહેર જોવાનું કે બીજુ કોઈ કામ કરતા ન હતા. કામ પતે કે તરત જ એ શહેર છોડી બીજા શહેરમાં જતાં રહેતા. એ જ એમનો કાર્યક્રમ રહ્યો. એમને શહેરમાં શું છે અને એ શહેર કેવું છે એનાથી શી મતલબ હતી ? એમણે તો ફક્ત પોતાના કામ પુરતી જ લેવાદેવા અને કાળજી હતી. એમને કામ કરવાની આજ્ઞા મળી હતી, અને તેઓ ફક્ત એ જ કામ કરતા હતા.

તા. ૨૫મી ડિસેમ્બર ૧૯૫૯ના દિવસે મદ્રાસમાં તેઓ સર સી. પી. રામસ્વામી 'આયંગરને મળ્યા હતા અને પોતાનું પુસ્તક એમને આપીને એમનો અભિપ્રાય જાણવાની ઈચ્છા વ્યક્ત કરી હતી. ભોપાલ આવ્યા ત્યારે એમને ૨૫-૧૨-૫૯નો લખેલો એમનો એક કાગળ પોતદાર સાહેબને મળ્યો. એ અંગ્રેજીમાં લખાયલા કાગળનો ભાવાર્થ એ હતો કે " મેં ખૂબ ધ્યાનપૂર્વક આપનું 'સત્યની શોધમાં' પુસ્તક વાંચ્યું છે. આપ જ મને એ પુસ્તક આપી ગયા હતા. આપના ગુરૂશ્રી ગજાનન મહારાજશ્રી (પ્રભાવિત થઈને) પાસે પ્રેરણા લઈને આપે જીવનની સમસ્યાઓ અને આપના આદર્શો તથા ધ્યેયોની પૂર્તિ વિષે ખૂબ ચિંતન મનન કર્યા છે. આપે સુખી માણસનું જે વર્ણન કર્યું છે તે લોકોના મનમાં માન, વિચાર અને જીજ્ઞાસુવૃત્તિ ઉત્પન્ન કરશે. આશા રાખું છું કે આપ જે પ્રમાણે જગતને વચન આપ્યું છે તે પ્રમાણે કરશો."

ભોપાલ પરત આવ્યા પછી પૂર્વ દિશામાં મુસાફરીએ જવાની તૈયારી કરવા માંડી ત્યારે એમને પોતાના સ્ટાફ તરફથી ઓલ્વીન ફર્નીચરની એજન્સીમાં કાંઇ ગરબડ હોવાની ખબર પડી. એક એવી વાત સાંભળી કે યા તો પોતદાર એજન્સીને જ સમસ્ત મધ્ય ભારતના એજંટ બનાવવામાં આવશે અથવા અત્યારના ચીફ સેલીંગ એજંટ પોતાના કોઈ મિત્રને ભોપાલની એજન્સી આપી દેવા ઇચ્છા રાખે છે. એટલે હવે પોતદાર એજંસીનો ઓર્ડર મુજબ માલ મોકલવામાં આવતો નહીં યા તો ખૂબ વાર પછી મોકલવામાં આવતો હતો. આમ થવાથી ધંધો સારી રીતે ચાલતો તે વ્યવસ્થામાં મુશ્કેલી આવવા માંડી. પોતદાર સાહેબ પૂર્વદિશા તરફ જ જવાના હોવાથી એમણે ચીફ સેલીંગ એજંટ સાથે વાત કરીને એજંસી છોડી દેવા વિચાર કર્યો. જો કે આ ધંધો છોડવાથી મહિને

હજાર દોઢ હજારનું નુકશાન થતું હતું તો પણ પોતદાર સાહેબે ક્રુક્ષ સેલીંગ એજંટને મળીને એજંસી છોડી દીધી. આજ વખતથી પોતદાર એજંસીના હાથમાંની 'બીજી એજંસીઓનું' કામ પણ છૂટી જવાની શરૂઆત થઈ. આ અંગે વધુ વિગત આગળ આવશે.

કલકત્તામાં પોતદાર સાહેબ પોતાના એક મિત્ર બલવીરસિંહને ત્યાં ઉતરવાના હતા. અને એમણે એવી ખબર અગાઉથી આપી પણ હતી. પરંતુ નીકળવાના પહેલાં એમને યાદ આવ્યું કે કલકત્તા જતા પહેલાં પોતાનું જન્મસ્થાન જોઈ આવવા માટે પૂ. મહારાજશ્રીએ અક્કલકોટમાં તેમને કહ્યું હતું અને એ બાબતમાં આ મુસાફરીમાં તેમને વિલાસપુરમાં શ્રી શિગવેકર ( એમના મામા ) પાસેથી વિગતવાર માહિતી મળશે એમ પણ જણાવ્યું હતુ.

આ મુજબ પોતદાર સાહેબ ૧૦ જાનેવારી ૧૯૬૦ના દિવસે વિલાસપુર એક્સપ્રેસમાં ભોપાળથી ઉપડયા અને ૧૧મીએ સાંજે વિલાસપુર પહોંચ્યા. ત્યાંથી પૂ. મહારાજશ્રીનો ખડગપુરમાં જે ( ક્વાટર ) મકાનમાં જન્મ થયો હતો તેની માહિતી પૂ. મહારાજશ્રીના મામા શ્રી શિગવેકર પાસેથી મેળવી લીધી. વિલાસ પુરના ૨૪ કલાકના નિવાસ દરમ્યાન મામાજીએ પૂ. મહારાજશ્રીના ઘણા અનુભવો અને બનાવોની હકીકત કહી. એ પછી તેઓ મેઈલમા કલકત્તા ગયા અને ૧૩મીએ બપોરે ત્યાં પહોંચીને શ્રી બલવીરસિંહને ત્યાં ઊતર્યા. તે જ દિવસે સાંજે શ્રી બલવીરસિંહની સાથે દક્ષિણેશ્વર તથા બેલુર મઠ જોઇ આવ્યા. એ પછી ૧૪મીએ તેઓ ખડકપુર ગયા અને ત્યાં સદ્‌ગુરુએ શક્તિ સ્વરૂપ ધારણ કરીને માનવદેહ ધરીને પૃથ્વી પર પ્રગટ થવાની ઈચ્છા કરી તે ખડગપુર રેલવેના ક્વાર્ટર્સ ( મકાન )ને જોઈ તેમના જન્મસ્થાનની ઓરડીમાં જઈ એક કલાક બેસી, શાંતિ મેળવીને ધન્ય બન્યા. જે પંજાબી દંપતિ ત્યાં રહેતા હતા એમણે આગ સત્કાર કર્યો. મકાન મોટું અને સુરસ હતું અને એમાં શ્રી રામપ્રકાશજી ધિંડવા રહેતા હતા. બપોરે ખડગપુર છોડીને કલકત્તા આવતા રહ્યાં. ૧૫મીએ કલકત્તામાં પોતાનું કામ કર્યું અને ૧૬મીએ પણ એ જ કામ કર્યું. કલકત્તામાં ખૂબ મિત્ર અને પરિચિતો હતા. કામ સારૂં થયું. લગભગ ૧૦૦ ચોપડીઓ તો પહેલે જ દિવસે વેચાઈ ગઈ.

તારીખ ૧૬મીની રાતે કલકત્તા છોડયું અને ૧૭મીએ સવારે પુરી પહોંચ્યા. રવિવારે સમુદ્રની સામે આવેલી બંગાલ હોટલમાં મુકામ કર્યો. કલેકટર શ્રી

ઉમાનાથ પટનાયકને એમને બંગલે એમની ઑફીસમાં મળ્યા અને પુસ્તક આપ્યું. એમણે પોતે જે કામ માટે આવ્યા હતા ત કામની વિગત કહીને અને તે દિવસે રવિવાર હોવાથી શું કરવું એ માટે એમની સલાહ માંગી ત્યારે શ્રી પટનાયકે કહ્યું, "અહીં લોકનાથ મહાદેવની પાસે એક રેતીનો પહાડ છે. ત્યાં લગભગ ૧૨૫ વર્ષના તપસ્વી બાબા રહે છે. ત્યાં એક આશ્રમ પણ છે જ્યાં પરદેશી નરનારીઓ આવીને ૧૫–૨૦ દિવસ રહે છે. તમે પણ વિચારક છો તો તેમને મળો. એમના નામની તો કોઈને ખબર નથી. પણ નંગટાબાબાના નામે તેઓ ઓળખાય છે." એમનો ઉપકાર માનીને તેઓ બંગલાની બહાર નીકળ્યા. પાસે જ રામકૃષ્ણ મીશનની લાયબ્રેરી હતી એમાં એક પુસ્તક ભેટ આપ્યું. સારી રીતે આનંદદાયક સમુદ્ર સ્નાન કર્યું અને આશરે ત્રણ વાગે નંગટાબાબાના આશ્રમ પર પહોંચ્યા. બહાર એક પુસ્તક વેચ્યું. અંદર જતી વખતે એમની સાથે બીજા બે માણસો હતા. એ બન્ને કટકથી આવ્યા હતા. બાબા પાટ પર બેઠા હતા અને નીચે બેઠેલો એક શિષ્ય એમને કાંઈ વાંચી સંભળાવતો હતો. શિષ્યના પૂછવાથી પોતદાર સાહેબે પોતે શા માટે આવ્યા હતા તે જણાવ્યું એટલે બાબા બોલ્યા : "સુખ તો મનમાં જ છે. એને કોઈ ઠેકાણે શોધવું ઓછું પડે છે ?" પોતદાર સાહેબે કહ્યું કે "ચોપડીમાં એ પ્રમાણે જ લખ્યું છે." બાબાએ પૂછ્યું "યોગમાર્ગ બતાવ્યો છે કે જ્ઞાનમાર્ગ ?" જવાબ આપ્યો કે "વેદનો આધાર લીધો છે." ત્યારે કહ્યું કે "આ પણ બધું વેદ જ છે." એટલે પોતદાર સાહેબે કહ્યું કે "યજ્ઞ, દાન, તપ, કર્મ અને સ્વાધ્યાયનો રસ્તો બતાવ્યો છે." બાબા બોલ્યા કે એ "શબ્દોના અર્થ માલમ છે ?" પોતદાર સાહેબે કહ્યું, "જેવું સમજાયું તેવું લખ્યું છે." બાબાએ કહ્યું, "શું લખ્યું છે તે બતાવો." બાબા ઉપરાત ત્યાં બીજા ત્રણ શ્રોતા હતા. એ બધાની આગળ આ શબ્દો ઉપર પોતદાર સાહેબે એક ટુંકુ વ્યાખ્યાન કર્યું. પછી બાબાની વિદાય માગી ત્યારે એ બોલ્યા, "ઠીક છે જગતના કલ્યાણનું કામ કરી રહ્યા છો." આ પ્રસંગથી પોતદાર સાહેબને આનંદ થયો.

રાત્રે હોટલમા આરામ કરીને બીજે દિવસે સવારે કટક પહોચ્યા. અહીં આખો દિવસ કામ કર્યું. રાતે ગાડીમાં નીકળી ૧૯મીએ કલકત્તા આવી પહોંચ્યા. કલકત્તામાં બીજા પુસ્તકો વેચીને બીજા દિવસે આસામમાં ગૌહત્તી જવા માટે વિમાનની ટિકિટ લીધી.

૨૦મીએ સવારે કલકત્તા છોડયુ. આઠ વાગે ગૌહત્તી પહોચ્યા અને શ્રીયુત

સૂર્યકુમાર ભુયાનને મળ્યા. એઓ પહેલા સંસદના સભ્ય હતા અને હાલ તેઓ ગૌહત્તી યુનિવર્સિટીના ઉપકુલપતિ છે. આ પુસ્તકના વિષય અંગે એક કલાક ચર્ચા થઇ. યુનિવર્સિટીનો ઓર્ડર પણ મળ્યો. ૧૫ પુસ્તકો દુકાનદારોને રોકડેથી વેચી અને સાંજે ચાર વાગે ગૌહત્તીથી નીકળી સાંજે ૭ વાગે કલકત્તા પાછા આવ્યા.

તા. ૨૧મીએ પોતે જ્યાં ૧૯૪૬–૪૭માં મેનેજર હતા તે કારખાનામાં ગયાં. ત્યાં પુસ્તકો વેચ્યાં અને પોતાના જૂના મિત્રોને પોતાના નવા કામથી વાકેફ કર્યા. રાત્રે કલકત્તાથી નીકળ્યા. તા. ૨૧મીએ સવારે ગયા પહોંચ્યા. ત્યાંથી ટેક્સી કરીને બુદ્ધગયા ગયા કારણ કે પૂ. મહારાજશ્રીના આદેશ મુજબ ત્યાંના બોધિવૃક્ષની થોડી પાંદડીઓ તથા આજુબાજુની માટી અકલકોટ લઈ જવાની હતી. બીજે દિવસે સવારે ૮ વાગે બુદ્ધ મંદિર પહોંચ્યા. ત્યારે તો ત્યાંના આગણમાં તમામ જગ્યા વાળી ઝુડીને સાફ કરી નાખવામાં આવી હતી. અને એક પણ પાંદડું નીચે પડેલું જોવામાં આવ્યું નહીં. એઓ થોડો વખત બોધીવૃક્ષની નીચેના ઓટલા પર ધ્યાનસ્થ બેઠા. ધ્યાનમાંથી ઊઠ્યા ત્યારે એ જ બોધીવૃક્ષની ડાબી બાજુની માટી ભીની લાગી કારણ કે અહીં મંદિરમાંથી તીર્થ જ વહીને બહાર આવતું હતું અને તેથી માટી ભીની થતી હતી. એમણે આંગળાથી થોડી ભીની માટી ઉખેડી મુઠીમાં લઈને પોતાની થેલીમાં મુકી. તે જ વખતે વૃક્ષ પરથી નાની નાની બે પાંદડીઓ એમની આગળ પડી. આ બે પાંદડીઓ જ પૂરતી છે એમ વિચારી જેવું એમણે મોઢું ફેરવ્યું કે વૃક્ષની પ્રદક્ષિણા કરતી એક બર્મી સ્ત્રી ઊભી રહી અને એમના હાથમાં વૃક્ષના બે મોટા પાન મુકીને જતી રહી. કાંઈ પણ ઉચ્ચાર કર્યો નહીં. આ પ્રસંગનું રહસ્ય જે પાછળથી જાણવા મળ્યું તે ઘણું ગહન અને ગુહ્ય હતું. નાની બે પત્તીઓ વ્રત અને દાન જે દરેક મનુષ્યને માટે કરવા સહજ છે તેનો સંકેત આપે છે અને મોટા બે પાન તપ, કર્મ અને સ્વાધ્યાય જેને માટે બીજાની–ગુરુની મદદ અને મદદની જરૂર હોય છે તેના સંકેતરૂપ છે.

ત્યાંથી જલદી નીકળીને પોતદાર સાહેબ શંકરાચાર્યના મઠમાં ગયા. ત્યાં પણ એક ચોપડી ભેટ આપી. પુરીમાં પણ તેઓ શ્રી શંકરાચાર્યના મઠમાં ગયા હતા પરંતુ તે વખતે પોતાની બિમારીનો ઈલાજ કરાવવા માટે શ્રી શંકરાચાર્ય મુંબઈ ગયા હતા. ૨૨મીએ બપોર સુધીમાં પોતદાર સાહેબ પટના ગયા. પટના કાંઈ વખત જેવું ન હતું જ્યાં ત્યાં પણ સારું કામ થયું. બીજે દિવસે

પટનાથી બનારસ ગયા. બનારસમાં બે દિવસ રહીને પ્રચાર કામ કર્યું અને તા. ૨૫મીએ અક્કલકોટ જવા માટે બપોરે બનારસ છોડયું. દાદી એક્સપ્રેસના જે ડબ્બામાં પોતદાર સાહેબ બેઠા હતા તેમાં થોડા બૌદ્ધધર્મી સન્યાસીઓ પણ હતા અને એની પાસેના જ ડબ્બામાં એમના ગુરૂ શ્રી ચિંતામણી પણ ફર્સ્ટ ક્લાસમાં બેઠા હતા. રસ્તામાં એ બૌદ્ધ સન્યાસીઓના ઢંગ જોઈને એમને આજના દીક્ષા ધર્મ સંપ્રદાયનો ખ્યાલ આવ્યો.

૨૬મી જાનેવારીનો દિવસ હતો. મનમાડ સ્ટેશને ગાડી બદલીને ૨૭મીએ સવારે તેઓ અક્કલકોટ પહોંચ્યા એટલે ત્યાં થોડા દિવસ પૂ. મહારાજશ્રીએ વસંતપંચમીને દિવસે બોધીવૃક્ષના (પાંદડાઓ) પાન તથા મૂળ પાસેની માટી આપવાનું પોતદાર સાહેબને કહ્યું. એમણે પોતાની લોખંડની પેટીમાંથી થેલી કાઢી ત્યારે અમને બહુ આશ્ચર્ય થયું અગિયાર દિવસ અગાઉ લીધેલા પાન તથા માટી લીલાં જ હતા. એનું રહસ્ય પોતદારના સમજવામાં આવ્યું નહીં. પૂ. મહારાજશ્રીએ તરત જ બજારમાંથી એક નવો જ પિત્તળનો ડબ્બો મંગાવી બન્ને વસ્તુઓ તેમાં મૂકી.

તે દિવસે બપોરે વાતચીતમાં એમને પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "તમારા અંતરમાં રજોગુણનો પાદુર્ભાવ કરવામાં આવ્યો હતો અને હવે એ કામ થઇ ગયું છે." આ સાંભળીને પોતદાર સાહેબ ગભરાયા. પૂ. મહારાજશ્રીએ જ્યારે એમને ગભરાયેલા જોયા ત્યારે કહ્યું કે "કામને માટે એ જરૂરી હતું." જો આ મુસાફરીમાં એમ ન કરવામા આવ્યું હોત તો તમે હોટલોમાં જમત નહીં અને જો ભોજન ન લેત તો અમારૂં કામ શી રીતે કરતે ? જગતમાં જે કાંઈ કામ થાય છે તે રજોગુણથી જ થાય છે. જો રજોગુણ ન હોત તો જગતના તમામ કામકાજ બંધ થઈ જાત. સૃષ્ટિક્રમનુ ચક્ર જ બંધ થઈ જાત. એટલે ગભરાવવાનું કોઇ જ કારણ નથી. એ પછી પૂજ્ય મહારાજશ્રીએ ફરીથી કહ્યું કે "વિજયાદશમી (૧૧ ઓકટોબર ૧૯૫૯) થી આજ સુધીનો સમય તમારે માટે એક કાળ (યુગ) થયો. કાલથી નવા અનુભવ થશે."

બે ત્રણ દિવસ અક્કલકોટ રહીને આઠમને દિવસે પોતદાર સાહેબે અક્કલકોટ છોડવાનું વિચાર્યું ત્યારે એમને કહેવામાં આવ્યું કે "ગયા વર્ષે આજ આઠેમ પર ઔદુંબર વૃક્ષની ડાળ રોપવામાં આવી હતી અને અષ્ટશ્લોકીનો અનુવાદ પુરો થયો તે દિવસે એ ડાળ ઉપર નવા અંકુર ફૂટયા હતાં. એટલે આજે તમને અનુજ્ઞા આપવામાં આવે છે કે જો જડ પદાર્થ અંકુરીત (નવપલ્લવીત) થાય

છે તો જૈનન શા માટે અંકુરિત અને નવપલ્લવીત ન થઈ શકે? પૂ. મહારાજશ્રીના વચનો હંમેશા ગૂઢ હોય છે. પોતદાર સાહેબ ફક્ત સાંભળી જ રહેતા. સમજતા હતા કે નહીં તે તો એ જ જાણે?"

આ વખતે પૂર્વની સફર કરી આવ્યા પછી પૂ. મહારાજશ્રીએ કહ્યું હતું કે અહીં આવનારા લોકોમાંથી હજુ સુધી ફક્ત એકજ માણસે તમામ કામમાં મદદ કરવાની ઈચ્છા દર્શાવી છે અને તે મુંબઈના શ્રી હીરાલાલ શેઠ છે. એમનું કહેવું છે કે પોતદાર સાહેબ જ્યારે સૌરાષ્ટ્ર આવશે ત્યારે હું એમની સાથે રહીશ. એટલે તમે એમને કાગળ લખીને અહીંયા બોલાવો અને પશ્ચિમની મુસાફરીએ ક્યારે જવું તે એમની સાથે નક્કી કરી લો. એ મુજબ પોતદાર સાહેબે મુંબઈ કાગળ લખીને શ્રી ગાંધીને ત્યાં બોલાવ્યા. અને ત્યાં એવું નક્કી કર્યું કે પોતદાર સાહેબ ભોપાલ જઈને શ્રી ગાંધીને પોતે ભાવનગરની તારીખ લખી મોકલે એટલે એ જ તારીખે શ્રી. હીરાલાલ શેઠ મુંબઈથી પ્લેનમાં ભાવનગર પહોંચી જશે. આમ નક્કી કરીને પોતદાર સાહેબ ભોપાલ ગયા.

હવે પશ્ચિમ તરફની સફરની તૈયારી કરવા માંડી. નવમી ફેબ્રુઆરીએ મોટરમાં પોતદાર સાહેબ અજમેર તરફ જવા રવાના થયા. ત્યાં એક હોટલમાં ઉતર્યા. બીજે દિવસે ખ્વાજા નિઝામુદ્દીન ચીસ્તી દરગાહ પર ગયા. તો ત્યાં પણ હિંદુઓના મંદિર જેવી જ દશા જોવામાં આવી. અજમેર શહેરમાં થોડું કામ કર્યું. બપોરે અજમેરથી જોધપુર ગયા. અહીં એમના એક ઓળખીતા શ્રી ગુલાબચંદ સીંઘીની મદદથી શહેરમાં કોને કોને મળવું એ ગોઠવ્યું. તા. ૧૧મીએ આખો દિવસ કામ કર્યું. તા. ૧૨મીએ જોધપુરથી ઉદયપુર ગયા અને એક ચોપડી વેચી સાંજે અમદાવાદ પહોંચ્યા અને દીપક હોટલમાં મુકામ કર્યો.

પશ્ચિમની આ મુસાફરીમાં શરૂઆતમાં જે મુશ્કેલીઓ આવી તેમાંની એક અને પહેલી તો એ કે ભોપાલ છોડ્યું ત્યારે એમની પાસે થોડા રૂપિયા હતા. નોધબૂક કરીને ૧૮૦ રૂપિયા એકઠા કર્યા. એટલે એમણે જુદી જુદી જગ્યાએ પુસ્તકો વેચીને રૂપિયા મેળવવા વિચાર કર્યો. સ્થાનિક માણસોએ તો કહ્યું હતું કે સરનામું મોકલશો તો અમે તારથી રકમ મોકલી આપીશું પરંતુ પોતદાર સાહેબે એ સૂચનાનો સ્વીકાર ન કર્યો. જો કે મોટરની મુસાફરીમાં રૂ. ૩૦/- રૂપિયાનો ખર્ચ થતો હતો.

બીજે મુકામે સાંગીએ આપી. પહેરે જ દિવસે ભોપાલવા નીકળ્યા પોતદાર

સાહેબ મહેસાણામાં એક ઓળખીતાને મળવા ગયા ત્યાં ડ્રાઈવરને ગાડી એક બાજુ રાખવાની સૂચના આપીને ગયા હતા ડ્રાઈવરે જેવી ગાડી પલટાવવાની કોશિષ કરી કે ગાડી એક વિજળીના થાંભલા સાથે અથડાઈ પાછલા ખાનામાં રાખેલા પુસ્તકોને નુકશાન થયું. ત્યાં પણ પોતદાર સાહેબે પુસ્તકો વેચીને ખર્ચ કાઢવાનો જે નિર્ણય કર્યો હતો તે જ પ્રમાણે વહેવાર ચાલ્યો અને આ નુકશાની પૂરી કરી

અમદાવાદમાં બે દિવસ મુકામ કર્યું અને ત્રીજે દિવસે ભાવનગર પહોંચ્યા. શ્રી હીરાલાલ રાવળ એક દિવસ અગાઉ ત્યાં આવી ગયા હતા અને એક ધર્મશાળામાં મુકામ કર્યો હતો નાહી પરવારીને બન્ને જણ ચોપડીઓ વેચવા નીકળી પડ્યા ત્રીજે ભાવનગરથી નીકળી રાત્રે સિહોર પહોંચી ગયા શ્રી હીરાલાલનું સાસરું સિહોરમાં છે. રસ્તામાં એક નાળા આગળ ગાડી ઘણી વાર સુધી અટકી પડી. ૧૬મી તારીખે સવારે નગરશેઠ અને શ્રી હીરાલાલના બીજા ઓળખાણીઓમાં ચોપડીઓ વેચી રસ્તામાં અને ગામમાં ગામજનોના હાથમાં ( પરશુ ) કુહાડી જોવામાં આવી બપોરે બન્ને જણા ઉના પહોંચ્યા અને ત્યાં હીરાલાલના પોતાના મકાનમાં રહેવાનું રાખ્યું. અહીંયા જ પોતદાર સાહેબને ખબર મળી કે ( સન ૧૯૬૧ માં ઉનાના પોતાના મકાનમાં હીરાલાલભાઈએ શ્રી ગુરૂમંદિરની સ્થાપના કરી છે અને જે ઓરડામાં પોતદાર સાહેબ ઉતર્યા હતા તે જ ઓરડો શ્રી ગુરૂમંદિરના મુખ્ય પૂજાના ઓરડા તરીકે વપરાય છે ) અહીં પરશુ ( કુહાડી ) સારી બને છે એમ જાણવા પછી પોતદાર સાહેબે એક સરસ પરશુ અક્કસમેટ લઈ જવાની ઈચ્છા કરી એટલે હીરાલાલભાઈએ ૮ થી ૧૦ માઈલ દૂર આવેલા એક ગામમાંથી એક સરસ પરશુ તૈયાર કરાવી હીરાલાલભાઈ અહીંના જ રહેવાસી છે એટલે અહીં બે દિવસ રહ્યા ત્યાં ઉત્તમ વ્યવસ્થા રહી હીરાલાલભાઈએ જાતે મહેનત લઈને ૩૦–૩૫ ગૃહસ્થો સાથે પોતદાર સાહેબની ઓળખાણ કરાવી અને એમની જ ચોપડીઓ વેચી પણ ખરી ત્રીજે દિવસે અહીંથી બન્ને જણા જૂનાગઢ જવા નીકળ્યા રસ્તામાં વેરાવળમાં થોડા પુસ્તકો વેચ્યા અને પ્રભાસપાટણના દર્શન કર્યા પ્રભાસપાટણમાં જે પીપળા હેઠળ ભગવાન શ્રીકૃષ્ણને તીર મારવામાં આવેલ તે પીપળો પણ જોયો પછી જૂનાગઢ પહોંચી ગયા

જૂનાગઢમાં એક સારી ન્યાતી ધર્મશાળા જે બીજા ગામોની ધર્મશાળાઓના જેવી જ માંકણ મચ્છરવાળી હતી તેમાં ઉતારો રાખ્યો અહીં એક સારુ

મહાત્માના ઢોંગ અને પાખંડ જોવાના મળ્યા. તેઓ ભક્તો અને ભક્તાણીઓ સાથે એક ઓરડામાં ઉતર્યા હતા. એમને ઠીક ઠીક નાટકના પાત્રોની માફક શણગાર પેઈન્ટ-પાવડર વગેરે કરવામાં આવ્યાં હતાં. એમને પૂરી રીતે શણગાર્યા પછી એમને પુરી ઠાઠમાઠથી ક્યાંક લઈ જવામાં આવ્યા. પોતદાર સાહેબ ઉપરના પોતાના ઓરડામાંથી જોતા રહ્યા હતા. મનમાં ને મનમાં ખૂબ ધુંધવાતા હતા પણ શો ઉપાય કરે ? આજે તો ધર્મના મહાત્માઓ તથા તેમના ભક્તો વગેરે આ જ જાતના હોય છે. એમના આ ઢોંગનો ધંધો ધીકતો ચાલે છે. મને વિચાર થાય છે કે આ બાબતમાં પોતાના ધર્મપ્રચાર વખતે કંઈ કરશે ખરા ? કાંઈક કરવું તો જોઈએ. જોઈએ સમય શો ઉત્તર આપે છે.

અહીંયા પણ રાત્રે હીરાલાલભાઈના ઓળખીતાઓને મળીને ચોપડીઓ વેચી. ૧૯મીએ સવારે રાજકોટ પહોંચી ગયા. વચ્ચે ગોંડલ રોકાયા અને એક ચોપડી વેચી. રાજકોટમાં ચણચાર કલાકમાં સારૂં એવું વેચાણ કરીને જામનગર ગયા. પરંતુ રાતના જામનગર પાછા આવવાનું હતું એટલે અહીં ન રોકાતાં સીધા દ્વારકા ગયા. જામનગરથી દ્વારકા કાચી સડક હતી. વચ્ચે વચ્ચે સડક ઠેકાણા વગરની હતી. રસ્તામાં કોઈ ગામ ન મળ્યું કે ન પીવાનું પાણી મળ્યું. અર્થાત દ્વારકા સુધી મોટર ડ્રાઈવીંગ કરવામાં ખૂબ મુશ્કેલી પડી. દ્વારકામાં એક ધર્મશાળામાં ઉતર્યા. રાતના માકણુને લઈને પોતદાર સાહેબ ત્રણ વાગ્યા સુધી ઊંઘી ન શક્યા. સવારે ૭ વાગે ઉઠી નાહી પરવારી દ્વારકાધીશના રૂપમાં પૂ. મહારાજશ્રીના દર્શન કરી શંકરાચાર્યના મઠમાં ગયા. મઠાધીશ તો હતા નહીં તેથી એમના સેક્રેટરીને એક પુસ્તક ભેટ આપ્યું. એક બે નિવૃત્ત અધિકારીઓને પુસ્તકો વેચીને ૨૦ મીએ સવારે દશ વાગે દ્વારકા છોડ્યું.

બપોરે ચાર વાગે જામનગર આવ્યા. ત્યાં થોડા પુસ્તકો વેચીને આરામ માટે રાતે રાજકોટ જતા રહ્યા. બીજે દિવસે ઉઠ્યા પછી પોતદાર સાહેબ વડોદરા જવાના હતા અને શ્રી હીરાલાલ મુંબઈ જવાના હતા. તેઓ બન્ને કાર્યક્રમ મુજબ જે તે શહેરમાં પરત ગયા. વડોદરા એક દિવસ પ્રચારનું કાર્ય કર્યા પછી તા. ૨૩ મીએ મુંબઈ જતા રહ્યા. સાંજે મુંબઈ આવ્યા. અને બે દિવસ મુંબઈ અને બે દિવસ પૂનામાં કામ કરવાનો પોતદાર સાહેબનો વિચાર હતો, પરંતુ મુંબઈ પહોંચ્યા ત્યારે હીરાલાલભાઈએ કહ્યું કે પૂનાથી પારખે સાહેબ તમારી સાથે ફોન પર વાત કરવા માંગે છે. પારખે સાહેબે એમને

જણાવ્યું કે પોતદાર સાહેબે શિવરાત્રી પર અક્કલકોટ પહોંચી જવું એમ પૂ. મહારાજશ્રીની ઇચ્છા છે. પોતદાર સાહેબે વિચાર્યું કે જે દિવસે ફોન પર વાત થઈ તે જ દિવસે અક્કલકોટ માટે નીકળે તો બીજે દિવસે જ શિવરાત્રી હોવાથી વખતસર પહોંચી જવાય.

તરત જ પોતદાર સાહેબે પોતાના એક મિત્રને પચાસ પુસ્તકો વેચવા માટે આપ્યા. અને એક બીજા મિત્રને પચ્ચીસ પુસ્તકો વેચ્યાં. મુંબઈથી અક્કલકોટ જતાં પહેલા સાંજે તે ખાપોલી આવ્યા. ત્યાં પારખે સાહેબના બંગલામાં આરામ કર્યો. તે જ દિવસે પારખે સાહેબ પણ ખાપોલી આવી પહોંચ્યા. પારખે સાહેબે કહ્યું કે પૂનાના સકાલ દૈનિક વર્તમાનપત્રે તમારાં 'સુખની શોધમાં' પુસ્તક પર સારો અભિપ્રાય-સારું અવલોકન લખ્યું છે. એવી પણ ખબર આપી કે હાલમાં એમના પુસ્તકો લઇને શાળાદેશી પુસ્તકો વેચવા માટે પૂના આવ્યા છે.

બીજે દિવસે સવારે પૂના પહોંચ્યા. ત્યાં રેંગ્લેર શ્રી આર. પી. પરાંજપેને મળ્યા અને એમણે જ પોતાને આપેલું સર્ટીફીકેટ પોતાના પરિચય માટે મોકલી આપ્યું. પોતદાર સાહેબ જ્યારે લખનૌ વિદ્યાપીઠમાં ભણતા ત્યારે રેંગ્લર શ્રી પરાંજપે ત્યાંના ઉપકુલપતિ હતા અને એમણે પોતાના આ વિદ્યાર્થીને એક ઠીક ઠીક લાંબુ સર્ટીફીકેટ-પ્રમાણપત્ર લખી આપ્યું હતું. તે પ્રમાણપત્ર આજે તેવીસ વર્ષ પછી વાંચ્યું અને ખૂબ ખુશ થયા. એ પછી પોતદાર સાહેબે જ્યારે એમને પોતાનું પુસ્તક ભેટ આપ્યું ત્યારે એઓ ખુશ થયા અને જરૂર વાંચીશ એમ જણાવ્યું.

બપોરે પૂનાથી અક્કલકોટ જવા નીકળ્યા અને રાત્રે ત્યાં પહોંચી ગયા. મહાશિવરાત્રી પર અક્કલકોટમા ઉત્સવ થતો નથી પરંતુ પારખે સાહેબ અને પોતદાર સાહેબ બન્નેની મોટરો આવી હતી એટલે પૂ. મહારાજશ્રીનો તુળજાપુર જવાનો કાર્યક્રમ નક્કી થયો. આખો દિવસ ત્યાં જવા અને આવવામા પસાર થયો. પૂ. મહારાજશ્રીને ૧૨ માર્ચ ૧૯૪૨મા જે ત્રિપુરી મંત્રની દિક્ષા મળી હતી તેના બરાબર ૧૧ માસ અને ચાર દિવસ બાદ મહાશિવરાત્રિને દિવસે એમને શ્રી ત્રિપુરાદેવીના દર્શન થયાં એટલે એમના એ બેચેનીના અંતના દિવસ માટે જ પોતદાર સાહેબને-પૂ. મહારાજે બોલાવ્યા હતા. પારખે સાહેબ આવવાના ન હતા પરંતુ તે પણ મોટર લઈને સાથે થઇ ગયા હતા. આ પરિશ્રમની મુસાફરીમાં પણ રોજની હકીકત પૂ. મહારાજશ્રીને મળી હતી. હવે

છેલ્લી સફર ઉત્તર દિશાની બાકી રહી હતી. એ બાબતમાં એમને પૂ. મહારાજશ્રી સાથે થોડી વાતચીત થઈ. પૂ. મહારાજશ્રીએ ફક્ત એટલું જ કહ્યું કે આ ઉત્તર-દિશાની મુસાફરીની પૂર્ણાહુતિ કુરુક્ષેત્રમાં જ કરજો. કાશ્મીરથી કુરુક્ષેત્ર આવતી વખતે રસ્તામાં પુસ્તક વેચવાનું કામ કરતા નહીં. કુરુક્ષેત્ર જવાના જ છો એટલે પાછા ફરીને આવશો ત્યારે થોડી વાતચીત કરીશું.

અક્કલકોટમાં એમણે જે સો ચોપડીઓ વેચી હતી તેના રૂા. ૩૦૦/- એમને મળ્યા. ખપોલીમાં શ્રી પારખે સાહેબે રૂા. ૫૦૦/- અગાઉથી આપીને ભોપાલથી ચોપડીઓ મોકલી આપવા કહ્યું, આમ એકદમ એક સાથે રૂા. ૮૦૦/- હાથમાં આવ્યાં એટલે હવે પછીની ઉત્તર તરફની કાશ્મીરની મુસાફરી માટે પૂરતી રકમ છે એવો વિશ્વાસ બેસી ગયો. જરૂર કરતાં વધારે મુશ્કેલ આર્થિક ભીંસમાં પશ્ચિમની સફર તો પૂરી થઈ હતી. હવે પછી એવું નહીં બને એમ લાગ્યું.

ભોપાલ આવ્યા પછી ચાર પાંચ દિવસ પછી તા. નવમી માર્ચ ૧૯૬૦ના બપોરે પોતદાર સાહેબ પોતાની ઉત્તર તરફની એટલે કાશ્મીરની મુસાફરીએ ઉપડયા. એ જ રાતે કારમાં ઝાંસી પહોંચ્યા અને રાતે આરામ કર્યો. બીજે દિવસે સવારે કારમાં કાનપુર પહોંચી પોતાના એક ઓળખીતાને ૨૫ ચોપડીઓ વેચવા માટે આપી અને સાંજે લખનૌ ગયા. અહીં પુસ્તકો વેચ્યાં અને રાત્રે હોટલમાં આરામ કર્યો. તા. ૧૧મીએ સવારે હરિદ્વાર જવા નીકળ્યા. મોરાદાબાદથી આગળ જતાં રસ્તો ભૂલ્યા એટલે કોટદ્વાર જઈ પહોંચ્યા. જીંદગીમાં પહેલી જ વાર એમણે હિમાચ્છાદીત હિમાલયના દર્શન કર્યાં. અહીં રાતના આરામ માટે હોટલના ઉપરના માળે રહ્યા હતા. એટલે એમણે ચાંદની રાતે બરફાચ્છાદીત હિમાલયના અદ્ભૂત દર્શન કર્યાં.

બીજે દિવસે જંગલખાતાના ખાનગી રસ્તે હરિદ્વાર પહોંચ્યા. અહીં એક બંગાળી હોટલમાં ઉતર્યા અને બીજે દિવસે હોળીના તહેવાર અને રંગ છાંટવાનું થાય એથી બીજા દિવસ સુધી ઓરડામાં જ રહ્યા. ૧૪મીએ સવારે હરિદ્વારથી ઋષિકેશ પહોંચ્યા. એનાથી થોડે દૂર મુનિની રેતી નામક સ્થળ આગળ ગંગાના ખૂબ નિર્મળ વારી વહેતાં જોઇ એમનાથી રહેવાયું નહીં અને સવારે હોટલમાં સ્નાન કર્યું હોવા છતાં ફરી વાર નાહ્યા. બાકી કોઈ પણ નદીમાં સ્નાન કરવાની એમને ટેવ જ નથી અને નહાતા પણ નથી. પાછા ફરતી વખતે એમણે સપ્તર્ષિ આશ્રમ જોયો. આશ્રમના પુસ્તકાલયમાં પોતાનું પુસ્તક ભેટ આપ્યું.

અહીંયા વિશ્વશાંતિમાં શત સંવત્સરી યજ્ઞ થાય છે એમ ખબર પડી. ભારત સરકાર તરફથી આ યજ્ઞ થતો હતો અને રાષ્ટ્રપતિએ એ યજ્ઞનું ઉદ્‌ઘાટન કર્યું હતું. બપોરે પંજાબ રાજ્યની રાજધાની ચંદીગઢમાં પહોંચ્યા. જીંદગીમાં પહેલી જ વાર એમણે ચંદીગઢ જોયું. અહીંના એક સરદારજી એમના મિત્ર હતા એટલે તેમની હોટલમાં ઊતર્યા. સરદારજીએ પોતે ૨૦ ચોપડીઓ ખરીદી લીધી અને એ વેચવાની જવાબદારી પોતાના માથે રાખી. અહીં પોતદાર સાહેબ એક દિવસ વધારે રહ્યા અને સરદારજીની વિદાય લઈ જમ્મુ તરફ રવાના થયા.

પઠાણકોટ અને જમ્મુ વચ્ચે રસ્તામાં સખત વરસાદ નડયો. કારની છત પર જાણે બેંડ વાગતું હોય તેવો અવાજ થતો હતો. એટલા મોટા કરા પડતા હતા કે પોતદાર સાહેબને એક કલાક સુધી એક ઝાડ નીચે રોકાવું પડયું. જમ્મુમાં પણ વરસાદ પડતો હતો અને એક પણ હોટલમાં જગ્યા ખાલી ન હતી. બહુ મુશ્કેલીથી રીઝર્વ કરેલો એક ઓરડો એ રીઝર્વ કરનાર આવે તો ખાલી કરવાની શરતે સરકારી વિશ્રામગૃહમાં મળ્યો. પરંતુ કોઈ આવ્યું નહીં એટલે પોતદાર સાહેબ નિરાંતે ત્યાં સૂતા. તા. ૧૭મી માર્ચે સવારે આઠ વાગે એઓ જમ્મુથી શ્રીનગર જવા રવાના થયા. રસ્તામાં ઉધમપુર છોડયા પછી પહાડો શરૂ થયા. વરસાદને લીધે પહાડોની માટી રસ્તા ઉપર પડી હતી. બહુ મુશ્કેલી પછી રસ્તો કરતાં કરતાં એક ગામમાં પહોંચ્યા તો ત્યાં તો માલથી ભરેલી સેંકડો ટ્રકો અટકી પડી હતી. એટલે એ પણ એમની સાથે જ રોકાઈ ગયા. થોડા કલાક તો રોકાવું પડયું. પછી ત્યાંના પી. ડબલ્યુ ખાતાના એક ઈજારદાર શ્રી મહંમદ યાસીનખાની સાથે એમને ઓળખાણ થઈ. એ ઈજારદાર પણ કોઈ ખાસ જરૂરી કામ માટે શ્રીનગર પહોંચી જવા માગતા હતા અને એક આગ્રહી સાથીની શોધમાં જ હતા. એટલે ત્યાંના એક ડાક બંગલામા રોકાવા અને પછી આગળ વધવા પોતદાર સાહેબને ઘણા સમજાવ્યા. પોતદાર સાહેબે તો કહ્યું કે ગાડીમા જ રાત વીતે તો પણ હું તો શ્રીનગર થઈને જ ગાડીમાંથી ઉતરીશ.

એટલે પછી યાસીનખાએ પોતાની તથા પોતદાર સાહેબની ગાડી જવા દેવા માટે ત્યાંના ટ્રાફિક અધિકારી પાસે રજા મેળવી લીધી. અને પછી તેઓ પોતદાર સાહેબની સાથે જ એમની કારમા બેઠા અને વાતો કરતા આગળ વધ્યા. એઓ અહીંના જ વતની હતા અને એમની કાર પાછળ આવતી હતી. એમના સાથમાં આનંદ થયો.

તેઓ લગભગ મુકામ સુધી પહોંચી ગયા ત્યારે ખૂબ થાકી ગયા હતા પરંતુ ઉપર પહોંચતા જ એમને તાજગી આવેલી લાગી. અહીં આદિ શંકરાચાર્યજીએ બંધાવેલું એક મંદિર જોયું. ત્યાં પોતાની એક ચોપડી મૂકી અને પાછા ફરવા લાગ્યા. ત્યારે ત્યાં બેઠેલી એ વ્યક્તિએ કોણ જાણે " અમારા મહંતજીને મળીને જાવ " એમ કહ્યું અને પછી તરત જ એ એક નાના મકાનમાં ગયા અને દ્વાર ખોલ્યાં. એટલે પોતદાર સાહેબ અંદર ગયા. મહંત અર્જુનગીરીજીને ગરમ કામળો રજાઈ વીંટીને એક ઇલેક્ટ્રીક હીટરથી તાપતા જોયા. પોતદાર સાહેબ સામે બેઠા. પછી જ્યારે મહંતજીનો શિષ્ય બારણા બંધ કરવા લાગ્યો ત્યારે પોતદાર સાહેબે કહ્યું કે " હવા આવે એટલા માટે બારણાં ખુલ્લા રાખો. " ઓરડામાં ગુંગળામણ થતી હતી. મહંતજીએ પોતદાર સાહેબ અહીં શા માટે આવ્યા છે તે પૂછ્યું. પોતદાર સાહેબે એમને પોતાના આવવાનું પ્રયોજન કહ્યું. ફરી શ્રી અર્જુનગિરિએ પોતદાર સાહેબને પૂછ્યું કે " આપ ફક્ત સાદા સુતરાઉ વસ્ત્રો પહેરીને ધોતિયાં અને ચંપલમાં જ અહીં આવ્યા છો અને અહીં તો બરફ પડે છે. જો અહીંની ઠંડી એક વાર શરીરમાં ઘુસી ગઈ તો પ્રાણ લઇને જ જશે. " ત્યારે પોતદાર સાહેબે ખાત્રીપૂર્વક કહ્યું કે " કાંઈ જ થવાનું નથી. અહીં હું મારું કામ કરવાને આવ્યો છું અને કામ પુરૂ કરીને જ પાછો જઈશ. " પોતદાર સાહેબનો આ આત્મવિશ્વાસ જોઈ મહંતજી ખૂબ પ્રભાવિત થયા અને બોલ્યા કે " આપ સાચા અને ખરા સંન્યાસી છો. અમે બધા તો નામના સંન્યાસી છીએ. " આ પછી ત્યાંની મુલાકાતીઓની ચોપડીમાં પોતદાર સાહેબને કંઈક લખવાની વિનંતિ કરી. અને પોતદાર સાહેબે થોડું લખીને જ્યારે વિદાય લેવા માંડી ત્યારે ફરી મહંતજીએ કહ્યું કે " આપ આપનું પુસ્તક કર્ણસિંહજીને આપો. " મહંતજીના ઓરડામા યુવરાજ કર્ણસિંહનો જ ફોટો હતો, શંકરાચાર્યજીનો ન હતો.

શંકરાચાર્ય હીલ પરથી તેઓ હોટલમા પહોંચ્યા ત્યારે ખૂબ થાકી ગયા હતા એટલે ફરીથી બહાર જવાની ઇચ્છા જ ન થઈ. બીજે દિવસે નૂરમહંમદ આવ્યા અને પોતદાર સાહેબને એક બે બગીચાઓ દેખાડયા. થોડા ચોપડીઓ વેચનારાઓને ત્યાં જઈ ચોપડીઓ વેચી. રસ્તામા પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રી માટે એક ગરમ સાલ ખરીદી લીધી. સાંજે હોટલ પર આવ્યા પછી નૂર સાહેબ અને એમણે ઘણા વખત સુધી ધર્મ ઉપર વાતો કરી. નૂર સાહેબે પોતે ૨૫ ચોપડીઓ વેચાતી લીધી અને પછી પોતાને ત્યાં જમવા માટે ખૂબ આગ્રહ કર્યો. પોતદાર સાહેબે એ આમંત્રણનો સ્વીકાર કર્યો અને એમને ત્યાં સરસ

શાકાહારી જમણ જમ્યા. રાતે હોટલમાં આરામ કરીને બીજે દિવસે સવારે શ્રીનગરથી નીકળ્યા.

રસ્તો તો પહેલાં આવતી વખતે હતો તેવો જ હતો. કોઈ કોઈ જગ્યાએ ત્રણ–ચાર કલાક રોકાવું પડ્યું. સવારે પાંચ વાગે શ્રીનગર છોડ્યું હતું. રસ્તામાં એક જગ્યાએ બહુ જ ખરાબ વળાંક હતો. એટલે કલાકો સુધી રોકાયા પછી પોતદાર સાહેબનો આગળ જવા માટે નંબર લાગ્યો. રસ્તાની વ્યવસ્થા મિલટરી ઓફીસરોના હાથમાં હતી. વળાંક આવતાં બે ઓફીસરોએ પોતદાર સાહેબની ગાડી રોકીને કહ્યું કે " રસ્તો એટલો ખરાબ છે કે અમે ફક્ત મોટી ટ્રકોને જ જવા દઈએ છીએ. આપની કાર જવા નહીં દેવાય, જશો તો તમારી જાતને આફતમાં મૂકશો ". એમને પોતદાર સાહેબે કહ્યું કે " મારે જમ્મુ નથી જવું. હું તો કુરુક્ષેત્ર જાઉં છું, સહીસલામત રીતે મારી ગાડી મારી જવાબદારી પર લઈ જઈશ. " ત્યારે તેમણે કહ્યું કે " આપ જઈ શકો છો. " એ પછી બન્ને જણાએ પોતદાર સાહેબ સાથે વારે વારે હાથ મેળવ્યા ( શેકહેન્ડ કરી ) ત્યારે ચહેરા પર એવો ભાવ હતો કે જાણે કે આ ગાડી નીચે ખીણમાં પડશે અને આ માણસ ખાલી જોખમ ખેડી રહ્યો છે. અંગ્રેજી અક્ષર " યુ " જેવો લાંબો વળાંક બહુ જ ખતરનાક હતો. પરંતુ પોતદાર સાહેબે સહેલાઈથી એ રસ્તો પાર કર્યો. એમને કોઈ ખાસ સાવચેતી રાખવી ન પડી. ડ્રાઈવર રશીદ પાછલી સીટ પર બેઠો બેઠો ગભરાતો હતો. જ્યારે જોખમ પસાર થઈ ગયું ત્યારે હસ્યો અને બોલ્યો કે સાહેબ જાણે આપની સાથે કોઈ બીજી વ્યક્તિ બેઠી હોય એમ લાગતું હતું. જમ્મુ અને પઠાણકોટ થઈને જલંધર આવીને રોકાયા. અહીં એમણે ચાહ પીધી. રશીદને જમાડ્યો અને પછી આખી રાત ગાડી ચલાવીને ૨૧મીએ સવારે પાંચ વાગ્યે કુરુક્ષેત્રમાં આવી પહોંચ્યા. સતત ચોવીસ કલાક ગાડી ચલાવવાનો એમના જીવનનો આ પહેલો જ પ્રસંગ હતો. કુરુક્ષેત્ર જઈને ત્યાં એક ધર્મશાળામાં બે ત્રણ કલાક આરામ કર્યો. પછી ભોમીયાને સાથે લઈને પરશુરામ કુંડ અને ગીતા જન્મ સ્થાન ( જ્યાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ગીતા કહી હતી તે સ્થાન ) વગેરે જોઈ આવ્યા. અહીં સ્વામી સચ્ચિદાનંદ જેઓ પૂર્વ જન્મમાં ઉત્તર પ્રદેશની કોઈ હાઈકોર્ટમાં જજ હતા તેમને એક પુસ્તક ભેટ આપ્યું. પછી અકલકોટ તાર કરીને ચોથી દિશાની મુસાફરી આજે પૂરી કરી છે એવા ખબર આપી.

ને દિવસે કુરુક્ષેત્રમાં બે ત્રણ કલાક આરામ લઈને ત્યાંથી નીકળ્યા. દીલ્હી

થઈને મથુરા પહોંચ્યા. રાતે વેઈટીંગ રૂમમાં સૂતા. સવારે ડ્રાઈવર રશીદ સાથે ગાડી ભોપાલ મોકલી દીધી અને પોતે ૨૨મીએ ફ્રંટીઅર મેઈલમાં મુંબઈ ગયા. બીજે દિવસે સવારે મુંબઈ પહોંચ્યા તો સ્ટેશન પર શ્રી હીરાલાલ ગાંધીની ગાડી હાજર હતી. તેમાં તેઓ ખાપોલી ગયા. ત્યા બંગલામાં નાહી પરવારી સાંજે અક્કલકોટ પહોંચ્યા.

આ પ્રમાણે જ નવેમ્બર ૧૯૫૯થી ૨૩ માર્ચ ૧૯૬૦ સુધીમાં સમસ્ત ભારતની પાંચ મુસાફરીઓ કરી. હવે જ પ. મહારાજશ્રીની આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કર્યાનો પોતદાર સાહેબને સંતોષ થયો.

હવે એમના જીવનના બાકીના પ્રકરણ તરફ જઈએ.

# ૬

બધી જ મુસાફરીની હકીકત અકલકોટ મોકલવામાં આવી હતી. આ વખતે જ્યારે પોતદાર સાહેબ અકલકોટ પહોંચ્યા ત્યારે તે દિવસે પૂ. મહારાજશ્રીને મૌન હતું. બીજે દિવસે પણ મૌન જ હતું એટલે પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રીને કાશ્મીરની તથા યાત્રાની તમામ હકીકત કહી સંભળાવી, જે સાંભળીને પૂ. મહારાજશ્રીને ખૂબ આનંદ થયો. ત્રીજે દિવસે જ્યારે મૌન છોડયું ત્યારે એમણે પોતદાર સાહેબને કહ્યું, "આ તમારા કામથી તમામ દેવો પ્રસન્ન થયા છે અને સંતોષ પામ્યા છે પરંતુ હજી આ કામ પુરૂં નથી થયું. તમારા મારફત જે કામ કરવાનું છે તેનો એક અગત્યનો ભાગ આ મુસાફરી દ્વારા થઈ ગયો છે. હવે તમારે ભારતમાં ભાષાવાર જે રાજ્ય રચના થઈ છે તે પૈકીનો એકાદ પ્રદેશ પસંદ કરી લેવાનો છે. ગમે તે ભાવી પ્રદેશ પસંદ કરી ત્યાં જાહેરાતો, વ્યાખ્યાનો અને પ્રવચનો મારફત ગામડે ગામડે તથા શહેરે શહેરમાં આ પ્રચાર કરવાનો છે. એ પ્રદેશની દરેક વ્યક્તિ તમારી અનુયાયી બને એ ઉદ્દેશ અને ધ્યેય રાખીને કામ કરવાનું છે. કામમાં સંપૂર્ણ સફળતા મળે ત્યાં સુધી એ કામ કરવાનું છે."

આ નવી આજ્ઞા સાંભળીને પોતદાર સાહેબ આશ્ચર્યચકિત થઈ ગયા. પાંચ મહિનાથી એમના વેપારની પરિસ્થિતિ બગડતી જતી હતી એનું કારણ સમજાતું ન હતું જ્યાં એવી આશા રાખતા હતા કે આ સફર પુરી થયે પછી બધું ઠીક થઈ જશે. કાશ્મીરની મુસાફરી પછી તો એટલી શ્રદ્ધા હતી કે પૂ. મહારાજની આજ્ઞા છે અને જ્યારે એમનું કામ સંપૂર્ણ પ્રમાણિકતા અને મહત્ત્વતાથી કર્યું છે તો પછી ધંધો માર્ગે આવતો જ હશે. પરંતુ જ્યારે એમને ખબર પડી કે આ મુસાફરી દ્વારા તો એમના કામનો એક નાનો ભાગ જ પુરો થાય છે, અને મહત્વનું કામ તો હજી બાકી જ છે ત્યારે એમને ખોટું લાગ્યું. પૂ. મહારાજશ્રીએ ચીંધ્યું-સોંપ્યું એમનું કામ આ સફરથી પૂરું કર્યું

એમ માનીને એ ખૂશી આનંદમાં મગ્ન હતા. એટલે આ નવી આજ્ઞા મળતા જ એમણે કયો પ્રદેશ પસંદ કરું એમ મહારાજશ્રીને પૂછ્યું ત્યારે મહારાજશ્રીએ કહ્યું કે, " એ પ્રદેશનું દર્શન તમને થઈ જશે, અને હવે અહીંથી ગયા પછી આ નવા કામની ભૂમિકા તથા કાર્ય કંઈક અંશે શરૂ કરીને પછી બધાને લઈને ગરમીની રજાઓમાં અહિં આવી જજો. " પોતદાર સાહેબે પોતાના દિલમાં જે વિચારો ઉઠતા હતા અને જે ગડમથલ થતી હતી એ તમામ હકીકત પૂ. મહારાજશ્રીને જણાવી એટલે ફરી એમણે કહ્યું કે, " તમને ગમે તેટલી મુશ્કેલી-ઓ અને મુશીબતો જણાય તો પણ આ અને આવાં કામો તમે અગાઉ કર્યાં જ છે–અનેકવાર કર્યાં છે. એટલી શ્રદ્ધા રાખજો કે કામને નિમિત્ત બનાવીને હું જ આ કાર્ય કરી રહ્યો છું. જે સંદેશો જગતને આપવા માટે જન્મ લીધો છે તે તમોને નિમિત્ત બનાવીને તમારી મારફત જ આપવાનો છે. આ હકીકત તો તમને પહેલા જ પ્રસંગથી ખબર છે–માલમ પડી ગઈ છે. "

આ તમામ આજ્ઞા સાંભળીને પોતદારજી શાંત થઈ ગયા અને આદેશને શીર પર ચઢાવ્યો. આ પછીના ચાર પાંચ દિવસો ખૂબ આનંદમાં ગયા. પોતદારજી મુસાફરીથી પરત આવતા ત્યારે સફરમાં ખાવાપીવાની જે તકલીફ પડતી તેનો બદલ વાળી દેતા. પ. સૌ. શારદામા વિવિધ વાનગીઓ બનાવતા અને પોતદારજી પૂ. મહારાજશ્રીની સાથે જ આનંદપ્રમોદ કરતા કરતા ભોજન કરતા અને મસ્ત રહેતા. તે દિવસોમાં એમને ભુખ પણ સારા પ્રમાણમાં લાગતી હતી અને એમનો ખોરાક પણ વધ્યો જ હતો.

થોડા દિવસો પછી પોતદારજીએ અક્કલકોટથી જવાની પૂ. મહારાજશ્રી પાસે આજ્ઞા માગી. પૂ. મહારાજશ્રીએ કહ્યું, " અહીંથી પૂના થઈ ચીપલુન પરશુરામ ક્ષેત્ર ( જ્યાં ૧૯૫૮ ના જાનેવારીમાં પૂ. શ્રી સાથે એક વખત દર્શન કરી આવ્યા હતા ) જજો. ત્યાં જઈને સવારે ઉઠો ત્યારથી મૌન રાખજો. સ્નાન વગેરેથી પરવારી ભગવાન પરશુરામની મૂર્તિના ચરણ પર જમણો હાથ રાખી ડાબો હાથ તમારા હૃદય પર રાખીને તમે લીધેલી પ્રતિજ્ઞા ત્રણ વખત બોલ્યા પછી જ મૌન તોડજો. ત્યાર પછી પૂના ગયા પછી રામનવમીએ ( ૫–૭ એપ્રિલ ) સવારે ભોપાલમાં જે ઓરડીમાં તમે ધ્યાનમાં બેસો છો તે ઓરડીમાં ચાંદીની નાની પાદુકાઓ છે તે પાદુકાઓ પર જમણો હાથ રાખી ડાબો હાથ હૃદય પર મુકીને ત્રણવાર તમારી પ્રતિજ્ઞા બોલજો. ભોપાલમાં આવ તે જ દિવસે બાર વાગ્યાથી બીજા દિવસના બાર સુધી મૌન રાખવાનું છે. એ મૌન ઉપર જણાવેલી તમામ વિધિ પુરી કર્યા પછી જ છોડજો. "

આદેશ ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી લીધા મર ઉતરવાના દિવસે ફરીથી પૂ મહારાજશ્રીએ જણાવ્યું , "જો અમારે તમે ભગવાન પરશુરામના ક્ષેત્રમા એમના ચરણનો સ્પર્શ કરી તમામ પ્રતિજ્ઞા બોલતા હતા તે જ વખતે એ ચરણોમા જ ભગવાન પરશુરામની ત્યા પ્રતિષ્ઠા થશે અને એ હકીકતની ખાત્રિ પણ તમને મળી જશે " પોતદારજીને તો આ સાંભળી ખૂબ આનંદ થયો કારણ ગામના નિત્યક્રમ મુજબ તો ત્રણ સાડા ત્રણ વાગે પરશુરામ એ સ્થાન છોડીને હિમાલય જતા રહે છે પૂ મહારાજશ્રીના વચનોની ખાત્રિ પણ પોતદારજીને મળી ગઈ પરશુરામની મૂર્તિના દર્શન કરતી વખત જ એમને લાગ્યુ કે જાણે સાક્ષાત ભગવાન પરશુરામ જ સ્વયં સ્વરૂપે હાજર છે આ દર્શનથી એમનુ હૃદય આનંદથી નાચી ઊઠ્યુ અને અત્યંત ભાવાવેશમા એમણે પોતાના સાથીદારો તરફ નજર કરી જોયું તો એ લોકો પણ પોતદારજીની માફક ભાવપૂર્ણ હૃદયે જોઈ રહ્યા હતા એમને પણ એ દિવ્ય દર્શન થતુ હતુ એમાથી કોઈ કાંઈ બોલી શક્યા નહી

આજ્ઞાનુસાર સમયસર પોતદારજી ભોપાલ પહોંચ્યા અને મૌન ધરીને પ્રતિજ્ઞા મેની પણ ગયા

આ પછી ભોપાલ જઈ એમણે પોતાના ધંધા તરફ ધ્યાન દેવાનુ શરૂ કર્યું ત્યારે એમને ખબર પડી પોતે માનતા હતા, એના કરતા ધંધાની પરિસ્થિતિ વધારે ખરાબ હતી માસિક રૂ ૨૦૦૦/- ની આવક કલાર મહિનાથી બંધ થઈ ગઈ હતી રવીવ કારખાર અને ડાયપર પછી જેમતેમ કરીને સગાંનો પગાર અને ઓફિસનુ ભાડુ રૂપિયા ચારસો રૂપિયાનો ખર્ચ પૂરો થતો હતો સ્ટીલ ફર્નીચરના ઓર્ડરો બંધ થઈ તે પહેલાના થોડા મહિનાથી ઓફિસનુ કામ મંદ હતુ પેપર મિલનુ એજન્સીનુ કામ હતુ પરંતુ તે નફો જેવુ હતુ જે પ્રમાણના કાગળ પોતદાર ઓર્ડર માગતા હતા તે મિલ આપી શકતી ન હતી અને જે માલ મિલ મોકલતી તેના મધ્યપ્રદેશમા માત્ર ખપત ખાસ નહોતી પહેલા આના કરતા ઉલટી જ સ્થિતિ હતી ન્યૂઝપ્રિન્ટની મધ્યપ્રદેશની જ એજન્સી હતી પરંતુ એનો ભાવ વધારે હોવાથી એની ખપત થતી નહી અને એ ધંધો નામનો ન હતો અને મકાનની સ્ટીલ વગર પરનો ધંધો થઈ શકતા ન હતા, એવે થોડા વખત પર ઉદાર અને જગ પૂરની ઓફિસમા અને સાડાત્ન-રખાત બંધ કરવામા આવ્યા ગલ્લામની મેક ડિઝાઇન એજન્સી હતી પરંતુ તેની આવક બંધ થઈ ગઈ હતી ભોપાલના

મૈદા મિલ સાત આઠ મહિનાથી બંધ પડેલી હોવાથી એની આવકમાં પણ ખૂબ ઘટાડો થયો હતો. અને બીજી બાજુ કામમા રોકાયેલા નોકરોને છૂટા કરી શકાતા ન હતા. મૈદા મિલ જો કે ચાલુ થઈ ગઈ હતી પરંતુ છેલ્લા કેટલાય મહિનાની ખોટ એકદમ તો પૂરી પડી શકે એમ ન હતું.

પોતદાર સાહેબને એમના ધંધામાં અનેક પ્રકારની મદદ કરનાર મિત્રો અને સહાયકો પણ ઉદાસીન જણાતા હતા. દશબાર દિવસ સુધી તો હવે પાછો ધંધો કેવી રીતે જમાવવો એની ભાંજગડમાં પોતદાર સાહેબ ગુંચાઈ રહ્યા. જેમ જેમ તે સહૃદય એક પછી બીજો ધંધો વિકસાવવાની યોજના કરતાં તેમ તેમ એમને આગળ વધારેને વધારે ગાઢ અંધકારનાં જ દર્શન થતાં. છેવટે અત્યંત ગભરાયા ત્યારે ૨૨મી એપ્રિલ ૧૯૬૦માં એમણે પૂ. મહારાજશ્રીને એક વિગતપૂર્ણ તાર કર્યો. તારમાં એમણે જણાવ્યું હતું કે, "આપના કાર્યમાં હું નિશ્ચિંતપણે સહૃદય કામ કરી શકું એવું સાધન આ મારા ધંધાની હાલત તો ડામાડોલ થઈ ગઈ છે અને બંધ પડવાની તૈયારીમાં છે." એમને આશા હતી કે આ તાર પહોંચ્યા પછી તો બધું ઠીક થઈ જશે પરંતુ એમના તારના જવાબમા જે તાર મળ્યો તે જેવોને તેવો જ નીચે આપ્યો છે.

પહેલો તાર આ પ્રમાણે હતો. "Knock the door and be sure at once it is open Gajanan Maharaj"

"દરવાજો ખટખટાવજો અને ખાત્રી રાખજો કે એ તુર્ત જ ઉઘડે છે."

—ગજાનન મહારાજ

બીજો તાર.

Message of peace may spread the atmosphere Nature may obey the law of Almighty. —Gajanan Maharaj

શાંતિનો સંદેશો વાતાવરણમા પથરાઈ જશે. કુદરત પણ ઈશ્વરની આજ્ઞાનું પાલન કરે છે. —ગજાનન મહારાજ

પોતદાર સાહેબ ધંધા અંગે ખૂબ જ ચિંતાતુર હતા એટલે તો એમણે અકળવેળાટ તાર કર્યો ત્યારે ત્યાથી તો શુદ્ધ ભાષામા જવાબ આવ્યો. ધંધો ક્યારે બરાબર ચાલશે અને કેવી રીતે એનો ઉકેલ આવશે એ બાબતમા પૂ.

શ્રીએ બિલકુલ ચુપકીદી સેવી હતી. પોતદાર સાહેબના મનમાં તો એવો વિચાર પણ આવી ગયો કે આ તાર મોકલ્યો કે ન મોકલ્યો તે સરખું જ થયું. એમને તો પોતાને ધીરજ મળે એવો કોઈ જવાબ જોઈતો હતો. આ જવાબથી મનની ચિંતા તો દૂર થતી ન હતી. બે તાર પછી તરત જ અક્કલકોટથી એક પોસ્ટ કાર્ડ મળ્યું. કાર્ડમાં જણાવ્યું હતું કે તમારા તારના જવાબમાં બે તાર કર્યા છે અને તે પણ મરાઠીમાં ન કરતા પૂ. મહારાજશ્રીએ કહ્યું તે મુજબ અંગ્રેજીમાં જ મોકલ્યા હતા. આ બે તારના જવાબમાં પોતદારજીએ અક્કલકોટ જણાવ્યું કે આ તારોથી કાંઈ સમજ પડતી નથી. આ બન્ને તારોનો અનુવાદ અને સીધોસાદો અર્થ આ પ્રમાણે થાય છે : "દરવાજા ખટખટાવો અને ખાત્રી રાખો કે એ તરત જ ખૂલી જશે." – "શાંતિસંદેશ એંડ વાતાવરણ પ્રસારીત કરી શકે છે. કુદરત ઈશ્વરની આજ્ઞાનું પાલન કરી શકે છે." જે વ્યક્તિએ હમણાં જ એક પુરા મહિના સુધી પુરા ખંત અને ઉત્સાહથી પોતાનું સોંપેલું કામ કર્યું હોય અને જેને હજી પોતાને સોંપેલું નવું મહત્ત્વનું કામ ખુબ ઉત્સાહ અને ખંતથી કરવાનો આદેશ મળ્યો હોય તે વ્યક્તિના ક્ષુબ્ધ અને ચિંતિત મનને ઉપરના સંદેશાથી આશ્વાસન શું મળે ? એની હિમ્મત ક્યાંથી રહે ? અને શાંતિ ક્યાંથી થાય ?

આ તાર મળ્યા તે પછીના થોડા દિવસોમાં અમારી શાળામાં રજા પડવાની હતી એટલે ૩૦મી એપ્રિલની સાંજે પોતદાર સાહેબે ઉજ્જૈનમાં જ પોતાને સોંપેલું નવું કાર્ય શરૂ કરી દીધું. ઉજ્જૈનની રોટરી ક્લબમાં એમની સાપ્તાહિક બેઠક પર એમણે ગ્રેંડ હોટલમાં 'સુખની શોધમાં' એ વિષય પર ભાષણ કર્યું. આગલે દિવસે જ એટલે ૧૯૬૦ના મે ની પહેલી તારીખે ઉજ્જૈનની થિયોસોફિકલ લોજમા વિક્રમ લોજમાં એક કલાક સુધી 'સદ્ગુરૂ' એ વિષય પર વ્યાખ્યાન કર્યું. આમ એમણે પોતાને સોંપેલા કામની શરૂઆત ઉજ્જૈનમાં અને હિંદીભાષી પ્રાન્ત મધ્યપ્રદેશમાં કરી.

આ વિષય અંગે એટલું લખવું જરૂરી છે કે એક હજાર રૂપિયાના ખર્ચ બાદ જ આ ટાઈપરાઈટર પસંદ થયું હતું. ધીમે ધીમે ધંધામાં કમ ઓછા થતા શ્રી પોતદાર જોઈ રહ્યા હતા. એ જ અરસામાં દિલ્હીથી એક ગૃહસ્થ સાહેબ 'ફીયટ' સિલાઈના મશીનની એજંસીનું નક્કી કરવા ઉજ્જૈન આવ્યા હતા અને ચાર પાંચ દિવસ સુધી પોતદારજીની પાછળ પડ્યા હતા. છેવટે એક હજાર ડિપોઝીટના લઈ તમામ મધ્યપ્રદેશની મશીનની એજંસી આપીને રવાના થયા.

પોતદાર સાહેબનો ખ્યાલ હતો કે પહેલાં બીજી એજન્સીઓ માટે જેમ મધ્ય-પ્રદેશના તમામ જિલ્લામાં ફરવાનું થતું હતું તેમ આ એજન્સીમાં કામધંધા માટે ફરવું તો પડશે જ અને તે વખતે સાથે પોતાને સોંપેલા કાર્ય અંગે સભા વ્યાખ્યાનો પણ ગોઠવી શકાશે.

એમ લાગે છે કે આણે પોતાને સોંપાયેલા કાર્યનું ક્ષેત્ર જ આ એજન્સી મારફત–હીંદી ભાષી પ્રાંત–મધ્યપ્રદેશ–નક્કી કરવાની વિધિની મરજી હતી. એટલે પછી પોતે પોતાના કાર્યક્ષેત્ર માટે હિંદીભાષી પ્રદેશ પસંદ કરી લીધો છે એવી મતલબનો પત્ર પણ એમણે પૂ. સદ્‌ગુરૂશ્રીને અકકલકોટ લખી દીધો.

આમ પ્રચારકાર્યની ભાષણથી શરૂઆત કરીને ૧૯૬૦ના મે ની આઠમી તારીખે અમને બધાને લઈને માધવજી ઉજ્જૈનથી અકકલકોટ રવાના થયા. બીજે દિવસે સાકોરીમાં ચાર છ કલાક આરામ લઈને ૯મી મે ના દિવસે બપોરે ૧૨ વાગે સાકોરીથી નીકળ્યા અને સાંજે અકકલકોટ પહોંચી ગયા.

જે મોટરમાં મુસાફરી કરતા તે કાર ઠીક ઠીક લાંબી મુસાફરીમાં અને ઠીક ઠીક સમય કામ આપ્યું હતું પરંતુ એને સમારકામ માટે કારખાનામાં મોકલી ન હતી. એની કાળજી પણ લઈ શકાઈ ન હતી તેમજ એને માટે પૂરતી રકમ પણ ન હતી. એટલે આ ગાડી દ્વારા અકકલકોટ મઠના દરવાજા સુધી તો આવી શક્યા પરંતુ મઠના દરવાજા આગળ આવ્યા પછી ગાડી એકદમ આગળ પાછળ થઈ શકી નહીં. અને બીલકુલ અટકી પડી. એનો એક અગત્યનો સ્પેરપાર્ટ ભાંગી ગયો યા બગડી ગયો હતો. તરત જ એ સ્પેરપાર્ટ ખરીદવા માટે ડ્રાઈવર રશીદને મુંબઈ મોકલી આપ્યો. બે ત્રણ દિવસ પછી મુબઈથી શેઠ હીરાલાલ ગાંધી પોતાની કારમાં રશીદને સ્પેરપાર્ટ સાથે અકકલકોટ લઈ આવ્યા. એ ભાગ–સ્પેરપાર્ટ બેસાડી દીધો એટલે એંજીન તો ચાલુ થઈ ગયું. પરંતુ ગાડીનો દરેક ભાગ ઢીલો થઈ ગયો હતો. એંજીન ચાલુ થયું ત્યાં સ્ટીયરીંગ વીલ બગડી ગયું એટલે હીરાલાલ શેઠે તો પોતાની ગાડી સાથે અમારી ગાડીને બાંધીને અમારી ગાડી મુંબઈ લઈ જવા વિચાર્યું અને હજાર દોઢહજાર ખર્ચીને બરાબર સમી કરાવીને મોકલવાનું કહ્યું. પોતદાર સાહેબને આ વાત જણાવી તો એમણે પૂ. મહારાજશ્રીની સંમતિ લેવા કહ્યું. પૂ. મહારાજશ્રીની સંમતિ મળતા ડ્રાઈવર રશીદને સાથે લઈ ગાડી લઈને એ મુંબઈ જતા રહ્યા.

આ વખત અમે બધા અકકલકોટ લગભગ આડત્રીસ દિવસ સુધી રહ્યાં.

અમારા માનવા મુજબ અને પિતાજી કહેતા હતા તે પ્રમાણે આ તમામ વખત એ બહુ ચિંતામાં રહેતા હતા. કારણ કે એમના ધંધા અંગે એમને થોડું પણ આશ્વાસન મળે – સંતોષ થાય એવા થોડા બોલ પણ પૂ. મહારાજશ્રી તરફથી એમને સાંભળવાના મળતા ન હતા. ગયે વર્ષે મારા જનોઈ કરવા ધાર્યું હતું તે આ વર્ષે કરવા વિચાર્યું પરંતુ પિતાજીની પાસે તો ભોપાલ પાછા જવા માટે પણ પૂરી રકમ ન હતી. એટલી તંગ પરિસ્થિતિમાં એ મુકાઈ ગયા હતા એટલે પૂ. મહારાજશ્રી પાસે મારા જનોઈ બાબત તો વાત કરી શકાય એમ જ ન હતું.

પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રીને કહ્યું કે પેલા બે તારોના ગૂઢ અર્થની સમજણ નથી પડતી. ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે એ તારો તો બહુ જ અગત્યના છે. ફરી પોતદાર સાહેબે એના અર્થ પૂછ્યા તો પણ કોઈ જવાબ ન મળ્યો. ધંધાની મુશ્કેલી બાબતમાં તો અગાઉથી તમામ હકીકત લખી જણાવી હતી, છતાં ફરીથી પૂરા વિગતવાર ફરી ફરી હકીકત કહી સંભળાવી. છેવટે એક દિવસ પૂ. મહારાજશ્રીએ કહેવા માંડ્યું : “જે ઈચ્છા હોય તે માગો, તરત જ મળી જશે” અને આ વાક્ય વારે ઘડીએ – એનું એ જ વાક્ય સંભળાવ્યા કર્યું. પોતદાર સાહેબ તો અચંબામાં – ગૂંચવણમાં પડ્યા. આમ પૂ. મહારાજશ્રીએ દશબાર વખત એનું એજ વાક્ય કહ્યું, એટલે પોતદાર સાહેબે કહ્યું : “મારે જે જોઈએ છીએ એની તો આપને ખબર છે. અને છતાં આપ મને કેમ પૂછો છો કે મારે શું જોઈએ છીએ? આપે તો આજ્ઞા કરી છે કે ઈશ્વર પાસે કાંઈ પણ માંગવું નહીં કારણ કે જો એ તમારી માંગણી મુજબ તમે માગેલી વસ્તુ આપને તો કોઈ બીજી વસ્તુ લઈ લેશે. કઈ વસ્તુ એ લઈ લેશે એ તો તમને પણ ખબર નથી – ખબર પડશે પણ નહીં. કારણ કે આખરે તો મનુષ્યજીવન એની ઈચ્છા પર આધારિત છે. એટલે મનુષ્યને જે જે આપવા જેવું હોય તે તો એ આપે જ છે. છતાં પણ જો મનુષ્ય જીદ કરીને કોઈ ખાસ વસ્તુ એના નિશ્ચિત સમય પહેલા માગી લે છે ત્યારે એને મળેલી – આપવામાં આવેલી કોઈ ચીજ લઈ લેવામાં આવે છે – એ તો ઈશ્વરી નિયમ છે.”

આ પછી પૂ. મહારાજશ્રી કાંઈ બોલ્યા જ નહીં. આ પહેલાં [illegible] નીકળવા પહેલાં પોતદાર સાહેબ પૂ. મહારાજશ્રી પાસે રજા માગતા પરંતુ આ વખતે રજા માગવાનો પણ એમનો વિચાર ન હતો. પૂ. મહારાજશ્રી પોતે

થઈને અક્કલકોટથી જવાનું કહે ત્યારે જ જવું એવો નિર્ણય કર્યો. આખ- ૯-૧-૧૯૬૦ જેઠ માસની પુનમના દિવસે બપોરે પોતદાર સાહેબને પૂ. મહારાજશ્રીએ કહ્યું કે, "ભોપાલના લોકોની માંગણી-પોકાર સાંભળીને ત્યાં શક્તિ મોકલી આપી છે. એ શક્તિ તમારી તમામ વ્યવહારીક મુશ્કેલીઓ- અડચણો દૂર કરશે અને તમારૂં તમામ કામ પણ કરશે. મારૂં આ એક વાક્ય જ તમે આ વખત આવીને બતાવેલી તમામ વ્યાવહારિક મુશ્કેલીઓ દૂર કરવા માટે પુરતું છે. આનાથી બીજું અધિક મારે તમને કાંઈપણ કહેવાનું નથી. આજે જ ભોપાલ જવાની તમને રજા છે. મારી તરફથી તો તમને ભોપાલ જવાની રજા આપી દીધી છે. એટલે તમારી ગાડી મુબઈથી દુરસ્ત થઈને આવે એ પછી તમે ભોપાલ રવાના થઈ જજો."

આ વાત થયા પછી પણ આઠ દિવસ સુધી ગાડી માટે અક્કલકોટ રોકાવું પડયું. પરંતુ આ આઠ દિવસ સુધી પોતદાર સાહેબ કાંઈ જ બોલ્યા નહીં. એટલું જ નહીં પરંતુ પૂ. મહારાજશ્રીએ એક જ વાક્યમાં એમની અડચણોના વિષયમાં જે જવાબ આપ્યો તે જવાબથી પણ એમને કાંઈ આનંદ ન થયો. એ આઠે આઠ દિવસો ઉદાસીનતામાં ગયા. ગાડી જ્યારે મુબઇથી આવી પહોંચી ત્યારે ભોપાલ સુધી પહોંચવાના પણ પોતદાર સાહેબ પાસે પૈસા ન રહ્યા. મારી માતાજી પાસે થોડા રૂપિયા હતા એટલે પૂ. સૌ. શારદામા પાસેથી માંગવા ન પડયા અને અમે બધા ભોપાલ જવા ઉપડયા. તે દિવસની રાત તો અમે નાશીકમા ગાળી. બીજે દિવસે જ્યારે નાશીકથી આગળ ચાલ્યા ત્યારે કારના એક પૈડામા દર વીસ પચ્ચીસ માઈલ પર પંકચર પડતું એટલે અમારે દર વખત અર્ધા કલાક રોકાવુ પડતુ. આમ ૭ વખત પંકચર પડયું. અમારી મુસાફરી દુઃખદ થઈ પડી. આ ગાડીમા આ પહેલાં ક્યારેય આવી મુશીબત પડી ન હતી.

ધુળિયામા જમી કરીને જ્યારે અમે આગળ રવાના થયા ત્યારે આઠ-દશ માઇલ પર ફરી પંકચર પડયું એટલે પોતદાર સાહેબે રશીદને કહી દીધું કે હવે જો પંકચર પડશે તો પંચરવાળી જગ્યાએ જ આખી રાત રહેવુ પડશે. પરંતુ એ પછી તો કોઇપણ જાતની મુશીબત વગર ગાડી છેક ભોપાલ સુધી લગભગ નવ વાગે આવી પહોંચી. અક્કલકોટનો આ વખતનો નિવાસ આ પહેલાના મુકામ કરતાં ખૂબ વિચિત્ર નીકળ્યો.

ભોપાલ આવ્યા પછી બીજે દિવસે પોતદાર સાહેબ પોતાની ઓફિસમાં

ગયા ત્યારે તો ત્યાંની હાલત અગાઉ જોઈ હતી તેના કરતાં વધારે ખરાબ જોવામાં આવી. સન ૧૯૫૪ થી ઓફીસ ભાડું અને કર્મચારીઓના પગાર દર મહિનાની ચોક્કસ તારીખે અચૂક રીતે ચૂકવવામાં આવતા હતા તેમાં હવે મુશ્કેલીઓ આવતી એટલું જ નહીં પરંતુ આ રકમ ચૂકવવાનું અસંભવિત લાગવા માંડયું. જે જે બીલો આવવા માંડયા તે બીલોની રકમ ચૂકવવાનું પોતદાર સાહેબ મુલતવી રાખવા માંડયા. આમ બે ચાર દિવસ સુધી પૈસા આપવાનું ટાળવું પડયું એટલે પોતદાર સાહેબ ખૂબ જ ગભરાઇ ગયા, જો કે આમ ગભરાઈ જવાનું તો એમના સ્વભાવ અને અત્યાર સુધીના અનુભવની તદ્દન વિરૂદ્ધ હતું. એમણે આજ દિન સુધી કોઈના ૫ પૈસા ચૂકવવામાં દિવસોનો તો શું પણ થોડીવારનો – કલાક અડધા કલાકનો વાયદો પણ કર્યો જ ન હતો. એમની આમ વાયદા કરવાની ટેવ જ ન હતી. પરંતુ અત્યારે તો બીજો કોઈ ઉપાય જ ન હતો. સહન કરવું જ પડયું. પોતાના જીવનમાં આ સખત આઘાત લાગ્યો એટલે માંડ એક અઠવાડિયું થયું એટલે એ અક્કલકોટ જવા નીકળી પડયા. અગાઉથી ખબર તો લખી હતી. તા. ૨૬ મીએ તેઓ અક્કલકોટ પહોંચ્યા. પૂ. મહારાજશ્રીએ કહ્યું કે, "તમને શું એમ લાગે છે કે જે શક્તિ અત્યાર સુધી તમારૂં રક્ષણ કરતી હતી તે હવે તમારૂં રક્ષણ નથી કરતી ? ધ્યાન રાખજો કે એવું કશું જ નથી. હવે તો એ શક્તિ તમારી જીંદગી સુધી તમારી પાછળ રહીને તમારૂં રક્ષણ કરતી રહેશે."

એક દિવસ પૂ. મહારાજશ્રી પોતદાર સાહેબ જે ઓરડામાં રહેતા હતા ત્યાં ગયા અને એમને કહ્યું કે, "તમે આજે પૂના જઈ શ્રી પારખે સાહેબને તમારી પરિસ્થિતિનો ખ્યાલ આપજો. જુઓ શું થાય છે!" પૂ. મહારાજશ્રીનું આ વાક્ય સાંભળીને પોતદાર સાહેબની આંખમાં આંસુ આવી ગયાં. એમણે પૂ. મહારાજશ્રીને કહ્યું કે, "હુ તો આપની પાસે જ આવ્યો છું. બીજા કોઈની પાસે જવા નથી આવ્યો અને હવે તો મને લાગે છે કે હવે મને મદદ કરનાર નથી રહ્યું." પોતદાર સાહેબનું બોલવું સાંભળીને પૂ. મહારાજશ્રીએ કહ્યું: "એમાં ગભરાય શા માટે જાવ છો? જો બીજા કોઈ મદદ ન કરે તો પણ તમે જાતે જ તમારી જાતને મદદ કરી શકો છો. એટલી શક્તિ તો તમારી પાસે છે જ." આ વાતચીત થયા બાદ આઠ દિવસ સુધી પોતદાર સાહેબ અક્કલકોટ રહ્યા ત્યાં સુધી પહેલાંના જેવો જ નિત્યક્રમ રહ્યો. રોજ એ પૂ. મહારાજશ્રી પાસે જતા. ત્યાં પૂ. મહારાજશ્રી જે કહેતા તે સાંભળતા એજ એમનો કાર્યક્રમ રહ્યો. પોતદાર સાહેબ પાસે તો હવે એક જ વાત રહી હતી

કે બીલકુલ સાધન વગરના થઈ પૂ. મહારાજશ્રીએ સોંપેલું કાર્ય કરવા માંડી પડવું. એટલે જ એઓ કોઈ ધંધાની વાતનો આગ્રહ રાખતા હતા. એમની ઈચ્છા હતી કે જો ધંધો બરાબર ચાલતો રહે અને ઘરની ચિંતામાંથી મુક્ત થવાય તો પછી પોતે જુદી જુદી જગ્યાએ પોતાની કારમાં ફરી શકે અને ભાષણો–સભા વગેરે ગોઠવી પોતાને સોંપેલું કામ કરી શકે એવી એમની ઈચ્છા હતી. પરંતુ એમનો ધંધો તો દિનપ્રતિદિન બગડતો જતો હતો અને એટલે તો પોતદાર સાહેબે ભોપાલમાં જ રહેવું એ જરૂરનું હતું, અને તો પૂ. મહારાજશ્રીનું કામ કરવાનું અશક્ય હતું. એટલે આ આઠ દિવસના મુકામ વખતે ફક્ત પૂ. મહારાજશ્રીએ એમને જે કહ્યું તે સાંભળ્યા સિવાય બીજું કશું જ થયું નહીં. એકવાર પૂ. મહારાજશ્રીએ કહ્યું કે, "કોઈપણ જાતની ચિંતા કરવાની જરૂર નથી. જો કોઇપણ જાતની ચિંતા કરવાની હોય તો તમને સોંપેલા કામની જ ફક્ત કરો. બધી પરિસ્થિતિ આપોઆપ સુધરશે અને અનુકૂળ થઇ જશે."

પોતદાર સાહેબે એક દિવસ મહારાજશ્રીને પૂછ્યું કે, "આપ તો કહેતા હતા કે તમારો દિગ્વિજય જોઇને તમામ દેવતાઓ ખૂબ સંતોષ પામ્યા હતા." ત્યારે પૂ. મહારાજશ્રીએ જવાબ દીધો હતો કે, "કાશ્મીરથી પાછા ફરતી વખતે તમારી ગાડી એક ખીણમાં ઉભી રહી હતી તે વખતે તમામ દેવતાઓએ નજરે જોયું હતું કે એક તરફ હિમાલય અને બીજી તરફ તમે હતા. એમને હિમાલય કરતાં તમે ખૂબ ઊંચા લાગ્યા હતા. એ જ એમના સંતોષનું કારણ હતું."

એક વખત પોતદાર સાહેબ ખૂબ જ ગભરાઇ ગયા અને એમણે (પૂ. મહારાજશ્રીને) કહ્યું કે "હું તો હવે ભોપાલ કાંઇ જવાનો નથી અને બીજે કોઈ સ્થળે જતો રહીશ." ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું: "એક વાર વિવેકાનંદજી પણ ગભરાઇને આપઘાત કરવા તૈયાર થયા હતા. ત્યારે એમના ગુરૂશ્રી રામકૃષ્ણ પરમહંસ એમને પોતાની ગાડીમાં બેસાડી દક્ષિણેશ્વર લઇ ગયા હતા. એજ રીતે આજે તમને આશિષ આપું છું કે તમને લુખીસૂકી રોટી અને દાળભાતની (પેટ ભરતા ભોજનની) કોઇ કાળે કમી નહીં રહે. અછત નહીં રહે."

"આંગળીને વેઢે ગણી શકાય એવી મહાન વ્યક્તિઓમાં તમારી ગણત્રી છે. તમારા હાથથી (આસમાનને ગલેફ ચડાવવા જેવું) મહાન કાર્ય થવાનું છે.

મહાન કાર્ય કરવાની શક્તિ આવતાં પહેલાં – મહાન કાર્ય બનતા પહેલાં તમે ગણાવો છો તેવી મુશ્કેલીઓ આવ્યા જ કરે છે. એ કાંઈ નવી હકીકત નથી. તમે જો ઈચ્છા કરો તો નવી સૃષ્ટિ જ બનાવી શકો એવા છો. તમારી પાસે તમામ સિદ્ધિઓ મોજુદ છે."

ગુરૂપૂર્ણિમાનો દિવસ નજીકમાં જ હતો. સાત આઠ દિવસ અગાઉ પોતદાર સાહેબને એક અદ્ભુત સ્વપ્ન આવ્યું હતું. પોતદાર સાહેબે બીજે દિવસે એ સ્વપ્નની હકીકત પૂ. સદ્ગુરૂને કરી ત્યારે પૂ. મહારાજશ્રીનો આનંદ સમાતો ન હતો. તેઓ બોલી ઉઠ્યા, "જુઓ તમે કોણ છો તે તમને કેટલું ચોખ્ખે ચોખ્ખું બતાવી દીધું છે. આજે પણ નોમ છે અને નોમનું મહત્ત્વ ધ્યાનમાં રાખજો કારણ કે તમે મૌન રાખીને નવમીએ જ પ્રતિજ્ઞા લીધી હતી અને તમે કુરુક્ષેત્રમાં હતા ત્યારે પણ નોમ જ હતી. આજ તમને સ્પષ્ટતાથી કહી દેવા માગું છું કે તમારા કાર્યની નહીં પરંતુ તમારી મહત્તા – ઉંચાઈ હિમાલયથી પણ વધારે મહત્ત્વની છે. કામ તો થશે જ કારણ કે આ અને આવા કાર્ય તમે આ પહેલાં પણ કર્યાં જ છે – અનેક વખત કર્યાં છે."

બે દિવસ પછી ગુરૂપૂર્ણિમાના દિવસે પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રીને કહ્યું કે "સોલાપુર જઈને આપને માટે કોઈ ભેટ લઈ આવવા માગું છું." પરંતુ આમ કરવાની પોતદાર સાહેબને મના કરવામાં આવી અને કહ્યું કે "જો તમે ગુરૂપૂર્ણિમાને દિવસે કાંઈ આપવા જ માગતા હોય તો નીચે જણાવેલા વાક્યો ત્રણ વખત ઉચ્ચારીને મને ગુરૂદક્ષિણા આપો. સ્થિતોસ્મિ ગત સંદેહઃ, કરિષ્યે વચનં મમ." અર્જુને ગીતામાં શ્રીકૃષ્ણને આમ કહ્યું હતું પરંતુ ત્યાં 'મમ'ને બદલે 'તવ' લખ્યું છે કારણ કે એને તો શ્રીકૃષ્ણે કહ્યા મુજબ કરવાનું હતું પરંતુ તમારે તો 'મમ' ઉચ્ચારવાનું છે કારણ કે તમારે તો તમે જ વચન આપ્યું છે તે જ કાર્ય કરવાનું છે."

આખરે ગુરૂપૂર્ણિમાનો દિવસ આવ્યો. તે દિવસે બીજા શિષ્યોએ ગુરૂ પૂજા કરી અને પોતે સાથે લાવ્યા હતા તે ભેટ પણ ગુરૂચરણે ધરી. પોતદાર સાહેબે ચરણસ્પર્શ કરતી વખતે ઉપર જણાવેલા વાક્યો બે વખત બોલી બતાવ્યા. ત્યારે પૂ. મહારાજશ્રીએ પોતદાર સાહેબને માથે પ્રેમથી હાથ મૂક્યો. અને તે વખતે પોતદાર સાહેબે અત્યંત ભાવાવેશમાં પોતે રચેલી સદ્ગુરૂની આરતી પ્રેમપૂર્વક મોટે અવાજે ગાઈ. આ પછી દિવસભર બીજા કાર્યક્રમો ચાલુ રહ્યા. બપોર પછી જ્યારે પોતદાર સાહેબ અને પારેખ સાહેબ પૂ. મહારાજશ્રીની પાસે બેઠા

હતા ત્યારે પૂ. મહારાજશ્રીએ પારખે સાહેબને કહ્યું કે "પુસ્તકનું વેચાણ કરવું એ પોતદાર સાહેબનું મુખ્ય કામ ન હતું. એ વેચવાનું કામ તો હું કોઈ બીજાને પણ સોંપત અને એ કરત પણ ખરા, પરંતુ પુસ્તક વેચવાના બહાને મારે પોતદાર સાહેબ મારફત ચારે દિશાઓમાં સંદેશો મોકલવાનો હતો અને ચારે દિશાઓમાં સંદેશો પહોંચાડવાનું આ કામ પોતદાર સાહેબ સિવાય બીજું કોઈ કરી શકત નહીં."

ત્રણ ચાર દિવસ પછી પોતદાર સાહેબ અક્કલકોટથી જવાના હતા. જવાના આગલે દિવસે તે પૂ. મહારાજશ્રી પાસે ઉપરના ઓરડામાં બેઠા હતા. તે જ વખતે પૂ. મહારાજશ્રીના એક મુંબઈના શિષ્ય રજા લેવા આવ્યા હતા. તેમને પૂ. મહારાજશ્રી મોટે ધાંટે કહેતા હતા કે "ભગવાનને એકાંગી સમજવાની ભૂલ ન કરતા. ભગવાન કેવળ દયાસાગર જ છે એમ માનીને બેસી ન રહેતા. પ્રસંગ પડે એ એટલા બધા ક્રૂર થઈ શકે છે કે દુનિયાભરના તમામ કાયદા, કાનૂન કે તાકાત પણ એટલી કઠોર નથી બની શકતી." શિષ્ય તો વિદાય થઈ ગયા પરંતુ પોતદાર સાહેબને મનમાં ને મનમાં એમ સમજાયું કે શિષ્ય મારફત જાણે પૂ. મહારાજશ્રી પોતદાર સાહેબના ભવિષ્યની વાત કહેતા હતા. આગળથી જ જાણે સૂચના આપવા માગતા હતા. પોતદાર સાહેબ જ્યારે વિદાય લેવા ગયા ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું, "મારું નિવેદન યાદ રાખજો." પોતદાર સાહેબે આશ્ચર્ય પામીને પૂછ્યું: "નિવેદન? નિવેદન વળી કયું?" ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે "પંદર દિવસોમાં મેં તો ફક્ત એક જ નિવેદન કર્યું છે. નવમીના દિવસે જ કર્યું છે તેને યાદ રાખજો." પોતદાર સાહેબને ખૂબ જ શર્મ લાગી કારણ કે નિવેદન શબ્દ તો એક નાના માણસે મોટા માણસને કરવાનું હોય કે લેખિત આપવાનું હોય અને મહારાજશ્રી તો પોતદાર સાહેબને કહેલી વાતને નિવેદન કહેતા હતા. પોતદાર સાહેબ ફરી પાછા જુલાઈના અંતમાં ભોપાલ આવી પહોંચ્યા અને કામની ધરેડમાં લાગી ગયા.

ઓફિસમાં લીધેલા ટેલિફોનનું એક્સટેન્શન ઘરમાં પણ હતું. એ આ વખતે બંધ કરી કપાવી નાખ્યું. મુસાફરીઓ પણ બંધ કરવામાં આવી. બન્ને ઓફિસના ખર્ચમાં પણ થઈ શકે એવા બધા ગેરે ટકટસર અને કાપકૂપ કરી નાંખી ઘટાડો કર્યો. આમ છતાં આવક એટલી બધી ઘટતી જતી હતી કે કાપકૂપની કશી જ અસર પડે એમ ન હતું. સ્થિતિ સુધરે એમ ન હતી. અક્કલકોટમાં જે ધાર્યું હતું તેના કરતાં અનેક ગણી વિપરીત સ્થિતિ હતી.

અને આ પરિસ્થિતિમાં કોઈ કોઈ વખત અક્કલકોટ કાગળ લખવા સિવાય બીજું કશું થઈ શકે એમ જ ન હતું. આ પરિસ્થિતિમાં આજ વખતે પોતદાર સાહેબના મામાજી જે ઇંદોરની ઓફિસ સંભાળતા હતા ( ઇંદોરની ઓફિસ તો હવે બંધ પણ કરવામાં આવી હતી ) તે બિમાર થયા અને એમનું અવસાન પાનુ થયું.

મામા સાહેબનું પોતદાર એજંસીસ પાસે લ્હેણું બાકી હતું. અને આજે પણ પોતદાર એજંસીસ તો એમની કરજદાર જ રહી છે. પોતદાર એજંસીસ પાસે એમનું કરજ પરત આપી દેવા જેટલી મૂડી ન હતી. બીજા લ્હેણદારો પણ પોતાના લ્હેણા માટે તરેહ તરેહની ઉઘરાણી કરતા જ હતા. પોતદાર સાહેબે તો જે કોઈ લ્હેણદાર આવે તેને બીલકુલ ગભરાયા વગર પોતાની રૂમમાં મોકલી આપવા એવી સ્પષ્ટ આજ્ઞા સ્ટાફના માણસોને આપી હતી. સ્ટાફના માણસો પણ નોકરીમાંથી છૂટા થવા જ માગતા હતા કારણ કે ધંધો હવે ધીરે ધીરે નષ્ટ થતો હતો પરંતુ પોતદાર સાહેબ કોઈને છોડવા માગતા જ ન હતા. ધીરે ધીરે વધારે ને વધારે મુશ્કેલીઓમાં ગુંચવાતા ગયા. આમ જેમ તેમ કરીને એમણે દોઢ મહિનો તો કાઢી નાંખ્યો છેવટે ૨૭ સપ્ટેમ્બરે તેઓ એકાએક અક્કલકોટ જતા રહ્યા. આ વખતે તો ભોપાલની અશાંતિ દૂર કરવા માટે એમણે પંદર દિવસ અક્કલકોટ રહેવાનું નક્કી કર્યું હતું. એમણે મનોમન એ પણ નક્કી કર્યું હતું કે પૂ. મહારાજશ્રી સાથે કોઈ જાતની વાતચીત ન કરવી. એમનો મૌનનો દિવસ હોય ત્યારે જ અક્કલકોટ પહોંચી જવું. અને ચૌદ પંદર દિવસ પછી ફરી પાછા એ મૌન ધારણ કરે ત્યારે અક્કલકોટથી નીકળી જવું. અર્થાત જવાને દિવસે કે નીકળવાને દિવસે એમની સાથે કોઈ વાતચીત ન થઈ શકે એવી વ્યવસ્થા કરવી. પોતદાર સાહેબ જ્યારે અક્કલકોટ પહોંચ્યા ત્યારે પૂ. મહારાજશ્રીને મૌન હતું. ત્રણ દિવસ સુધી મન રાખ્યું હતું. પોતદાર સાહેબ મઠના બીજા બધા સાથે તથા શ્રી શાબાદે સાથે ખૂબ આનંદથી રહેતા હતા. પૂ. મહારાજશ્રીએ મૌન છોડયું તે પછી પણ પોતદાર સાહેબે પૂ. મહારાજશ્રીના ફુરસદના વખતમાં એમની પાસે જઈને બેસવાનું બંધ કર્યું. બે ત્રણ દિવસ પછી પૂ. શારદામાએ કહ્યું કે પૂ. મહારાજશ્રી બપોરે જમ્યા પછી રોજ તમારી રાહ જુએ છે અને તમે જતા નથી. ત્યારે એમને પોતદાર સાહેબે કહ્યું કે "રોજ સવારે અને સાંજે ભોજન કરતી વખતે તો સાથે જ બેસીએ છીએ અને તે વખતે અમને જે કહેવાનું હોય છે તે તો તેઓ કહે છે જ. પરંતુ હવે ઉપર જઈને એમની પાસે બેસવાનું મારાથી બની શકે એમ નથી. કેમ કે હવે મારે એમને કાંઈપણ પૂછવું નથી. આમરું

નથી ક એમની સાથે બોલવુ પણ નથી હવે પછી જ્યાર એઓ મૌન ધારણ કરશે ત્યાર હુ ભોપાન જતો રહીશ " આજ વખત પૂ. મહારાજશ્રીના મામા સાહેબ શ્રીયુત શિવગેવકર વિનાસપુર ( મ પ્રદેશ )થી આવ્યા હતા એમની સાથે બેસીને પોતદાર સાહેબ ગપ્પા માર્યા કરતા હતા

એક વખત પાનદાર સાહેબ મઠના ચોક તરફ જતા હતા ત્યાર પૂ મહારાજશ્રીએ તાળી પાડીને એમને પોતાની પાસે બોલાવ્યા એટલે પોતદાર સાહેબ, મામાસાહેબ અને શારદામા નંપૂ પૂ. મહારાજશ્રી જે બતાવતા હતા તે જોવા ગયા પૂ મહારાજશ્રીએ બધાને એક ભમરી દેખાડી, જે ઉપરથી એમના માથા ઉપર પડીને નીચે પડી હતી એ ભમરીના મ્હોમા એક ઈયળ હતી એ ભમરી અને ઈયળને દખાડી પૂ મહારાજશ્રી બોલ્યા, " આ ભમરી અને ઈયળને જોઈ લો આ ભમરી આ એક સાધારણ ઈયળ–કીડાને પકડીને પોતાના ઘરમા–દરમા લઈ જાય છે અને ત્યા જ રાખે છે પછી જ્યાર જ્યાર એને ઈચ્છા થાય ત્યારે એ ભમરી ઈયળને ડખ માર છે અને પછી દરની બહાર ઉડી જાય છે બિચારી ઈયળ–કીડાને એથી ખૂબ દુખ થાય છે અને જ્યારે જ્યારે એને કાને ભમરીનો ગુજારવ પડે છે ત્યાર એ ગભરાય છે એને લાગે છે કે ફરી પાછો ડખ મારશે કે શુ ? આમ ખૂબ જ ગભરાઈ ગયેલી માનસિક સ્થિતિમા ભ્રમમા ને ભ્રમમા જ એ પોતાનુ જીવન વ્યતીત કર છે એને ભમર વારે વારે એની પાસે આવે એ ગમતુ નથી પરતુ લાચાર હોવાથી એ કાઈ પણ કરી શકતી નથી આમ ગભરાટમા એને જીવવુ, ન જીવવુ એ સરખુ જ જણાય છે ભમરીને તો આમા આનદ આવ છે એ આ ઈયળને મારી નાખવાની ઈચ્છાથી તો પોતાના દરમા લાવતી નથી એ પોતે પણ ઈયળ મરી જાય એવુ ઈચ્છતી નથી પરતુ ભમરીનો ડખ વારે વારે સહન કરી કરીને ઈયળ તો બિચારી જીવતા મર્યા જેવી જ જીવ છે ભમરી તો આ ડખ મારવામા જ આનદ લુટે છે છેવટ પરિણામ તો એ આવે છે કે ઈયળ ખુદ ભમરી બની જાય છે ભમરી રૂપ જ બન છે અને પછી તો ભમરી બનીને દરમાથી બહાર નીકળી સ્વતત્ર બન છે પછી તો એજ ભમરી વળી બીજી ઈયળને પોતાના દરમા પકડી લાવે છે અને એજ ઘટનાની પુનરાવૃત્તિ થાય છે ગુરૂ અને શિષ્યના સબધનુ આજ સાચુ દષ્ટાત પરાપૂર્વથી–અનાદિકાળથી ચાલી આવ્યુ છે અને આજ પણ એજ પરપરા ચાલે જ છે '

આ પ્રસંગ બન્યા પછી આખો દિવસ પૂ. મહારાજશ્રી ખૂબ આનંદમગ્ન રહ્યા. અને તે પછી એમનું પાક્ષિક મૌન શરૂ થયું. પૂ. શારદામાએ પોતદારજીને કહ્યું કે જ્યારે તમે એમની પાસે ઉપર જઈને બેસતા નથી ત્યારે એમણે તમને આપવા માટે એક લેખિત સંદેશો આપવા કહ્યું છે. પોતદાર સાહેબે કહ્યું કે "સંદેશો લઈને હું શું કરવાનો છું? જે કાંઈ એમને કહેવાનું હતું તે બધું આગળની મુલાકાતોમાં કહેવાઈ ગયું જ છે. હવે વધારે કહેવાની જરૂર શું છે? પરમ દિવસે સવારે મૌન છોડશે કે તરત જ હું તો પેસેંજર ટ્રેઈનમાં ભોપાલ જતો રહીશ."

છેવટે મૌનનો દિવસ પણ આવી પહોંચ્યો. ૨૬મી સપ્ટેમ્બરના દિવસે પોતદાર સાહેબ જ્યારે જવાની તૈયારી કરતા હતા ત્યારે જ પૂ. શારદામાએ એમને (પોતદારજીને) બોલાવ્યા. એમના હાથમાં એક લેખિત સંદેશો આપ્યો અને કહ્યું કે પૂ. મહારાજશ્રીની આજ્ઞા છે કે એમનું ત્રણ દિવસનું મૌન છે ત્યાં સુધી એમણે જવાનું નથી. મૌન છૂટે તે પછી એમની સાથે વાત થાય તે પછી જ એમણે જવાનું છે. પોતદાર સાહેબે સંદેશો લઈ લીધો અને આ પ્રસંગે એમણે 'આજ્ઞા' આપી એ સાંભળી જરા વિસ્મય પણ પામ્યા. પોતાની જગ્યાએ જઈને સંદેશો ખોલીને વાંચી લીધો. મરાઠીમાં લખેલા એ સંદેશાના હિંદી ભાષાંતરનું (ગુજરાતી).

(૧) જે સ્થિતિમાં છો તેજ સ્થિતિમાં રહો. જુઓ તો ખરા કે તમે જે મેળવ્યું છે તે કેટલું દિવ્ય છે. પહેલાં પણ આ પ્રમાણે કહ્યું હતું અને અત્યારે પણ એજ કહું છું.

(૨) હોડીમાં કાણું પડી જવાથી તમારી હોડી ડૂબી રહી છે એવું તમને જણાય છે પરંતુ એ કાણાની નીચે જ મારો સંરક્ષક હાથ છે. આ વાત પણ અગાઉ તમને કહી છે. આજ પણ એ જ કહું છું.

(૩) તમારી પાસે ઐશ્વર્યનો ભંડાર છે. આઠે સિદ્ધિઓ તમારી સામે જ ઉભી છે એ વાત હવે કહેવાની જરૂર નથી અને છતાં આટલી દીનતા કેમ રાખવો છો? તમારું ચિત્ત જે હંમેશા યોગ મગ્ન રહી શકે છે તે આજે બીજા વિષયોમાં ચોંટયું છે. તમે જરૂર એટલું નિશ્ચય કરી શકો છો કે યોગી તો ધર્મની દિશા છે. હું તમારી જોડે છું અને સાક્ષી છું.

(૪) તમે કલ્પવૃક્ષની છાયામાં છો. આ કામધેનુ જુઓ ! પારસમણી હાથમાં જ છે. ચિંતામણી પણ હાથમાં જ છે. જુઓ તો ખરા !

(૫) અહીંથી તરત સીધા ભોપાલ જજો. ત્યાં ગયા પછી જે કાંઈ થઈ શકે તે કરો. અને જે બનતું રહે તે જોયા કરો."

"સમારોપ !"

"આ સંદેશો ખાસ યાદ રાખજો કે તમે એક મહાન યુગપ્રવર્તક છો." આ પછી 'શ્રીની આજ્ઞાથી' એમ લખીને નીચે પૂ. શારદામાના હસ્તાક્ષર અને તારીખ ૧૫-૮-૧૯૬૭ લખી હતી.

પોતદાર સાહેબે સંદેશો વાંચ્યો. પોતે ખૂબ ઉદાસ હતા પરંતુ સંદેશો તો અદ્ભુત અને અપૂર્વ હતો. ત્રણ દિવસ પછી પૂ. મહારાજશ્રીનું મૌન છૂટયું ત્યારે એ વિદાય માગવા ગયા. ત્યારે એમણે પૂછયું, "સંદેશો વાંચ્યો ?" એમાં ફક્ત એક જ વાક્ય મહત્ત્વનું છે. "હું જોઈ રહ્યો છું, હું સાંભળી રહ્યો છું." એક વાત હંમેશ ધ્યાનમાં રાખો કે જે વધારે લાડકા હોય છે તેને જ વધારે દુઃખ અને કષ્ટ ભોગવવા પડે છે. શ્રી કુંતાજીએ પણ પોતાના પુત્રને અત્યંત દુઃખ પડતું હતું તે જોઈને શ્રીકૃષ્ણને આજ પૂછયું હતું કે "તમે મારા પુત્રને તમારા લાડકા સખા-મિત્ર કહો છો અને છતાં એને ચારે બાજુ વિપત્તિઓથી ઘેરાયલો જ રાખો છો." ત્યારે શ્રીકૃષ્ણે કુંતાજીને જે જવાબ આપ્યો હતો તે જ તમને પણ લાગુ પડે છે. તમારે માટે પણ એ જ જવાબ છે. ગુરૂશિષ્યની આ તકરાર તો સૃષ્ટિના આરંભથી જ ચાલી આવે છે. અને આ વાત પણ ધ્યાનમાં રાખજો કે જે વ્યક્તિ બહારથી રંગાયલી-સારી લાગે તે અંદરથી પણ રંગાયલી જ હોય છે એવું કાંઈ નથી. પરંતુ જે અંદરથી રંગાયલો હોય છે તેને બહારના રંગની જરૂર નથી હોતી. આજ વખતે પોતદાર સાહેબને માટે થોડા લાડુ આણવામાં આવ્યા. પોતદાર સાહેબે ખાવાની ના પાડી ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું, "મેં જ તમારા માટે મંગાવ્યા છે એટલે ખાઈ લો." પોતદાર સાહેબે એક ટુકડો ખાધો અને કહેવડાવ્યું કે "બાકી આપો, સોલાપુર સ્ટેશનના વેઈટીંગ રૂમમાં જઈને ખાઈશ." અને પછી અક્કલકોટથી રવાના થઈ ગયા.

તે દિવસે વરસાદ એટલો બધો પડયો હતો કે સોલાપુર-અક્કલકોટવાળી

બન્ને વચ્ચે આવતું એક નાળું પાર કરી શકી નહીં. શ્રી શાબાદ દર વખત એમને સોલાપુર સુધી મુકવા આવતા હતા તે પણ સાથે જ હતા. નાળું તો બળદ ગાડીમાં બેસીને પાર કર્યું. સોલાપુરથી સામે એક બસ આવી એટલે એ બસમાં એ બન્ને સોલાપુર પહોંચ્યા. આખો દિવસ સોલાપુર સ્ટેશનના વેઇટીંગ રૂમમાં ગાળી રાતના મદ્રાસ – મુંબઈ મેઈલમાં પોતદાર સાહેબ સોલાપુરથી ઉપડી ગયા. રસ્તામાં કેટલીયવાર એમણે સંદેશો વાંચ્યો હશે. સંદેશો આજે પણ એમને મોઢે યાદ છે.

ભોપાલ પહોંચ્યા પછી સંદેશો મળ્યો એ વાંચીને એ ખૂબ પ્રસન્નતા અનુભવતા હતા. તો પણ એમની આર્થિક અને ઓફીસની મુશ્કેલીઓમાં રજ માત્ર ફેર પડયો ન હોવાથી અહીં આવ્યા બાદ પણ એ મુશ્કેલીઓ દૂર કરવાની ઝંઝટમાં પડી ગયા. ૩૦મી સપ્ટેમ્બરના દિવસે તો એમની બન્ને કંપનીનો સાલ આખરનો દિન હતો અને થાપણ મૂકનારાઓને થાપણનું વ્યાજ પણ ચૂકવવાનું હતું. વ્યાજની રકમ ચૂકવવા માટે પણ ઉછીની રકમ લાવ્યાં ત્યારે જ વ્યાજ ચૂકવી શકાયું. બીજી બધી પરિસ્થિતિ તો પહેલાના જેટલી જ મુશ્કેલ હતી. પોતદાર સાહેબ તો હંમેશની માફક સવારે અગિયારથી સાંજે પાંચ સુધી ઓફીસમાં બેસતા અને તે પછી ઘરમાં જ રહેતા. આમ આ વખતે દોઢ બે માસ ભોપાલમાં ગમે તેમ કરીને વિતાવ્યા પછી પાછા પોતદાર સાહેબ બપોરે પૂ. મહારાજશ્રીની પાસે જઈ પહોંચ્યા અને એમને કહ્યું "જેણે આખી જીંદગી સુધી પૈસાને હાથનો મેલ ગણ્યો છે એને જ આજે પૈસા માટે ટળવળવું પડે છે એ તે કેવો ન્યાય છે?" પૂ. મહારાજશ્રી કાંઈ બોલ્યા નહીં. પરંતુ અંદર જઈને પૂ. શારદામાને બોલાવી લાવ્યા અને પોતાની સામે જ બેસાડયા જેથી પોતદાર સાહેબ આપોઆપ ચૂપ થઈ જાય. પોતદાર સાહેબે આજ સુધી કોઈ બીજી વ્યક્તિની હાજરીમાં પૂ. મહારાજશ્રીને પોતાની અંગત બાબતો કદી કહી ન હતી. એટલે એમની આ ટેવ જાણીને પૂ. મહારાજશ્રીએ આ ઉપાય કર્યો હતો. પરંતુ આથી તો પોતદાર સાહેબને વધારે ખરાબ લાગ્યું. અંદરથી જાણે વિદ્રોહની ભાવના થતી હતી પરંતુ એમ કરવાથી પણ શું? વધારેમાં વધારે તો એ પોતે પૂ. મહારાજશ્રીની પરવાનગી લીધા વગર જ અક્કલકોટથી રવાના થઈ જાત. અને બીજે દિવસે એમ કર્યું પણ ખરૂં. પરંતુ મુશ્કેલી તો એ હતી કે અક્કલકોટથી ભોપાલ જવા માટે એમની પાસે બીલકુલ પૈસા જ ન હતા. છતાં અક્કલકોટથી આઘા જતા રહેવાનો વિચાર કર્યો બસ સ્ટેંડ સુધી તો ગયા. સોલાપુરની બસ ઉપડવાને હજી અડધા કલાકની

ના બસ સ્ટેંડ પર આવ્યા કે તરત જ પોતદાર સાહેબે પોતાનો વિચાર બદલ્યો. શ્રી શાબાદેને એમણે કહ્યું કે "હું તો નથી આવતો. તમે જ પાછા જાવ. હું તો બસ સ્ટેંડ પરથી જ અક્કલકોટ સ્ટેશને જઈને ત્યાંથી જ રવાના થઈ જઈશ." સાંજની બસને એ ત્રણ કલાકની વાર હતી એટલે તેટલો વખત પોતદાર સાહેબ અક્કલકોટના રાજમહેલની સામેના મેદાનમાં જઈને બેઠા. પોતદાર સાહેબ સવારથી કાંઈ ખાધુ ન હતું. નાહ્યા પણ ન હતા. આ, મેદાનમાં વરસાદને લઈને એમના કપડાં ભીનાં થયા હતા, આમ છતાં સાંજે અક્કલકોટ સ્ટેશને જતા રહ્યા. સ્ટેશનના સ્ટોલ પરથી થોડું ક ખાઈ લીધું—નાસ્તો કર્યો. અને ભોપાલની ટિકિટ તો હતી જ એટલે ભોપાલ તરફ રવાનાં થઈ ગયા. સવારે દૌંડ સ્ટેશને પહોંચ્યા ત્યારે એમણે પોતાની માનસિક સ્થિતિનું વર્ણન કરતો એક પત્ર પૂ. મહારાજશ્રીને લખવાનો વિચાર કર્યો. કાગળ પૂરો લખ્યો પણ ખરો પરંતુ એ ફાડી નાંખ્યો અને મનમાડ જતી ગાડીમાં ચઢી બેઠા. વખત ગાળવાને માટે એમણે પોતાની ડાયરી કાઢીને વાંચવા માંડી. ડાયરીમાં પૂ. મહારાજશ્રીએ એમના પર કરેલી કૃપાનું લખાણ વાંચ્યું અને પોતે હમણાં જ એમની સાથે જે અસભ્ય વર્તન કર્યું હતું તે યાદ આવતાં જ ખૂબ જ ક્ષોભ પામ્યા અને બાથરૂમમાં જઈને ખૂબ રૂદન કર્યું. પાંચ છ મિનિટ પછી મોં ધોઈને પાછા બેઠક પર બેસી ગયા. મેઈલ ગાડી ઝડપથી દોડતી હતી. સેકંડ ક્લાસમાં બેઠા હતા એટલે ડબ્બામાં બેઠેલા બીજા મુસાફરોને કશી જ ખબર ન પડી. અહમદનગર પહોંચ્યા અને ગાડી ઉભી રહી એટલે તરત ઉતરી પડયા. ટિકિટ ભોપાલ સુધીની હતી. મુસાફરી અહમદનગર સુધી જ કરી હતી એટલે એ બાબતનો સ્ટેશન માસ્તર પાસેથી દાખલો લઈ લીધો. ઘોડાગાડી કરી તાર ઓફીસે જઈ બીજે દિવસે જ અક્કલકોટ પરત આવવા બાબતનો પૂ. મહારાજશ્રીને એક્સપ્રેસ તાર કરી દીધો. પાછા સ્ટેશન પર આવી ખાઈ લીધું. અક્કલકોટની ટિકિટ લીધી અને તરત જ ગાડીમાં બેસીને બીજે દિવસે સવારે અક્કલકોટ પહોંચી ગયા.

. . .

અક્કલકોટ પહોંચ્યા અને મઠમાં જતાં બરાબર જ પૂ. મહારાજશ્રીના ચરણોમાં પડીને ખૂબ રડયા. પૂ. મહારાજશ્રીએ એમની પીઠ પર પ્રેમથી હાથ ફેરવતા કહ્યું "પાછા આવી ગયા. ચાલો હવે તમારે કોઈ ફીકર નથી. હવે તમને ક્યારે ય કોઈ જાતની ચિંતા નહીં રહે." બપોરે જમીને પૂ. મહારાજશ્રીએ કહ્યું; "હવે બે દિવસ પછી ભોપાલ જજો. એટલું યાદ રાખજો કે તમને એક મિનિટ માટે પણ હું છોડતો નથી. એક મિનિટ માટે પણ

તમારાથી આઘો રહેતો નથી. તમે અહીં આવીને રહો છો તેના કરતાં ભોપાલ હોવ છો ત્યારે કેટલીય વધારે નજીક તમારી પાસે હોઉં છું; એક મિનિટ માટે પણ તમે મારાથી દૂર હોતા નથી—હું ત્યાં જ હોઉં છું એની ખાત્રી તો તમારો દરવાન પણ આપી શકશે. જે પ્રમાણે અહીં તમારી દેખભાળ રાખું છું તે જ મુજબ ત્યાં તમારી દેખભાળ રાખતા મને ઘણાએ જોયો છે. તમે ત્યાં રહો છો પરંતુ જ્યારે પણ તમે મને યાદ કરો છો ત્યારે હું તમારી પાસે જ આવું છું. તમારી પાસે હાજર થાઉં છું."

"એટલું યાદ રાખજો કે તમારી યોજના સમજીને જ તમને (છેક છેવટનું) સંપૂર્ણ જ્ઞાન આપ્યું છે. અને કાર્ય કરીને પણ બતાવ્યું છે. પરંતુ તમારે હજી એક મહત્ત્વનું કામ કરવાનું છે. અને તમને જો આજે જ તમારે માટે નિશ્ચિત કરેલી પરિસ્થિતિ પર લઈ જવામાં આવે—ફળ આપી દેવામાં આવે—તો તમારાથી એ મહત્ત્વનું મહાકાર્ય થઈ નહીં શકે. એટલે તમારી વ્યવહારિક પરિસ્થિતિના તાળા બંધ કરી દઈને ચાવી મારી પાસે જ રાખી છે. સમય આવશે ત્યારે ચાવીનો ઉપયોગ કરવામાં આવશે. કાર્ય પુરું થતાં તમામ તાળાં ઊઘાડી નાંખવામાં આવશે અને તમારી પરિસ્થિતિ સુધરી જશે. ખરેખર તો તમારે કાંઈ જ કરવાનું નથી. જે કાંઈ કામ કરવાનું છે તે તમને નિમિત્ત બનાવીને હું જ કરું છું."

"આ પ્રસંગે તમે અહમદનગરથી પાછા આવી ગયા તે ઠીક જ થયું છે. નહીંતર તમે ભોપાલ ગયા હોત તો ત્યાં તમારી નાની પુત્રી જ્યોતિ પાસે મારો સંદેશો મોકલી જ આપ્યો છે. એને મોએથી સંદેશો સાંભળીને તરત જ તમારે પાછા આવવું પડત. ખેર, હવે આનંદથી પાછા જાવ અને કોઈ વાતની ચિંતા કરતા નહીં."

પોતદાર સાહેબને હવે ખાત્રી થઈ ગઈ કે હવે સ્થિતિમાં કાંઈ સુધારો થશે. પરંતુ ભોપાલ પહોંચ્યા ત્યારે કાંઈપણ પૂછ્યા વગર જ એમણે જાણી લીધું કે પરિસ્થિતિ જેવીને તેવી જ રહી છે. સુધરી હોવાનું કોઈ ચિન્હ એમને જણાયું નહીં. અહમદનગરની આ મુસાફરી પોતદાર સાહેબે તર્કવિતર્ક—શંકા-કુશંકામાં કરી હતી. ક્યારેક શંકાઓ ઉત્પન્ન થતી તો થોડા વખત પછી શંકાના વાદળ વિખરાઈ જતા લાગતા હતા. કોઈ વખત શંકા અને કુશંકા-તર્ક વિતર્ક એક સાથે થતા. આમ એમની સ્થિતિ વિચિત્ર હતી. એમની માનસિક સ્થિતિનો ખ્યાલ તો કેવી રીતે સમજાવી શકાય?

'પાછલી બે મુસાફરી પછી જ્યારે એઓ દોઢ બે મહિના સુધી ભોપાલમાં રહ્યા હતા ત્યારે તો એમણે પોતાની પરિસ્થિતિ'સુધારવા માટે બે ત્રણ ઉપાયો વિચારી રાખ્યા હતા. તેમાં (૧) ધંધાને ચાલુ હાલતમાં જ વેચી દેવો અને જે કિંમત ઉપજે તેમાંથી કર્જ મુક્ત થવું '(૨) ધંધા ચાલુ રાખી કોઈ પૈસા રોકી શકે–મૂડી રોકી શકે એવો ભાગીદાર શોધી કાઢવો.'('૩) અગર તો ધંધો બંધ કરવો અને જે મુશીબતો આવે તે વેઠી લેવી. અક્કલકોટ જઈને જ્યારે જ્યારે તે પાછા ભોપાલ આવતા ત્યારે આ ત્રણમાંથી ગમે તે એક ઉપાયને અમલમાં મુકવાનું વિચારતા હતા. જો કે, કશું જ કરી શકતા નહીં. આ વખતે પરત આવ્યા પછી તમામ મુશીબતોથી પોતાને ઘેરાયેલા જોઇને અને પોતાનો કોઇ ઉપાય કામયાબ થતો નથી એ જોઈને પૂ. મહારાજશ્રી પાસેથી આનું કારણ જાણી લેવાનો આગ્રહ રાખ્યો. હઠ પકડી અને તરત જ પોતે ૨૦મી નવેમ્બરે અક્કલકોટ આવે છે એ મતલબનો કાગળ લખી નાખ્યો. કાગળમાં એમ પણ લખ્યું કે આ વખતે તો મારી આ દુર્દશાનું કારણ જાણવા માટે જ આવું છું અને જ્યાં સુધી કારણ જાણવા નહીં મળે ત્યાં સુધી અન્નજળ છોડી દઈને ઉપવાસ કરીશ. અક્કલકોટ જવાના સાત આઠ દિવસ પહેલાં આ કાગળ એમણે પૂ. મહારાજશ્રીને લખીને નાંખી પણ દીધો જેથી જો અક્કલકોટ એમને જવાનું ન હોય તો પૂ. મહારાજશ્રી એમને તાર કે પત્રથી ખબર આપી શકે. પરંતુ એમના કાગળનો પૂ. મહારાજશ્રી તરફથી કોઈ જવાબ ન મળ્યો એટલે પૂ. મહારાજશ્રી એઓ અક્કલકોટ જાય એમાં સંમત છે એમ સમજીને તા. ૨૦મીએ પંજાબ મેઈલમાં એ અક્કલકોટ પહોંચી ગયા તો ત્યાં એમને ખબર પડી કે તા. ૨૦મીએ એમને અક્કલકોટ અને મુંબઈથી ટેલિફોન કરવામાં આવ્યો હતો અને જણાવ્યું હતું કે એમણે આવવાની જરૂર નથી. અને એ આવે નહીં. પરંતુ ભોપાલની ટેલિફોન ઓફીસમાંથી જવાબ મળ્યો હતો કે પોતદાર સાહેબનો ટેલીફોન નંબર લાગતો જ ન હતો. ટેલિફોન મળે એમ જ ન હતું કારણ કે ૨૦મી તારીખે રવિવાર હતો. ઓફિસ બંધ હતી અને ઘરનો ટેલિફોન તો ત્રણચાર મહિનાથી કાપી નાંખવામાં આવ્યો હતો. પોતદાર સાહેબને આશા તો હતી જ કે કાગળ તો મળી જ ગયો છે તો તેનો કાઈને કોઇ જવાબ મળશે જ. એમ માનીને પોતદાર સાહેબ જમવાના વખત સુધી તો શાંત રહ્યા. પરંતુ ત્યાં સુધીમાં બે કલાકમાં તો તેમને કારણ જાણવા નહીં મળે એવો જવાબ મળી ચૂક્યો હતો. એટલે મંગળવારના રોજ બપોરના ભોજન પછી એમણે ઉપવાસ શરૂ કરી દીધા.

ચાહ, કોફીનું, પાણી અને ખાવાની કોઇપણ ચીજ—તમામ બંધ કરી દીધાં. સવારે અને સાંજે જ્યારે પૂ. મહારાજશ્રી કોફી પીતા હતા ત્યારે પોતદાર સાહેબને બોલાવવા મોકલતા હતા પરંતુ એ જતા જ નહીં. પૂ. શારદામાએ ખૂબ સમજાવ્યા પરંતુ પોતદાર સાહેબ પોતાની હઠ પર મક્કમ રહ્યા. અને પૂ. મહારાજશ્રીએ તો કારણ બતાવવાની, ચોખ્ખી ના જ સંભળાવી હતી. આમ અત્યંત અશાંત વાતાવરણમાં મંગળ, બુધ અને ગુરૂવાર પસાર થયા. છેવટે પૂ. શારદામાની ઘણી સમજાવટ પછી શુક્રવારે પોતદારજીએ એક કપ ચા લીધી. પરંતુ જમવાના સમયે એમણે જમવાની ના જ પાડી અને ઉપર અગાશીમાં જઈ તાપમા જઈને બેસી ગયા. બપોરે એક વાગે જ્યારે એમને (પોતદારજીને) કહેવામાં આવ્યું કે તમારે લીધે બધાને હેરાનગતિ થાય છે ત્યાર એમણે કહ્યું કે "જમીશ તો નહી પરંતુ પૂ. મહારાજશ્રી જમી રહેશે અને ઉપર જતા રહેશે એટલે એમની અનુમતિ—રજા લઇને કાલે સવારે ભોપાલ જતો રહીશ." આ અગાઉની બે મુલાકાતો વખતે નિદાન ભોજન વખતે પૂ. મહારાજશ્રીની અને પોતદાર સાહેબની મુલાકાત થતી જ હતી. પરંતુ આ વખતે તો એવી કોઇ ભેટ પણ થઈ નહીં. પૂ. શારદામા તો આશ્ચર્યચકિત થઇને બોલ્યાં પણ ખરા કે "એ પણ એક અજાયબ ઘટના છે કે પહેલાં તો રાત્રે સુવાનો સમય બાદ કરતા બાકીનો તમામ વખત એક બીજાની સાથે રહેતા હતા અને આજે નજીક જ રહેવા છતાં એક બીજાને મળતા કે જોતા પણ નથી."

પોતદાર સાહેબને ખબર પડી કે પૂ. મહારાજશ્રી પોતાના ઓરડામાં ગયા છે એટલે એમણે ત્યા જઈને ભોપાલ જવાની રજા માગી. બીજે દિવસે સવારે જવાની રજા પણ મળી ગઈ. એમ લાગતુ હતુ કે માનસિક સંઘર્ષ જતો રહ્યો હતો અને જો તે દિવસ સાંજે પોતદાર સાહેબને જમવા બોલાવવામા આવ્યા હોત તો તેમણે જમી પણ લીધું હોત. પરંતુ તે દિવસે જમતી વખતે કોઈએ એમને યાદ પણ કર્યા નહીં. એટલે એમણે પણ એની પરવા ન કરી.

રાત્રે શ્રી શાળાદે પોતદાર સાહેબને મળ્યા અને કહ્યું કે "તમને ભોપાલ જવાની રજા તો મળી ગઈ છે પરંતુ પૂ. મહારાજશ્રીની ઈચ્છા છે કે બીજી ડિસેમ્બરે શ્રી દત્તજયંતિ છે તો કાલે સવારે તમે ગાણગાપુર, તુલજાપુર અને પંઢરપુર જઈને દત્તજયંતિ પર બપોર સુધીમા અક્કલકોટ પાછા આવી જાવ અને દત્તજયંતિ કરીને પછી જ ભોપાલ જજો." આ આજ્ઞા જ હતી અને પોતદાર સાહેબે આજ્ઞા માથે ચઢાવી માની લીધી.

શ્રી ગુરુદેવ દત્તજયંતિને જ શ્રી સ્વામી સમર્થ મહારાજની જયંતિ તરીકે ઉજવવામાં આવે છે. એ બન્ને એક જ સ્વરૂપ છે. એટલે એ દિવસ બહુ ધામધૂમથી ઉજવવામાં આવે છે. આ દિવસે મુંબઈ, પૂના, સોલાપુર વગેરે શહેરોમાંથી અનેક શિષ્યો અને ભક્તો અક્કલકોટમાં ઉત્સવ નિમિત્તે આવે છે. પોતદાર સાહેબ પણ છેક ૧૯૫૨થી આ પ્રસંગે અક્કલકોટ આવે છે. આગલે વર્ષે તો દત્તજયંતિ પર એઓ દક્ષિણમાં કન્યાકુમારી તીર્થમાં હતા. આ વખતે દત્તજયંતિ નિમિત્તે નહીં પરંતુ પોતાની આધુનિક પરિસ્થિતિના કારણો જાણવા માટે જ આવ્યા હતા. અને જ્યારે એમને દત્તજયંતિ પર હાજર રહેવાની આજ્ઞા મળી હતી ત્યારે એમણે આજ્ઞા માનીને અહીં જ રહેવાનું નક્કી કર્યું.

બીજે દિવસે સવારે અમે ગાણગાપુર જવા ઉપડી ગયા. ગાણગાપુરની ધર્મશાળામાં મુકામ કર્યો. ગાણગાપુર ત્રણ દિવસ રહીને પછી પંઢરપુર ગયા અને ત્યાં થોડા કલાક ગાળીને તુળજાપુર થઈ બીજે દિવસે બપોરે એક વાગે અક્કલકોટ પહોંચી ગયા. મઠમાં તો મહેમાનો આવી ગયા હતા. પાછલા ઓરડામાં પોતદાર સાહેબને માટે જગ્યા કરવામાં આવી હતી એટલે એમણે ત્યાં જ મુકામ કર્યો.

દત્તજયંતિનો ઉત્સવ સાંજના-છ વાગ્યે ત્યારે પોતદાર સાહેબને નીચે બોલાવ્યા ત્યારે પણ એ નીચે ન ગયા. ઉત્સવમાં ભાગ પણ ન લીધો અને પોતાની જગ્યાએ જ બેસી રહ્યા. રાત્રે પૂ. મહારાજશ્રીના ફળાહાર કરવાના વખતે પણ એમને બોલાવ્યા ત્યારે એમણે કહેવડાવ્યું કે પૂ. મહારાજશ્રી ફળાહાર કરી રહેશે અને ઉપર જશે પછી એ ખાઈ લેશે. એમની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી. બીજે દિવસે પણ એ જ પ્રમાણે પૂ. મહારાજશ્રીના જમ્યા પછી પોતદાર સાહેબે ખાધું. આજે તો બધા મહેમાન જતા રહ્યા હતા. મહેમાનોમાંથી કોઈક પોતદાર સાહેબને પૂછ્યું પણ ખરું કે આ વખતે તમે પૂ. મહારાજશ્રી સાથે આમ કેમ વર્તો છો? ત્યારે એમણે જવાબ આપ્યો કે "એઓ પોતે જ આવું કરાવે છે માટે એમને જ પૂછો. મને તો કશી જ ખબર નથી. પરંતુ ઉત્સવમાં ભાગ લેવાની મને બીલકુલ ઈચ્છા નથી એ વાત ખરી છે."

ત્રીજે દિવસે તા. ૪-૧૨-૧૯૬૦ના રોજ મઠના મેનેજરે સવારે આઠ વાગે પૂ. મહારાજશ્રીનો એક સંદેશો પોતદાર સાહેબને આપ્યો અને કહ્યું કે "આજ આપ ભોપાલ જઈ શકો છો પરંતુ ઉજ્જૈન જજો. પરમ દિવસે બની શકે તો

ઉજ્જૈન જઈને ચિંતામણિ તીર્થમાં ગાડીમાં જઈ આવજો. જો ચિંતામણી તીર્થ ન જઈ શકાય તો એક રાત પણ ઉજ્જૈનમાં ગાળજો."

આ પછી પૂ. શારદામા ૫૦-૬૦ રૂપિયા ખર્ચને માટે આપી ગયા અને એમણે કહ્યું કે આપને કહેવડાવ્યું છે કે કોઈ ચિંતા ન કરતા. આ પછી પૂ. શારદામા તરત પાછા આવ્યા અને ફરી કહ્યું કે આ વખતે પણ વિદાય લેવા જાવ ત્યારે કશું જ બોલશો નહી એવી આજ્ઞા છે. આ પછી પોતદાર સાહેબે એ સંદેશો વાંચ્યો. સંદેશો નીચે મુજબ હતો.

"હવે ઊઠો, આ દૈવી શક્તિનો પોકાર જ તમારા જન્મનો અને તમારા કાર્યનો હેતુ શું છે તે પુરવાર કરે છે. આ તમે કરી શકશો. હે ભ્રમર! હવે તમે ઈંયળ ક્યા રહ્યા છો? હિમાલય પણ તમારી મહાનતા જોઈને શરમાઈ ગયો છે. તમારું જે વ્યક્તિત્વ છે તેને બરાબર પૂર્ણ રૂપે પગથી તે મસ્તક સુધી બરાબર જોઈ લો. તમને સંદેહાત્મક ભૂમિકા મળવાની છે. એની તમને અગાઉથી જ ખબર આપવામાં આવી હતી અને એજ પરિસ્થિતિ-ભૂમિકાનો તમે આજસુધી અનુભવ કરી રહ્યા છો. પરંતુ સાવધાન થઈ જાવ. આ ભૂમિકા જલ્દી જ પલટાઈ જવાની છે. જલ્દી જ યુગ પરિવર્તન થવાનું છે."

"હવે ઊઠો, એ દૈવી શક્તિનો પોકાર પૃથ્વી-આકાશ-પાતાળ સર્વ જગ્યાએ ગાજી રહ્યો છે. સાંભળો, સાંભળો. જે પોકાર તમે એક વખત સાંભળી ચૂક્યા છો, જે પોકાર સાંભળીને એકવાર (ઊઠયા) જાગૃત થયા છો એ પોકાર સાંભળો અને હવે ઊઠો." સાંજે વિદાય લેવાનો વખત આવ્યો ત્યારે પોતદાર સાહેબ બિલકુલ ચૂપ રહ્યા. પૂ. મહારાજશ્રીએ કહ્યું, "તમે ફક્ત આગળ ધપવાનું કામ કરો. હું પાછળ પાછળ જ છું." અને પછી પોતદાર સાહેબના માથે પ્રેમથી હાથ ફેરવ્યો અને આશીર્વાદ આપ્યો. "વિજયી બનો."

પોતદાર સાહેબ જવા નિકળ્યા ત્યારે એમને ક્યાં ખબર હતી કે હવે ફરી અક્કલકોટ આવવાનું જ નથી.

એમને કહ્યા મુજબ એ ધોંડ, મનમાડ, ખંડવા અને ફતેહાબાદ ગાડી બદલતા બદલતા ૬ઠ્ઠી ડિસેમ્બરે સવારે ઉજ્જૈન આવી પહોંચ્યા. દર વખતની માફક ચેંડ હોટલમાં જ ઉતર્યા. ઘોડાગાડી કરી ચિંતામણી ગણપતિ જઈ આવ્યા અને રાતના ભોપાલ રવાના થઈ ગયા અને ૭મી ડિસેમ્બરે સવારે બ્રેર પહોંચ્યા.

ભોપાલમાં પરિસ્થિતિ જેવી ને તેવી જ રહી હતી. પોતદારજી ખૂબ આશાવાદી છે. પરંતુ વારે વારે નિરાશા સાંપડની હોય ત્યારે સામાન્ય અસમર્થ માણસ શંકાકુશંકાઓથી ઘેરાઈ જાય એમાં નવાઈ નથી. ચાલુ હાલતમાં ધંધો વેચી દેવાની વાત તો હવે પૂરી થઈ ગઈ હતી. અને વેચવાથી દેવામાંથી મુક્ત થવાય એટલી રકમ મળી શકે એમ ન હતું. પોતદાર સાહેબના નુકસાનની રકમ એટલી વધી ગઈ હતી કે નવો ભાગીદાર મળવો પણ શક્ય ન હતું અને ધંધો બંધ કરવાનું પણ એક વા બીજા કારણે બની શકે એમ ન હતું. આ સંજોગોમાં થોડો સમય રાહ જોયા સિવાય બીજો કોઈ ઉપાય ન હતો. આમ જીવનક્રમ તો એનો એ જ રહ્યો અને મહિનો પૂરો થવા આવ્યો ત્યારે એમણે અક્કલકોટ તાર કર્યો કે "હું અક્કલકોટ આવવા માગું છું. આવી શકું ?" આના જવાબમાં તા. ૪-૩-૧૯૬૧ના રોજ તાર મળ્યો કે "હમણાં અક્કલકોટ આવવાની કોઈ જરૂર નથી. પરંતુ પૂજ્ય મહારાજશ્રીએ કહેવડાવ્યું છે કે એમની સૂચના મુજબ જો, તમે સાચા રસ્તા ઉપર જ પ્રયાણ કરશો – ચાલશો તો તરત જ તમારી મુશ્કેલીઓમાંથી મુક્ત થશો. તેઓ એમ પણ જણાવે છે કે તમને પહેલાં પણ આજ સંદેશો આપ્યો હતો. અત્યારે પણ તમને પસંદ પડે તે અગર તમે ઈચ્છો તે રસ્તો લેવાને માટે તદ્દન સ્વતંત્ર છો." પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી બાબુરાવ ખેરાટકર.

તાર બહુ જ સ્પષ્ટ હતો. તા. ૧૩-૨-૧૯૫૮માં પરશુરામ ક્ષેત્રમાં જે સંદેશો મળ્યો હતો તે જ પ્રથમના સંદેશાનો ઉલ્લેખ છે. તારમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે પૂ. મહારાજશ્રીએ બતાવેલા સોનેરી પથ ઉપર તમે ચાલ્યા કરશો તો તમારી આફતો તરત જ દૂર થશે. તમારે જે રસ્તે કામ લેવું હોય તે રસ્તે જવા માટે સ્વતંત્ર છો. આમ તો તાર ખૂબ આનંદદાયક હતો પરંતુ પોતદાર સાહેબને આ તારથી ફક્ત ક્ષણિક આનંદ જ થયો. વધારે અસર થઈ નહીં, કારણ કે તારમાં 'જો' સાચા રસ્તા ઉપર એમ લખ્યું હતું. એ 'જો' શબ્દે એમનો આનંદ મારી નાંખ્યો. સુવર્ણ – સોનેરી રસ્તા ઉપર ચાલવાનું તો કોને ન ગમે ? એ મુજબ કરવાની – ચાલવાની શક્તિ તો હોવી જોઈએને ? એવી અનુકૂળતા પણ મળવી જોઈએ. પરંતુ આ બન્ને વાતો – ચાલવાની શક્તિ અને અનુકૂળતા પોતદાર સાહેબ પાસે હતી નહીં.

આ તારની એટલી અસર તો પડી કે પોતદારજીએ ઉજ્જૈનની થિયોસોફિકલ સોસાયટીના મંત્રી ઉપર એક પત્ર લખ્યો કે જો તમારી ઈચ્છા હોય તો ૧૫મી

જાનેવારીએ ૯ વિક્રમ લોજમાં વ્યાખ્યાન આપવા ખુશી છું. મંત્રીએ વ્યાખ્યાનના વિષય બાબત પૂછાવ્યું ત્યારે એમણે 'તપનુ મહત્વ' એ વિષય જણાવી દીધો. આ કાર્યક્રમ મુજબ તા. ૧૪મી જાનેવારીએ પોતદાર સાહેબ ઉજ્જૈન પહોંચી ગયા. ગ્રેન્ડ હોટલમાં મુકામ કર્યો. અને ૧૫મીએ વ્યાખ્યાન આપી સાંજે ભોપાલ પરત આવી ગયા.

ત્યાંના લોકોએ વ્યાખ્યાન સારૂં હતું એવો અભિપ્રાય આપ્યો. એક નિવૃત્ત પ્રોફેસરે તો પોતદાર સાહેબ પાસેથી એ ભાષણની નકલ પણ માંગી. ત્યારે પોતદારજીએ કહી દીધું કે મારા અંગ્રેજી પુસ્તકમાં 'તપ' ઉપર જે લખ્યું છે તેના ઉપર જ આ વ્યાખ્યાન આધારિત છે. કોઈ બીજું ભાષણ મેં તૈયાર નથી કર્યું. પ્રોફેસરે જવાબ આપ્યો કે મારે તો આપનું હિંદી વ્યાખ્યાન જોઈએ છીએ. અંગ્રેજી નહીં. પોતદાર સાહેબે આજે જે વ્યાખ્યાન આપ્યું છે તેમાંથી જે યાદ રહેશે તે ભોપાલથી લખીને મોકલી આપવાનો વાયદો કર્યો.

બીજે દિવસે ભોપાલ ગયા તો ત્યાં વ્યાખ્યાન મોકલવા માટે પ્રોફેસરનો પત્ર પણ મળ્યો. પોતદાર સાહેબને જેટલું યાદ રહ્યું તેટલું લખીને તેની એક નકલ પ્રોફેસરને મોકલી આપી અને એક નકલ અક્કલકોટ પૂ. મહારાજશ્રીને મોકલી આપી. (આ વ્યાખ્યાન પોતદાર સાહેબના 'ધર્મપાદ' પુસ્તકમાં પરિશિષ્ટ રૂપે આપેલું છે). આ વ્યાખ્યાન ખૂબ પ્રસંશા પામ્યું પરંતુ પોતદાર સાહેબને પ્રસંશા ગમતી ન હતી. એમની તો એ ઈચ્છા હતી કે પ્રેક્ષકમાંથી કોઈ બહાર આવે અને તપની મહત્તા સાંભળીને પોતે એ પ્રમાણે આચરણ કરવા તૈયાર છે એમ જણાવે. સાચી પ્રસંશા તો એ જ કહેવાય. ખાલી મૌખિકની કોઇ કિંમત નથી.

આ દરમ્યાન ધંધાની પરિસ્થિતિ તો વધારે ને વધારે ખરાબ થતી હતી. ઓહનાની શરૂઆતમાં જ એકાઉન્ટન્ટ નોકરીમાંથી છૂટા થયા હતા. પરંતુ સેક્રેટરી શ્રી અંસારી ચાલુ રહ્યા હતા અને એમને મદદ કરવા માટે બીજો એક માણસ રાખી લીધો હતો. પોતદાર સાહેબ વેપારને પડી ભાંગતો જોતા હતા અને ચિંતા કરતાં હતા અને જ્યારે વધારે ગભરાઇ જતા ત્યારે અક્કલકોટ એક કાગળ લખી નાંખતા.

ઓફિસનું ભાડું વખતસર ચૂકવવાનુ પણ મુશ્કેલ બનતું હતુ. અને ધીરે ધીરે ઓફિસના ભાડાની રકમ ચઢતી જ રહી. મકાન માલિકે ભાડાની બાકી

પડતી રકમ માટે પોતદાર સાહેબ પાસે ઉઘરાણી કરવા માંડી પરંતુ એમની પાસે તો કોઈ ઉપાય જ ન હતો.

ફેબ્રુઆરીમાં એક ગૃહસ્થ શ્રી એમ. એસ. રાવ પોતદાર સાહેબને મળવા આવ્યા. શ્રી રાવ પોતાની સાંસારિક પરિસ્થિતિથી કંટાળી ગયા હતા. નિરાશ થઈ ગયા હતા. એમણે 'સુખની શોધમાં' 'In search of happiness' પુસ્તક વાંચ્યું હતું અને એમની માનસિક સ્થિતિમાં-નિરાશાજનક સ્થિતિમાં એમણે એ પુસ્તકના લેખકને મળવાનો વિચાર કર્યો, કે જેથી લેખક પાસેથી શાંતિ માટેનો કોઈ ઉપાય મળી આવે. શ્રી રાવ શાંતિના ઉપાયની શોધમાં આવ્યા હતા. એમણે સંન્યાસ લેવાનો પોતાનો વિચાર પણ જણાવ્યો, પરંતુ પોતદાર સાહેબ પાસે સંન્યાસની કોઈ વાત જ ન હતી. એમણે તો ધર્માચરણ કરવાની, લગ્ન કરવાની અને નોકરી કરવાની સલાહ આપી. પોતદાર સાહેબને ખબર પડી કે રાવસાહેબની સરકારી નોકરીમાંથી જ એમને કાંઈ દુઃખ આવી પડ્યું છે. બે વર્ષથી 'સસ્પેન્ડ' કરવામાં આવ્યા છે એટલે એ તો 'વૈરાગ્ય'માં ગામડામાં રહે છે. ઉજ્જૈનમાં 'તપનું મહત્વ' એ વિષય પર વ્યાખ્યાન આપતાં પોતદાર સાહેબે ઈચ્છા રાખી હતી કે આ પ્રમાણે આચરણ કરવા તૈયાર થાય તો સારું. તેના જવાબમાં જ જાણે શ્રી રાવ આવી પહોંચ્યા હતા. પોતદાર સાહેબે પુસ્તકમાં બતાવ્યા મુજબનું આચરણ કરવા રાવસાહેબને કહ્યું અને એ મુજબ આચરણ કરવા શ્રી રાવ તૈયાર પણ થયા. આચરણ શરૂ પણ કર્યું. અને એક જ વર્ષનાં અનુભવમાં એમને ખાત્રી થઈ કે પુસ્તકમાં લખેલી એકે એક વાત ઘણી જ અગત્યની છે. બે જ વર્ષમાં રાવસાહેબ નોકરીના કામમાં નિર્દોષ ઠર્યા. નોકરી પર ફરી ચાલુ પણ થઈ ગયા અને એમના લગ્ન પણ થઈ ગયા.

રાવસાહેબ જ્યારે પહેલી વાર આવ્યા અને પોતદાર સાહેબે બતાવેલા માર્ગનું આચરણ કરવાનું સ્વીકાર્યું ત્યારે પોતદાર સાહેબે આ હકીકત પૂ. મહારાજશ્રીને અક્કલકોટ જણાવી હતી. તેના જવાબમાં અક્કલકોટથી તરત જ તા. ૪ માર્ચ ૧૯૬૦ના રોજ નીચે મુજબ તાર આવ્યો હતો.

"પૂ. મહારાજશ્રીના અંતરમાં ખુબ જ આનંદ થયો છે. ખૂબ સંતોષ પામ્યા છે. એમણે કહ્યું છે કે તમારામાં શું છે એનું તમને હવે જ્ઞાન થયું છે."

પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી.

આજ માર્ચ માસમાં મારી તથા નલીની બહેનની દશ્ક્રા ધોરણની પરીક્ષા હતી. અમે બન્ને નાપાસ થયા હતા. આગલા પાંચ વર્ષોમાં તો અમે ઉપલા નંબરે પાસ થતા હતા, પરંતુ આ સાલ તો બન્ને નાપાસ થયા. અમને તો હવે આગળ ભણવાનું નથી એમ કહી દેવામાં આવ્યું. ત્રણ વર્ષ પછી આ પહેલી જ વખત ઉનાળાની રજામાં અમે અકકલકોટ જઇ શકયા ન હતા.

એપ્રિલ મહિનામાં અમારે ત્યાં જે ગૃહસ્થે રૂપિયા પાંચ હજારની થાપણ મૂકેલી તે પરત લેવા એ ગૃહસ્થ આવી પહોંચ્યા. બીજી કોઈ વ્યવસ્થા થઈ નહીં. એટલે પોતદાર સાહેબે પોતાની મોટર એમના નામ પર કરી આપી અને ૯મી જૂને સાંજે એમને ત્યાં મોટર મોકલી પણ આપી.

જૂલાઈ મહિનામાં તો મકાન માલિકે ભાડાને માટે કડક ઉઘરાણી કરવા માંડી અને એમના વકીલ પણ પોતદાર સાહેબને મળવા આવી ગયા. પોતદાર સાહેબે એમને કહી દીધું કે "જો જુલાઈની ૩૧મી સુધીમાં કાંઇ પ્રબંધ—વ્યવસ્થા નહીં થાય તો ઓફીસ ખાલી કરી નાંખશે." આજ દિન સુધી તો ઓફીસનો ઘણો ખરો સામાન પોતદાર સાહેબે વેચી દીધો હતો અને રૂ. ૧૫ થી ૨૦ હજારનું દેવું ચૂકવ્યું હતું. પરંતુ હજી દેવું તો ઘણું બાકી રહ્યું હતું. ૩૧ જુલાઈએ મકાન માલિકને ઓફિસનું ભાડું આપી શકાયું નહીં. એટલે પોતદાર સાહેબે એમને મકાનનો કબજો લઇ લેવા જણાવી દીધુ. પોતાના માણસોને પણ ઓફિસ ખાલી કરવા સૂચના આપી દીધી. ભોપાલમાંના બે ત્રણ ગોડાઉનો તો આ અગાઉ ખાલી કરી જ નાંખ્યા હતા. ઓફિસ ખાલી કરવાના દશ બાર દિવસ તો પોતદાર સાહેબે ખુબ જ વ્યથિત મનોદશામાં વિતાવ્યા હશે એમ જ માનવું રહ્યું. ૧૩ ઓગસ્ટ ૧૯૬૧ના દિવસે ઓફિસ ખાલી કરવાનું શરૂ કર્યું. એ દિવસે પોતદાર સાહેબ ઘેર ગયા અને ઉપરને માળે જતા રહ્યા તે છેક ૧૪ મે ૧૯૬૩ સુધી એટલે ૨૧ માહના ઉપર રહ્યા બાદ ગ્વાલીઅર જવા માટે જ નીચે ઉતર્યા હતા, જેનો ઉલ્લેખ આગળ કરવામાં આવશે.

ઓફિસ ખાલી કરવાનુ કામ ૧૪મી ઓગસ્ટે આખો દિવસ ચાલુ રહ્યું. ઘણો ખરો સામાન મકાનમાં ઉપર મુકવામાં આવ્યો અને બાકીનો થોડો સામાન ગોડાઉનમાં મૂકી દીધો. ૧૫મી ઓગસ્ટે મકાન પૂરેપૂરૂ ખાલી કરીને મકાન માલિકને કબજો આપી દીધો. આમ ૧૫ જુલાઈ ૧૯૫૪થી ઓફિસની શરૂઆત થઇ હતી તેનો ૬ વર્ષ અને એક મહિને અંત આવ્યો.

મકાનમાં—ઘરમાં ઉપરના ત્રીજા માળે ત્રણ ઓરડા હતા અને દાદર ચઢતાં જ એક નાની ઓરડી હતી, જેને હાલ તુરત ઓફિસ બનાવી દીધી. એજ ઓરડીમાં પોતદાર સાહેબે પોતાની ઓફીસ બનાવી અને પહેલાની માફક રોજ ૧૧ થી ૫ એમાં બેસવાનું રાખ્યું, જેથી કોઈ આવે તો તેને અહીં જ ઓફીસમાં મળી શકાય. આમ એકદમ ઓફિસ બંધ થવાથી—કરવાથી કોઈ લ્હેણદાર આવીને નકામો ફરે અને તોફાન કરે એવો એમને ભય હતો. સદ્‌ભાગ્યે કોઈ લ્હેણદાર આવ્યો જ નહીં. સેક્રેટરી શ્રી અંસારીએ પણ નોકરી છોડી દીધી. હવે તો એક પટાવાળો અને મોટર તો ન હતી જ્યાં ડ્રાઈવર રશીદ બે જ નોકરો રહ્યા હતા અને રોજ હાજર થતા હતા.

ઓફીસ બંધ થવા પછી પાંચ છ દિવસ પછી ગ્વાલીઅરમાંની રજીસ્ટ્રાર ઓફ કંપનીઝની ઓફીસમાંથી પોતદાર એજન્સી, મનોહર એજન્સી, પોતદાર સાહેબ તથા માતાજી ઉપર ૧૯૬૦ની સાલનો હિસાબ તથા વાર્ષિક રિપોર્ટ તરત જ મોકલવા માટે અને જો એ મોકલવામાં નહીં આવે તો કાયદેસર આગળની તજવીજ કરવામાં આવશે એવી મતલબની નોટીસ આવી. પોતદાર સાહેબની બન્ને કંપનીઓનું વાર્ષિક વર્ષ ૩૧ ઓક્ટોબરથી ૩૦ સપ્ટેમ્બરનું હતું. ૩૦ નવેમ્બર ૧૯૫૯ના હિસાબનું ઓડીટ, ઓડીટરને આપવાની રકમની જોગવાઈ ન થઈ શકવાથી ઓડીટ કરાવ્યું જ ન હતું. જ્યારે ૧૯૫૯ના વર્ષનું ઓડીટ થઇ શક્યું ન હતું ત્યારે ૧૯૬૦ની સાલનું ઓડીટ તો થઇ શકે એમ જ ન હતું અને કરાવ્યું પણ ન હતું. એટલે કંપનીના કાયદા મુજબ ગુનો તો થઈ ચુક્યો જ હતો. આ તમામ હકીકતથી ગભરાઈ જઈને પોતદાર સાહેબે અફલાતુન એક કાગળ પૂ. મહારાજશ્રીને લખ્યો જેમાં એમણે જણાવ્યું કે "ઓફિસ બંધ થવાથી હવે કોર્ટ, કચેરી, જેલ વગેરે દુઃખ ભોગવવાના આવશે એમ ચોખ્ખું દેખાય છે. એટલે હવે મારે શું કરવું એ બાબતમાં આપની સાથે વાતચીત કરવા માટે રેહવેનું ભાડું ગમે તેની પાસેથી લઈને હું અકલકોટ આપની પાસે આપને મળવા માટે આવું છું." ૨૨મી, ૨૩મી ઓગસ્ટે લખેલા આ કાગળનો જવાબ ૨૭મી ઓગસ્ટે બે તારથી આવ્યો. તારમાં જણાવ્યું હતું કે પૂ. મહારાજશ્રી તમને મળવા કે તમારી સાથે વાતચીત કરવા માગતા નથી એટલે આવશો નહીં. તારના જવાબમાં ફરી પોતદાર સાહેબે "મારે આવવાની ખાસ જરૂર છે અને હું આવું જ છું" એમ લખી જણાવ્યું. એના જવાબમાં ફરી ૩૧ ઓગસ્ટના રોજ તારથી જણાવવામાં આવ્યું કે પૂ. મહારાજશ્રી બહાર જઈ રહ્યા છે એટલે મળી શકશે નહીં.

તારની સાથે મઠનો મેનેજરે લખેલો એક પત્ર પણ પોનદાર સાહેબને મળ્યો જેમાં જણાવ્યું હતું કે "તમને આવવાની મના કરવામાં આવી છે જ્યાં જેને હક કરીને આપેલો તો ગુરુમંદિરમાં (બાલાપ્પા મઠ જેને પૂ. મહારાજશ્રી ગુરુમંદિર કહેતા હતા) તમને પ્રવેશ નહીં મળે." આ કાગળ અને ત્રણ તારેનો પોનદાર સાહેબના મન ઉપર કેટલો આઘાત લાગ્યો હશે એ અમે તો કહી શકીએ એમ નથી. જ્યાં તારમાં તથા કાગળમાં શું લખ્યું છે એ એમણે અમને જણાવ્યું.

પોનદાર સાહેબ તો પોતાના ભોપાળના અને ઈંદોરના ઘર કરતાં પણ અક્કલકોટને વધારે મહત્ત્વનું માનતા હતા. પરંતુ એમની આ માન્યતા હમણાં તો ખોટી પડી હતી.

૬ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૬૧ના રોજ અમે બધા ઈંદોર જવા નીકળ્યા. મારા જન્મ પછીનો બસનો આ પહેલો જ પ્રવાસ હતો. પોનદાર સાહેબ એકલા ભોપાલ રહ્યા હતા જ્યારે અમારી સાથે એમણે ડ્રાઈવર રશીદને મોકલ્યો હતો. ઈંદોરમાં ભાડાના ઘરમાં રહેવાની માતાજીની આજ્ઞા હતી. પહેલાં અમે અમારા બાપદાદાના મકાનમાં માર્તંડ ચોકમાં રહેતા હતા તેને બદલે અમારા મામાની મદદથી એમના ઘરની નજીક એક સસ્તા ભાડાની ઓરડી રાખીને ત્યાં રહેવાનું નક્કી કર્યું. ચારેક મહિના અમે આ મકાનમા રહ્યા. આ મકાનમા રહેતા હતા ત્યારે જ ૧૯૬૧ના નવેમ્બર માસમા મારી નાની બહેન વિજયાનો એક હોસ્પીટલમાં જન્મ થયો. હું તથા મારી ત્રણે નાની બહેનો ઈંદોરમા જ જન્મ્યાં છીએ.

આ ચાર મહિના પોનદાર સાહેબે એકાંતવાસમા જ ગાળ્યા. ૧૯૬૧ના ડિસેમ્બરની ૩૧મી તારીખે અમે બધાં વિજયાબહેનને લઈને ભોપાલ આવી ગયા અને ભોપાળના ઘરમા આનંદથી રહેવા મળ્યું એટલે અમે ૧૯૬૨ની સાલ આનંદમાં જ જશે એવી આશાએ ૬૧ની સાલને વિદાય આપી દીધી.

૧૯૬૨ની સાલ વીતી તો ગઈ પરંતુ એ સાલમા અમને જે આઘાતો લાગ્યા—જે આફતો આવી તે તો ભૂલાતી જ નથી. અક્કલકોટનું મંદિર જ્યાં અમે રજાના દિવસોમાં ખૂબ જ આનંદ કરતા હતા તે આ સાલમા જ અમારે માટે બંધ થયું હતુ. ભણવાનુ પણ બંધ થયું હતું. શરૂઆતમાં તો અમને લાગતું હતું કે અમે નાપાસ થતા હોવાથી પિતાજીએ ગુસ્સામા જ અમને

ઉપાડી લીધાં હશે, પરંતુ પછીથી અમને ખબર પડી કે એમણે તો અમારે માટે એજ નિર્ણય કર્યો હતો. એમનો આ નિર્ણય વ્યાજબી હતો. કોઈ વખત અમે જે મોટર વગર બહાર નીકળતા ન હતા તે મોટર પણ ૧૯૬૧માં જ વેચી દેવામાં આવી. અમને તો મોટરમાં જ ફરવાની ટેવ પડી હતી. એટલે જ્યારે જ્યારે હું સાઈકલ શીખવાની વાત કરતો ત્યારે પિતાજી મોટો થઈને કાર શીખી જજે એમ જ કહેતા હતા. આજ સુધી હજી હું સાઈકલ શીખ્યો નથી. પગપાળો જ ફરું છું અને એનો જ મને શોખ છે. અમે ક્યારેય પણ અમારા ખર્ચને માટે "પૈસા નથી" એવું સાંભળ્યું ન હતું. આ ૧૯૬૧ની સાલમાં જ એ શબ્દો સાંભળવા પડ્યા.

એટલે તો અમારા બાળમનમાં ૧૯૬૧ની સાલને વિદાય આપતાં ખૂબ જ આનંદ થયો હતો.

---



નાની બેબી વિજયાના લાડ-પ્યારથી ભોપાલના વસવાટમાં ૧૯૬૨નો આરંભ થયો. પોતદાર સાહેબે પોતાના ચાર મહિનાના એકાંત વાસની હકીકત અમને કહી અને અમે અમારા ચાર મહિનાના વિનોદો એમને સંભળાવ્યા. ત્રણ મહિના પછી હું તો ઈન્દોરથી આવી ગયો હતો. આગલે મહિને દોસ્તોની સાથે રમતાં રમતાં એક મોટર સાથે અથડાયો હતો. પરિણામે કેટલાય દિવસો સુધી મારે ઘરમાં જ પથારી વશ રહેવું પડ્યું. આ પછી તો મેં તમામ મિત્રોની સોબત છોડી દીધી હતી.

સન ૧૯૫૮થી પોતદાર સાહેબે પોતાનો જીવનક્રમ અનેક નિયમો કરીને નિયમબદ્ધ કરી નાંખ્યો હતો. એ જ વખતે એમણે વાંચતાં લખતાં ચશ્માનો ઉપયોગ કરવાનું પણ બંધ કરી દીધું હતું. ભોપાલમા નોકરી કરતા હતા ત્યારે દર મહિને કોઈ ને કોઇ સ્થળે મુસાફરીમાં જવું પડતું હતું એ વખતે ટ્રેઈનમા સમય વિતાવવાને માટે એ નવલકથાઓ વેચાતી લેતા અને પુરી કર્યા પછી કોઈને આપી દેતા હતા. આવી જ એક મુસાફરીમાં એમની આંખોમાં એકદમ તકલીફ થવા લાગી અને એને લીધે માથું સખત દુખવા લાગ્યું. આ વખતે એ મુંબઈ જતા હોવાથી ત્યાં પહોંચી એમણે આંખો તપાસાવી અને ત્યારથી એમણે ચશ્મા પહેરવાનું શરૂ કરેલું. ૧૯૫૧થી એમણે વાંચતી અને લખતી વખતે ચશ્મા વાપરવાના શરૂ કર્યા. અને હવે તો તેમને માટે ચશ્મા વગર વાંચવું લખવું મુશ્કેલ થયું હતું. પરંતુ ગજવામા ચશ્મા રાખીને ફરવાનું એમને પસંદ ન હોવાથી એક જોડ ઓફિસમાં, એક જોડ ઘરમાં અને એક ચશ્માની જોડ મુસાફરીમાં સૂટકેસમાં જ રાખી મુકતા હતા. સન ૧૯૫૮માં જ્યારે એમણે કેટલાક નિયમો નક્કી કર્યા ત્યારે એ પણ વિચાર કર્યો કે આ શરીરને ચશ્મા ઉપર ક્યાં સુધી આધાર રાખવો પડશે? શરીરની આ નિર્બળતાને દૂર કરવી જ જોઇએ. આમ પૂરેપૂરો નિશ્ચય કરીને એમણે ચશ્મા પહેરવાનુ બંધ કર્યું. જો

કે આથી એમને શરૂઆતમાં ચાર છ દિવસ તકલીફ રહી હશે તો પણ પછીથી એમની આંખોનું તેજ પહેલાં હતું તેવું જ થઈ ગયું. એટલે ચશ્મા તો હંમેશને માટે છૂટી ગયા. પોતદાર સાહેબે લખેલા તમામ પુસ્તકો ચશ્મા છોડી દીધા બાદ જ લખ્યાં છે. ચશ્મા છોડ્યા પછી એમણે રાત્રે લખવા વાંચવાનું બંધ કરી દીધું અને અમને પણ કહેતા હતા કે રાત્રે લખવા વાંચવાથી આંખનું તેજ જરૂર ઓછું જ થાય છે.

૧૯૫૮થી જ એમણે ધોબીને ત્યાં ધોવડાવેલાં કપડાં પહેરવાનું બંધ કર્યું હતું. અને પોતે જ પોતાના પહેરણ અને ધોતિયું ધોઈ લેતા હતા. એટલું જ નહીં પણ જમ્યા પછી પોતાના એઠાં વાસણો પણ પોતે માંજી લેતા હતા. પરંતુ હવે ૧૯૬૨ની શરૂઆતમાં જ એમણે આ બંને કામો ઘરના માણસો પર છોડી દીધાં હતાં. અમારે બાળકોને શાળામાં જવા માટે કપડાં ધોવા ધોબીની જરૂરિયાત પડતી હતી. પરંતુ હવે અમારે શાળામાં જવાનું બંધ થયું હોવાથી આપોઆપ ધોબી અમારે ત્યાંથી બંધ થઈ ગયો.

ઇંદોરથી પાછા આવ્યા પછી અમે જોયું કે ઘરમાં રેડિયો, સીવવાનો સંચો વગેરે દેખાતા ન હતાં. પૂછવાથી ખબર મળી કે એ તમામ વસ્તુઓ વેચીને જ અમને ઈંદોર પૈસા મોકલાવ્યા હતા. અને હવે તો ઘરનો ખર્ચ ક્યાંથી કાઢવો એ પ્રશ્ન અમારી સામે ઊભો થયો હતો. એટલે ઘરમાં રહેલા પંદર વર્ષના બે લોખંડના કબાટો વેચી દઈને ઘરમાં જરૂરી ચીજો વસાવી લીધી. આખા ઘરમાં રહેલી વસ્તુઓ વેચીસાટીને આ સાલ જેમ તેમ અમે નિભાવ્યું હતું. આ તમામ ચીજો વેચતી વખતે પોતદાર સાહેબને જરાપણ મનમાં સંકોચ કે અરેરાટ થતો નહીં. ઉલટ વેચાણની કિંમત હાથમાં આવતાંની સાથે જ પહેલાંની માફક તેઓ ખર્ચી નાખતા હતા. આજે પણ એમની દૃઢ માન્યતા છે કે "જે ચીજ પૈસાથી વેચાતી લઇ શકાય છે એની કોઈ કિંમત નથી કારણ કે એ તો ગમે ત્યારે ઇચ્છા થાય ત્યારે પૈસાથી ખરીદી શકાય છે, પરંતુ મનુષ્ય પોતાના અંતરના ઊંડાણમાં તો એ ચીજ ઇચ્છે છે, જે કરોડો કે અબજો રૂપિયાથી ખરીદી શકાતી નથી. એને જરૂરી માર્ગદર્શનના અભાવે એ પોતાની ઇચ્છિત ચીજ વસ્તુ મેળવી શકતો નથી. એટલે એ નકામી તરેહ તરેહની તુચ્છ વસ્તુઓ એકઠી કરે છે."

ઘરમાના કેટલાક ઘરેણાં અને ચાંદીની વસ્તુઓ વેચીને જે રૂ. ૪૦૦૦/-ની રકમ મળી હતી તે ઓફિસ ખર્ચમાં વાપરી નાખી હતી. એ પછી પણ જે

ઘરમાં બાકી સિલક રહ્યા હતા તે એકએક બબ્બે કરીને વેચીને નિકાલ કર્યો હતો.

૧૯૬૨ની શરૂઆતથી જ પોતદાર સાહેબે પૂજા વગેરે બંધ કરી દીધાં હતાં. માનસિક તપ માટે ધ્યાનમાં બેસવાનું પણ બંધ કરી દીધું હતું. પૂજા પછી એમની ઇચ્છા વિરૂદ્ધ 'મારી હાલત સારી થઈ જાય' એવી પ્રાર્થના એમના મોમાંથી નીકળતી એટલે જ પૂજા કરવાનું એમણે છોડી દીધું હતું. કારણ કે પ્રાર્થના કરવી અગર દુઆ માગવી એ કૃત્ય એમને યોગ્ય લાગતું ન હતુ. એમણે પોતાના પુસ્તકમાં જ લખ્યું હતું કે " ઇશ્વર સર્વજ્ઞ હોય એ બધું જ જુએ છે. એણે તમને બધું જ આપ્યું છે. પછી એની પાસે કાંઈ પણ માંગવાનો શો અર્થ ? "

પોતાને જોઈતી હતી તે વસ્તુ એમને મળી ચૂકી હતી એટલા જ કારણસર કદાચ એમણે માનસિક તપ અને ધ્યાન પણ છોડી દીધાં હશે. અને એટલે જ ધ્યાનમાં બેસવાનું એમને નિરર્થક લાગ્યું હોવું જોઈએ. એમનો અભ્યાસ હવે એટલો થયો હતો કે એ હવે ઇચ્છા થાય ત્યારે અને ઇચ્છે તેટલો સમય કલાકો સુધી મનને કેંદ્રિત કરી શકતા હતા.

૧૯૫૮થી એમણે શરૂ કરેલાં ઉપવાસ વ્રત વગેરે પણ ૧૯૬૨ની શરૂઆતથી એમણે બંધ કર્યાં, એટલું જ નહીં પણ સ્ત્રીઓએ કરવાના વ્રતો જે માતાજી જ કરતા હતા તે પણ એમણે બંધ કરાવ્યાં. પોતાના અનુભવની એક વાત કહેતા કે " વ્રત અને ઉપવાસ કરવાથી કોઈપણ દેવ-દેવી પ્રસન્ન થાય છે એમ ચોપડીઓમા લખીને લોકોમાં કેવળ મિથ્યા ભ્રમ જ ફેલાવવામાં આવ્યો છે. " એમણે પુસ્તકોમાં લખ્યું છે તેમ " શારિરીક તપને માટે ખાવા પીવામાં નિયંત્રણની જરૂર છે પરંતુ એને માટે કોઈ ખાસ તિથિ, માસ કે તારીખ હોવી જોઈએ એ કાંઈ જરૂરનું નથી. કોઈપણ તપસ્વી પોતાની જ ઈચ્છા મુજબ શરૂઆતમાં થોડું અને પછી વધારે મજબૂત નિયંત્રણ-ખાનાપીવાની બાબતમા-નક્કી કરી શકે છે. આ વ્રત ઉપવાસનો હેતુ તો એજ છે કે એ ગમે તેટલું ખાય તો પણ એને અપચો ન થવો જોઈએ. અગર ગમે તેટલા દિવસ ઉપવાસ કરે તો એનામાં અશક્તિ ન આવે કે ગમે તે ખાય તો શરીરમાં બગાડ ન થાય. આ મુખ્ય હેતુ તો અત્યારના ચાલુ વ્રત ઉપવાસથી કદી સિદ્ધ થતો જ નથી. "

પહેલાં અમારા ઘરમાં દરેક તહેવાર ઉજવાતો હતો તે પણ અમને બાળકોને

સમજાવીને—બાળકોને સમજણ પડે એવી દલીલો કરીને અને બાળકો કબૂલ રાખે તે પછી, ૧૯૬૨થી તમામ તહેવારોની ઉજવણી પણ બંધ કરાવી દીધી હતી. એમની દલીલોમાં પૈસાની કમીનો તો કોઈ સવાલ એ લાવતા નહીં પરંતુ આ ઉત્સવોને જે ધાર્મિકરૂપ અપાતું, એને જે રીતે રંગવામાં આવતા—સમજાવવામાં આવતા, તેમાં રહેલા ધર્મના ખોટા સ્વરૂપ ઉપર જ એ ટીકા ટીપ્પણી કરતા હતા. અમારા બાલમાનસ પર ઠીક ઠીક અસર પડતી. અમને ગમતું પણ હતું. એમના વાક્યોમાં રહેલું તથ્ય અમે સ્વીકારતા અને આજે પણ સ્વીકારીએ છીએ. પોતદાર સાહેબ તો હિંદુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓના તહેવારોમાં પણ માનતા હતા. એમને મન એ તમામ સરખાં જ હતા એ જોઈને અમને હસવું આવતું હતું. એ તો માનતા હતા કે તહેવાર એટલે તહેવાર—ઉત્સવ અને એ દરેક મનુષ્યને માટે હોવા જ જોઈએ. તહેવારને અને ન્યાત, જાત સંપ્રદાયને વળી સંબંધ ક્યાંથી અને શા માટે હોવો જોઈએ ? એનાથી તો ઉલટું સાંપ્રદાયિક વેરઝેર વધે છે. અને તમામ મીઠાસ જતી રહે છે. અમે જ્યારે પૂછતા કે અમે કોઈ તહેવારમાં ભાગ લઈ શકીએ ખરા ત્યારે એ કહેતા કે “આપણો રાષ્ટ્રીય તહેવાર ૧૫ ઓગસ્ટ અને ૨૬મી જાનેવારી છે એટલે ભાગ જ જો લેવો હોય તો આ બે તહેવારોમાં ભાગ લેવો જોઈએ.”

અત્યાર સુધી જે લખાણ કર્યું છે તેના ઉપરથી એટલું જોઈ શકાય છે કે પોતદાર સાહેબના પોતાના જીવનમાં ૧૯૫૪થી ૫૮ સુધીમાં જે ક્રાંતિ અગર પરિવર્તન થયું હતુ તેની અસર ૧૯૬૨માં અમારા ઉપર સખત રીતે દેખાતી હતી. હવે તો તેઓ ચોવીસે કલાક અમારી સાથે જ રહેતા હતા. કોઈ જગ્યાએ કોઈપણ વખત એ બહાર જતા જ ન હતા. એટલે તો અમારી બધાની હિલચાલ પર એમની તીક્ષ્ણ દૃષ્ટિ સતત રહ્યા કરતી. એમાંથી અમને ઘણો જ ફાયદો થયો. અને અમને ખાત્રી છે કે ભવિષ્યમાં પણ ફાયદો જ થશે.

૧૯૬૮ના મેની ૨૬મીએ પોતદાર સાહેબ એક એવા એક કાવ્યનું ચિંતન કરતા હતા. કાવ્યની પહેલી લીટી હોઠ પર આવી એટલે એમણે તરત જ એ કાવ્ય પૂરું લખી નાખ્યું. કાવ્ય લખ્યું તો ખરું પણ હવે શું ? એમણે તરત જ એ કાવ્ય અકલંદાર મોકલી આપ્યું. ગયા ઓગસ્ટમાં તાર આવ્યો હતો તે પછી પોતદાર સાહેબની મુશીબતો અંગે એકપણ તાર કે પત્ર આવ્યો ન હતો. એમ ગમતું હતું કે એ તો પોતદાર સાહેબનો અંગત પ્રશ્ન હતો અને અકલકોટમાં કોઈને કાંઈ સંબંધ એની સાથે હતો જ નહીં. પરંતુ એમણે અખબારોમાં જે

કામની પ્રતિજ્ઞા લીધી હતી એ કામને અંગે જે કાંઈ સાહિત્ય એ લખતા તે અકકલકોટ મોકલતા અને તેના જવાબમાં એમની પ્રસંશાના રૂપમાં એક બે લીટીઓ અગર પત્ર જરૂરથી મોકલવામાં આવતો હતો.

આ કાવ્ય અકકલકોટ મોકલ્યા પછી ફરી પાછું જ્યાં જુને એક નવું કાવ્ય સ્ફૂરી આવ્યું તે પણ લખીને અકકલકોટ મોકલી આપ્યું એટલેનીમાંથી એક પત્ર આવ્યો હતો કે આ કાવ્યો સાંભળ્યા પછી પૃ. મહારાજશ્રી બોલ્યા હતા કે " એક મહાનુભાવની અનોખ લોકકલ્યાણકારી વાણી. " એમણે એમ પણ કહ્યું હતું કે " આ બન્ને કવિતાઓ અહીં જ છપાવીશું. અને પૂ. મહારાજશ્રીએ પ્રથમ કાવ્યનું શિર્ષક ' ધર્મ ગાથા ' રાખ્યું છે અને બીજાનું ' કિમયા ' રાખી પુસ્તકનું નામ ' ભ્રમર-ગાન ' રાખવાનું સૂચવ્યું છે. " આ કાગળમાં ૧૫મી જાનેવારી ૧૯૬૨માં ઉજ્જૈનમા જે ભાષણ કર્યું હતું ( તપનું મહત્વ ) તેની પણ એક નકલ આ પુસ્તકમાં છપાવવા માટે મંગાવવામાં આવી હતી.

આટલી મુશીબત અને મુશ્કેલી ભરેલી સ્થિતિમાં પોતાને માટે ' મહાનુભાવ ' શબ્દ વપરાયો જોઈને પોતદાર સાહેબને જરા વિચિત્ર તો લાગ્યું અને પોતાની મુશીબતોની હકીકત લખવામાં આવે છે ત્યારે આશ્વાસન તો નથી મળતું પરંતુ સહાનુભૂતિ પણ નથી મળતી તેથી જરા ગુસ્સો પણ આવ્યો. નિદાન કાગળના જવાબની આશા તો રાખવામાં આવે છે અને બીજી બાજુ પોતાને ' મહાનુભાવ ' કહેવામાં આવે છે. આથી ગુસ્સામાં એમણે એક કાગળ લખ્યો ત્યારે ત્યાંથી જવાબ આવ્યો કે " એક મહાનુભાવની અનોખ કલ્યાણકારી વાણી " એ જ પૂ. મહારાજશ્રીનો જવાબ છે, મતલબ કે " તમે તમારી જાતને સાંસારિક અને વ્યવહારિક બાબતમાં ગમે તેટલા નીચા ધારો તો પણ પૃ. મહારાજશ્રીની દૃષ્ટિમાં તો આપ મહાનુભાવ જ છો. "

છેવટે આ પુસ્તક ' ભ્રમર-ગાન ' શ્રી પારખે સાહેબના પ્રેસમાં પુનામા છાપવામાં આવ્યું. છાપવામાં કેટલીક મુદ્રણની ભૂલો જોઈને પોતદાર સાહેબ ગુસ્સે થઈ ગયા કે આમ તો મને બિલકુલ સાધનહીન અને ગરીબ બનાવી દીધો છે અને જેની પાસે આ પુસ્તક છપાવ્યું છે તેમને એટલું પણ સમજાયું નહીં કે એક પ્રુફરીડર તો રાખી લેવો જોઈએ. આ અંગેનો એક કાગળ પણ એમણે અકકલકોટ લખી નાંખ્યો.

આમ સમય વિતતો ગયો ને ઓગસ્ટ મહિનામાં ફરી એક કવિતા સ્ફૂરી.

તેનું શિર્ષક પોતદાર સાહેબે "મંદિર, મસ્જીદ, ગુરુદ્વારા" રાખ્યું અને અક્કલકોટ મોકલી આપી. આ કાવ્ય એમણે ખૂબ કાળજીથી લખ્યું હતું એટલે અક્કલકોટથી શું જવાબ આવે છે એની એ રાહ જોવા લાગ્યા. પરંતુ જ્યારે એ કાવ્ય પહોંચ્યાની પાવતી મુદ્ધાં ન આવી ત્યારે પોતાની સ્થિતિ દર્શાવતી આ અરજી-કવિતાના રૂપમાં લખી મોકલી. ટિકિટને માટે પણ પૈસા ન હોવાથી "કાવ્ય"નું પાર્સલ ટિકિટ ચોઢ્યા વગર જ મોકલી આપ્યું. એના જવાબમાં પૂનાથી પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી રૂ. ૫૦૦) મળ્યા અને અક્કલકોટથી એક ૨૨મી સપ્ટેમ્બરે તાર પણ મળ્યો. તાર શબાદેએ મહારાજશ્રીની આજ્ઞાથી મોકલ્યો હતો અને એમાં લખ્યું હતું કે "અક્કલકોટ સિવાયના બીજા કોઈપણ નિરુપદ્રવી સ્થળે જતા રહો. તમને બધું જ કહેવામાં આવ્યું છે. સમજાય એ મુજબ યોગ્ય લાગે તેમ કરો. કરી શકો છો." તેર માસ પછી એક તાર આવે અને તે પણ આ શબ્દોમાં આવે એ પોતદાર સાહેબને માટે એક નવો જ અનુભવ હતો. એથી તો એ આનંદીત જ નહીં પરંતુ આશા તથા ઉલ્લાસથી પ્રફુલ્લ થઈ ગયા. તે રાત્રે ૯-૩૦ થી ૨-૩૦ સુધી અમારા બધાની સાથે પૂ. મહારાજશ્રીના ગુણગાન કરતા રહ્યા. અમે પણ ખૂબ પ્રસન્નતાથી સાંભળી રહ્યા.

આ સપ્ટેમ્બરની શરૂઆતમાં ઘરના ભાડા માટે મકાન માલિકે વકીલ મારફત નોટીસ મોકલાવી હતી. ઓકટોબરની પહેલી તારીખે તમામ ભાડું ચૂકતે કરીને મકાન ખાલી કરી દેવાની અને નહીંતર કાયદેસર પગલાં ભરવામાં આવશે એવી નોટીસ હતી. પોતદાર સાહેબે આ નોટીસનો કોઈ જવાબ આપ્યો ન હતો. એમણે એક કાગળ અક્કલકોટ લખ્યો અને તેમાં જણાવ્યું હતું કે આ નોટીસને કારણે અમે ઘર તો ખાલી કરવાના નથી. ઘરમાંથી કાઢી મુકવામાં આવશે તો નીકળી જઈશું અને પછી પગે ચાલતા ચાલતા અક્કલકોટ આવી મઠના ઓટલા ઉપર પડી રહીશું. આ કાગળના જવાબમાં તાર આવ્યો જેમાં જણાવ્યું હતું કે "તમને પૂ. મહારાજશ્રીએ વારે વારે કહ્યું છે કે અહીં આવશો નહીં. એઓ તમારી સાથે બોલવા માગતા નથી. તેમ મળવા પણ માંગતા નથી એટલે તમે કોઈ બીજી જગ્યા ખોળી કાઢો અને ત્યાં રહો." પોતદાર સાહેબે તો એમજ કાગળ લખી નાખ્યો હતો કારણ કે બધાને લઈને પગે ચાલતા ૭૦૦ માઈલ મુસાફરી કરવાનું અશક્ય હતું પરંતુ મહારાજશ્રીએ તો એ વાત શબ્દ માનીને સ્પષ્ટ ના જ પાડી હતી.

૨૨ સપ્ટેમ્બરના તારથી જે આનંદ મળ્યો હતો તે આ તાર પછી તો નષ્ટ થઈ ગયો.

બરાબર આ વખતે જ ઓકટોબરમાં કંપનીઓના રજીસ્ટ્રારે કંપની એક્ટના ઉલ્લંઘન–ભંગ માટે ગ્વાલીયરની ફોજદારી કોર્ટમાં જે કેસ દાખલ કર્યો હતો તેનો સમન્સ પણ મળ્યો. સમન્સમાં ૧૭મી ઓકટોબરે કોર્ટમાં હાજર રહીને જવાબ આપવાનો હતો. પોતદારે સાહેબે પોતાની પાસે ગ્વાલીયર આવવા જવાના પૈસા ન હોવાથી પોતે કોર્ટમાં હાજર નહીં રહી શકે એવી મતલબનો જવાબ આપી દીધો.

ઓફીસ બંધ થયા પછી પણ પોતદાર સાહેબ પર ઇન્કમટેક્ષ ઓફીસમાંથી આવકવેરા માટે નોટીસ આવતી હતી. સન ૧૯૬૧–૬૨ માટે ૫–૭ નોટીસો તો મળી હતી પરંતુ પોતદાર સાહેબ એક પણ વખત હાજર થયા ન હતા. ૧૯૬૧માં સપ્ટેમ્બર માહિનામાં પહેલી સૂચના મળી ત્યારે જ તેમણે ઈન્કમટેક્ષ ઓફિસમાં જવાબ લખી દીધો હતો કે "મારી પોતાની તો કોઈ જ આવક નથી અને સૂચનામાં જે તારીખ જણાવી છે તે તારીખે તો હાજર રહી શકું એમ નથી. મારે ઘણું દેવું થઈ ગયું છે એટલે દિવસમાં કોઈપણ વખતે લ્હેણદાર આવી ચડે તો તેને યોગ્ય જવાબ આપવાની મારી ફરજ છે એમ મને લાગે છે. આપનો ઓફીસનો સમય જ મારે લ્હેણદારોને મળવાનો સમય છે એટલે આપ કોઇ ઇન્સ્પેકટરને મોકલીને એમની મારફત જે માહિતી જોઈતી હોય તે મંગાવી લેશો." આ પછી એમના તરફથી એક ઈન્સ્પેક્ટર આવીને પૂછપરછ કરી જોઇતી માહિતી મેળવી ગયા. પરંતુ ૧૯૬૧માં ફરીથી ઇન્કમટેક્ષ ઓફિસે પોતદાર સાહેબની ૧૮૦૦૦ની આવક ગણીને એક હજારનો આવક વેરો ભરી જવાની સૂચના મોકલી આપી. ત્યારે પોતદાર સાહેબે જવાબ લખી મોકલ્યો કે "મેં તો ૧૪ નયા પૈસાની કમાણી કરી નથી એટલે આવકવેરાની રકમ આપી શકાય એમ નથી."

અત્યાર સુધી ઓફીસના જે બે નોકરો રહ્યા હતા તે પણ પગાર નિયમિત ન મળતો હોવાથી નોકરી છોડી ગયા. ઘરમાં જે નોકર હતો તેને પણ ૧૯૬૧ની સાલમાં છુટો કર્યો હતો. ફક્ત એક વાસણ માંજનારી બાઇ રહી હતી. એને પણ આ વર્ષે મે માસથી છુટી કરી દીધી. હવે તો ઘરનું તમામ કામ ઘરના માણસોએ જ કરવા માંડ્યું અને આજ સુધી એ જ સ્થિતિ ચાલુ રહી છે. પોતદાર સાહેબ સ્વાવલંબી જીવનમા માનતા હોવાથી એમને તો આથી ખૂબ આનંદ થયો હશે.

૧૯૬૦થી "પોતદાર એજન્સી" ની એજન્સીઓ બંધ પડવાનું શરૂ થયું

એક આરોપી તરીકે મેજીસ્ટ્રેટની સામે હાજર થવું પડે છે. વિધિની કેટલી વિચિત્રતા !

કોર્ટનું કામકાજ તો વખતસર શરૂ થયું. પોકાર થયો અને તેઓ હાજર પણ થયા. પોતદાર સાહેબે તો આર્થિક સંકડામણને લઇને કંપનીના હિસાબ તપાસાવ્યા નથી અને રજીસ્ટ્રારને વાર્ષિક રિપોર્ટ મોકલ્યા નથી એ વાત કબૂલ કરી લીધી. મેજીસ્ટ્રેટે આ કબૂલાત ઉપરથી ચૂકાદો આપ્યો કે મનોહર ઈન્ડસ્ટ્રીઝ અંગે રૂા. ૭૫) દંડ અથવા ૧૨ દિવસની કેદ અને એમ. જી. પોતદારને રૂા. ૫૦) દંડ અથવા દસ દિવસની જેલની સજા ફરમાવવામાં આવે છે. સજા થઇ એટલે પોતદાર સાહેબે કહ્યું કે "હું તો ફક્ત ગ્વાલીઅર જવા આવવાનું ભાડું જ લાવ્યો છું." એટલે મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો કે "ત્યારે તો તમારે જેલમાં જવું જ પડશે" એમ કહીને ખુરસી બતાવી તે ઉપર બેસવા જણાવ્યું. પોતદાર સાહેબ એક પોસ્ટકાર્ડ અને પેન લાવ્યા હતા તેનાથી માતાજીને એક કાગળ લખીને હવે તો બાવીસ દિવસ પછી જ ભોપાલ આવીશ એમ જણાવી દીધુ. પોસ્ટકાર્ડ રસ્તામાં કોઈ (પોસ્ટબોક્સમાં) ટપાલ પેટીમા નાંખી દેવાનો વિચાર કરી ખિસ્સામાં મુકયો.

આજ કેસમાં બીજા એક ડાયરેકટર તરફથી ભોપાલના એક વકીલ હાજર થયા હતા. પોતદાર સાહેબ અને એમની વચ્ચે ઝાંસી સ્ટેશન પર અહીં આવતી વખતે જ ઓળખાણ થઈ હતી. પોતદાર સાહેબ એમને બીલકુલ ઓળખતા ન હતા પરંતુ વકીલ એમના તરફ ખૂબ આદર અને માનની દૃષ્ટિથી જોતા હતા એમ સ્ટેશન પર થયેલી વાતચીત પરથી પોતદાર સાહેબને લાગ્યું. આ વકીલ સાહેબ બાર વાગે કોર્ટમાં આવીને કહેવા લાગ્યા કે "ફક્ત રૂા. ૧૨૫) ખાતર તમારે જેલમાં જવું પડે એ તો મારાથી સહન થતું નથી. મારા એક સ્નેહી પાસેથી હું રૂપિયા લાવ્યો છું અને એ આપ કોર્ટમાં ભરી દો. હું એમ માનીશ કે મેં આ કેસમાં મફત જ કામ કર્યું છે." ઘણું કરીને શ્રી ગુપ્તા વકીલ હતા. પોતદાર સાહેબે એમની પાસેથી રૂપિયા લઇ કોર્ટમાં જમા કરાવ્યા અને પહેલી ગાડી પકડી ભોપાલ રવાના થઈ ગયા. વકીલને તો બીજે દિવસે કોઈને મોકલી રૂપિયા મંગાવી લેવા કહ્યું હતું એટલે બીજે દિવસે એમનો માણસ આવીને રૂપિયા લઈ ગયો.

અત્યાર સુધીના એમના જીવન ઉપરથી એટલું તો જોઈ શકાય છે કે આ પ્રસંગ એમને માટે અત્યંત વિકટ અને દુઃખદાયક હતો અને એની એમના

માનસપટ ઉપર કાંઈને કાંઈ વિપરિત અસર પણ થઈ હતી. એટલે જ એમણે ત્રણ સાડાત્રણ મહિના સુધી પૂનાના સત્સંગ મંડળ માટે એક પણ લેખ મોકલ્યો ન હતો. અને છેવટે જ્યારે લખવા બેઠા ત્યારે ચાર નાના લેખ 'જીવન સંઘર્ષ' પર લખી મોકલ્યા. 'જીવન સંઘર્ષ'ની પરિભાષા સમજાવવાને માટે જ જાણે આ પ્રસંગ ન બન્યો હોય ? શી ખબર ? એમને જ ખબર !

જીવનસંઘર્ષ પરના લેખો પૂનાના લોકોને ખૂબ પસંદ પડ્યા પરંતુ આથી એમણે પોતદાર સાહેબ પાસે આ વિષય પર બીજા લેખોની માંગણી કરી ત્યારે એમણે એ વિષય પર લખવાનું જ છોડી દીધું. એમણે એમ વિચાર્યું કે ફક્ત વધારે લેખો લખવાથી લોકોને વધારે લાભ નથી થતો. આજ વિષય પર શેષ, અશેષ એ નામથી એમનો એક લેખ 'ધર્મપાઠ' પુસ્તકમાં છપાયો છે. આમ એમણે વધુ લેખ લખવાનું બંધ કર્યું ત્યારે શ્રી કુલકર્ણીએ તમામ લેખોનો સંગ્રહ 'ધર્મપાઠ'માં છપાવ્યો અને ૧૯૬૪ના માર્ચમાં એ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. પોતદાર સાહેબે આ પુસ્તકમાં પોતાના વિચારો બહુ જ સ્પષ્ટ કર્યા છે. એટલે આ પુસ્તકમાં એમના 'ધર્મસંબંધી વિચારો આ જીવનચરિત્રમાં આપ્યા નથી. આ સિવાય એમના બીજા પુસ્તકોમાંથી પણ ધર્મ પરતા એમના વિચારો જાણી શકાય છે.

૧૯૬૩ના સપ્ટેમ્બરના અંતમાં 'મઠ, મંદિર, મસ્જીદ, ગુરુદ્વારા' પુસ્તક છપાઈ ગયું હતું. આ કવિતા તો ૧૯૬૨ના ઑગસ્ટમાં અક્કલકોટ મોકલાવી હતી પરંતુ એ મળી છે કે નહીં એની કોઈ ખબર અમને મળી ન હતી. ૧૯૬૩ના ઑગસ્ટમાં એમના ભાઈ શ્રી ગજાનન પોતદારે જ્યારે દાદીમાને ભોપાલ મુકવા માટે ખાસ મુંબઈથી આવ્યા ત્યારે એ કાવ્યમાં રહેલા માત્રા વગેરેના દોષ બતાવ્યા ત્યારે માત્રા દોષ કોને કહેવાય એની પોતદાર સાહેબને સમજણ આપી. એટલે પોતદાર સાહેબે એમની સૂચના મુજબ સુધારીને ફરીથી અક્કલકોટ એ કાવ્ય મોકલી આપ્યું. પોતદાર સાહેબ ચાર વર્ષથી ઈંદોર દાદીમા પાસે ગયા જ ન હતા એટલે દાદીમા એમને મળવા ભોપાળ આવ્યાં અને એક બે દિવસ રહીને પરત ચાલ્યા ગયા. બીજી બાજુ જ્યારે કાવ્યની નકલ અક્કલકોટ પહોંચી ત્યારે ત્યાંથી કાગળ આવ્યો કે " આ સાહિત્ય છપાય તો સારું એવું ધર્મકાર્ય થાય. " અક્કલકોટથી આવેલા કાગળમાં આ કવિતા સાથે ૧૯૬૩ના ફેબ્રુઆરીમાં લખેલી એક નાની પુસ્તિકા 'Last Step'–'છેલ્લું સોપાન' પણ મોકલવામાં આવી હતી. 'છેલ્લું સોપાન' જ્યારે અક્કલકોટ મોકલવામાં

આવી ત્યારે ત્યાંથી કાગળમાં એને "સુખની શોધ કરનારા માટે છેલ્લું સોપાન" – Searchlight for seekers of happiness એવું નામ આપ્યું હતું. એનો અર્થ "સુખની શોધ કરનારાઓ માટે તીવ્ર પ્રકાશ" થાય છે. કાગળમાં 'મઠ, મંદિર, મસ્જીદ, ગુરૂદ્વારા' તથા 'છેલ્લું સોપાન' છપાવવામાં આવે તો ખૂબ ધર્મકાર્ય થાય એ વાંચીને પોતદાર સાહેબ ખૂબ વિચલિત થઈ ગયા કારણ કે ધર્મકાર્યમાં અતિ ઉપયોગી આ પુસ્તિકાઓ છપાવવા માટે એમની પાસે પૈસાની કોઈ સગવડ ન હતી. પ્રેસવાળાઓને પૂછતાં તેમણે છાપી આપવાની તો હા પાડી અને પૈસાની ઉતાવળ નથી એમ પણ કહ્યું પરંતુ એમની પાસે કાગળ નથી એમ જણાવ્યું. એટલે જીવનમાં પહેલીવાર પોતદાર સાહેબે પૈસા ઉધરાવવા, માંગણી કરી અને તેમાં એમને એક સદ્‌ગૃહસ્થ તરફથી રકમ મળી જતા પુસ્તિકા છપાયાં પણ ખરાં. પોતદાર સાહેબને આ બે પુસ્તિકા પોતાના ધર્મકાર્યના પ્રચારમાં પ્રથમ અગ્રસ્થાન ભોગવશે એ વિષે પહેલાં પણ એમને કાંઈ શંકા ન હતી અને આજે પણ નથી.

પોતાના વિચારો લેખ અને પુસ્તકરૂપે પ્રગટ કરવાંનું આ ૧૯૬૩નું વર્ષ છેલ્લું જ વર્ષ હતું. ત્યારપછી સુખ, ધર્મ તથા ઈશ્વર પર એમણે એક પણ લેખ લખ્યો નથી. તેમજ લખવા વિચાર કે ઈચ્છા પણ થઈ નથી. પોતાના દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કરતા વિચારો એમણે 'સુખની શોધમાં' પુસ્તકમાં આપ્યા છે. એનો ઉર્દુ અનુવાદ એમના જુના મંત્રી શ્રી અંમારી કરી રહ્યા છે. બીજા પુસ્તિકા અમર–જ્ઞાન. મઠ, મંદિર, મસ્જીદ, ગુરૂદ્વારા, છેલ્લું સોપાન તથા ધર્મ પાઠ આ તમામ પુસ્તકોમાં તમામ વિચારો સ્પષ્ટ રીતે જણાવ્યા હોઈ હવે ધર્મ, ઈશ્વર, સદ્‌ગુરૂ અને સુખ સમજવા અને અનુભવવા માટે કોઈને પણ બીજા કશાની જરૂર રહેતી નથી.

અમારૂં આ વર્ષ નાની મોટી અનેક પ્રકારની અડચણો વાળું નીવડ્યું. આ વર્ષમાં જ ૧૯૬૩માં ઉજ્જૈનમાં અમારા જીવનમાં શ્રી જાવડેકરજી સાથે પરિચય થયો. શ્રી જાવડેકરજી અમારી માતાના મામા થાય છે એ તો પાછળથી ખબર પડી. મારી દાદીમા ૧૯૫૭માં ગુજરી ગયા અને દાદા ૧૯૫૮માં. એ પછી તો માતાજીના એ જ એક નિકટના સગા બાકી રહ્યા હતા. આ પંદર વર્ષમાં પોતદાર સાહેબ અને જાવડેકરજી ભોપાલમાં બે વખત અને બે વખત ઈંદોરમાં જ મળ્યા હતા. પત્ર વહેવાર પણ થયો ન હતો. પોતદાર સાહેબ પોતાના સ્વભાવ પ્રમાણે અંગત સગપણ કે સંબંધ કરતાં માણસને અને તેનામાં રહેલી માનવતાને

વધારે મહત્ત્વ આપે છે અને શ્રી જાવડેકર હસમુખા અને મળતાવડા સ્વભાવના છે, સરકારી નોકરી કરે છે અને આ વર્ષે તો એમની ગ્રેડમાં કાંઈક કમી કરીને એમની બદલી તારથી અચાનક ઉજ્જૈનથી ભોપાલ કરવામાં આવી હોવાથી એ ભોપાલ આવ્યા હતા અને બાબેઅલીમાં આવેલી એમની ઓફીસમાં જ રહેતા હતા અને પોતદાર સાહેબને દર રવિવારે સાંજે મળવા આવતા હતા, અને ઉપર જણાવેલા વિષયો પર કલાકો સુધી ચર્ચા વિચારણા કરતા હતા. ઉજ્જૈનમાં જ એમનો જન્મ થયો હતો. મકાન પણ પોતાનું જ હતું અને કાંઈ વેપાર પણ કરતા હતા. પરંતુ વેપારમાંથી થતી આવક પૂરતી ન જણાવાથી નોકરી લીધી હતી. જૂના વિચારના હોઈને જૂના રીતરીવાજો મુજબ સ્નાન, સંધ્યા, પૂજા વગેરે પૌરાણિક મત અનુસાર ચુસ્તપણે કર્યા કરતા. એમના માતાજી લગભગ ૮૦ વર્ષના હતા. એટલે એમને તથા બાળકોને ભોપાલ લાવી શકાય એમ ન હતું. અને ભોપાલ અને ઉજ્જૈન બે ઘરનો ખર્ચ કરવાનું પોષાય એમ ન હતું. એટલે પોતાનાથી થઈ શકે એટલું—અરજીઓ—નિવેદનો વગેરે એમણે કરી જોયાં પરંતુ સરકારમાંથી કોઈએ સાંભળ્યું જ નહીં. છેવટે કોર્ટમાં કેસ દાખલ કરવા સિવાય બીજો કોઈ ઉપાય રહ્યો નથી એવા નિશ્ચય પર એ આવ્યા હતા. એ વાત જ્યારે પોતદાર સાહેબે જાણી ત્યારે એમણે કહ્યું કે "અમારા ધર્મમાં આનો ઉપાય છે. તમે અગ્નિહોત્ર રાખો. આપની બદલી જરૂર ઉજ્જૈન થશે." આજ વખતે 'ધર્મપાઠ પુસ્તકનું બીજું પ્રકરણ અગ્નિહોત્ર લખાયું હતું. એ એમને વાંચવા આપ્યું અને એક પંડિતજીએ એનો અનુભવ પણ કર્યો હતો—આચરણ કરીને—તે પણ એમને સંભળાવ્યો. બે ત્રણ મહિના પછી જાવડેકરજીએ ઉજ્જૈન જઈને વિધિપૂર્વક અગ્નિહોત્રની સ્થાપના કરીને પોતાની પત્નીને રોજ રોજ શું કરવાનું એની વિધિ સોંપીને એ પાછા ભોપાલ આવી ગયા. થોડા મહિનામાંજ તારથી એમની બદલી ફરી પાછી ઉજ્જૈન થઈ ગઈ. આ પ્રસંગ અમને આશ્ચર્યકારક અને યાદ રહેવા લાયક એટલા ખાતર લાગ્યો છે કે ૧૯૬૪ના મકરસંક્રાંતિ પર મામાસાહેબ જાવડેકર જ્યારે રજા લઈને ઉજ્જૈન જવાના હતા તેના બે જ દિવસ અગાઉ પોતદાર સાહેબે એમને અમારી બધાની રૂબરૂ એમની બદલી થવાની છે એ હકીકત જણાવી હતી. સંક્રાંતિ પછી જ્યારે એ પાછા ભોપાલ આવ્યા ત્યારે અમારા ઘેર આવીને પોતાની બદલી ઉજ્જૈન થવાના અને તરત જ ઉજ્જૈન ઓફિસમાં હાજર થવું પડશે એ સમાચાર અમને જણાવ્યા. અને ૭ દિવસ પછી એ ઉજ્જૈન જતા પણ રહ્યા. પોતદાર સાહેબને આ સ્થાનાંતરની ખબર કેવી રીતે પડી એ તો અમને ખબર નથી, પરંતુ મારો

ખ્યાલ છે કે જો મામા સાહેબે પોતે અગ્નિહોત્ર શરૂ કર્યું હોત તો તરત જ માસમા પાતદાર સાહેબ બદલીની વાત કરત પરંતુ અગ્નિહોત્ર તો ઉજ્જૈનમા એમના પત્ની કરતા હતા અને તે પણ એનુ મહત્વ જાણ્યા વગર એટલે ૮ મહિના પછી જ પોતદાર સાહેબે કહ્યુ કે "હવે મામા સાહેબની બદલી ઉજ્જૈન થઈ જશે"

આ પ્રસંગનો ઉલ્લેખ એટલા ખાતર કર્યો છે કે છેલ્લા દસ મહિનાથી અમે ઉજ્જૈન રહીએ છીએ અને શ્રી જાવડેકરજી અમને ખૂબ જ મદદગાર થઈ પડયા છે અને અમારી સાથે ખૂબ જ સારો વહેવાર રાખે છે. કદાચ એટલા ખાતર જ એટલે કે આ રીતે એ અમને મદદગાર થઈ શકે એટલા ખાતર તો એમની બદલી ભોપાલ નહી થઈ હોય ? ભોપાલથી એમની બદલી ઉજ્જૈન થયા પછી લગભગ બે વર્ષ પછી જ અમે પાછા ઉજ્જૈન આવ્યા હતા. અને શ્રી જાવડેકરજીએ પોતાના ઘરમા એક અગ્નિહોત્ર શરૂ કર્યું છે અને સંપૂર્ણ રીતે યથાયોગ્ય ધર્માચરણ કરે છે એ જાઇને પોતદાર સાહેબને ખૂબ આનંદ થયો.

'ધર્મપાલ'મા અગ્નિહોત્ર પ્રકરણમા તથા દાન પ્રકરણમા એક સદ્‌ગૃહસ્થને આ પ્રયોગથી થયેલો અનુભવ આપ્યો છે. આ અનુભવનો ઉલ્લેખ પોતદાર સાહેબે લખેલા પાંચે પુસ્તકમા પણ આપેલો છે. ૧૯૬૦મા એમણે મુસાફરીઓ પૂરી કરી અને ભાષણો મારફત પ્રચાર કરવાનો આદેશ મળ્યો ત્યારે જ પ. મહારાજશ્રીએ એમને કહ્યુ હતુ કે "સુખની શોધ"મા તમે ધર્મની બાબતમા જે કાંઈ લખ્યુ છે તે તમારો પોતાનો જ અનુભવ છે એમ લોકોને બેધડક કહી શકો છો" તે વખતે પોતદાર સાહેબે કહ્યુ હતુ કે તપ, સ્વાધ્યાય અને ધ્યાનના વિષયમા મને અનુભવ છે પરંતુ યજ્ઞ અને દાન બાબતમાં તો મને બીલકુલ જ્ઞાન નથી ત્યારે પૂ. મહારાજશ્રીએ જવાબ આપ્યો કે "યજ્ઞ અને દાનની સ્થિતિમા તો તમે તે વખતે જ હતા એટલે તમારે એના આચરણની જરૂર જ ન હતી" માર્ચ ૧૯૬૩મા ધર્માચરણ પ્રત્યે રૂચીવાળા એક સદ્‌ગૃહસ્થ પોતદાર સાહેબની મુલાકાત આવ્યા પોતદાર સાહેબે એ ગૃહસ્થને પોતે ધર્મ-પાલમા અગ્નિહોત્ર અંગે જે વિધિ લખી હતી તે તમામ બતાવી અગ્નિહોત્ર અંગ અમારા પુસ્તકમા લખેલી વિધિઓ કેટલી સંપૂર્ણ છે એની અમને તે વખતે જ ખબર પડી દાન અંગે પણ એ ગૃહસ્થને સમજ આપી ત્યારે ક ? પુસ્તકમા લખેલા વિધિઓ સંપૂર્ણ હોવા બદલ એમની ખાત્રી થઈ આમ ૧૯૬૩મા જ પોતદાર સાહેબ ધર્મના જ પાંચ અંગો યજ્ઞ, તપ, દાન કર્મ

અને સ્વાધ્યાય જણાવ્યા છે તે અનુભવ અને પ્રયોગસિદ્ધ જ છે એની પ્રતીતિ થઈ ગઈ.

૧૯૬૩ના ડિસેમ્બરમાં માતાજીના નાના ભાઈ મારા મામા શ્રીયુત મનોહર કરમ્બેલકરના લગ્ન ઉજ્જૈનમાં જ નક્કી થયા. માતાજી એમની એકની એક બહેન અને મામા એમના એકના એક ભાઈ થાય. પરંતુ મામાના લગ્નમાં જવાની માતાજીને પિતાજીએ રજા ન આપી. માતાજીએ અનેક રીતે વિનંતી કરી પરંતુ પિતાજી એકના બે ન થયા. પોતદાર સાહેબે તો માતાજીને કહી દીધું કે "૧૯૬૨માં મે મહિનામાં જ્યારે મારા નાના ભાઈના લગ્ન હતા ત્યારે પણ મેં એમને કહ્યું હતું કે તમે બધા જે વિધિથી લગ્ન કરો છો તે ખરેખર વૈદિક વિધિ નથી. તમે તો ફક્ત અસલ વૈદિક વિધિને વિકૃત કરી નાખીને નાચ, ગાન, શોભા અને ખાવામાં જ રચ્યા પચ્યા રહો છો. એટલે આ બધા કરતા તો હું કલેક્ટર પાસે જઈ કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવીને જ લગ્ન થાય એ વધારે યોગ્ય ગણું છું. બાકી તમારે તો લગ્નમાં વેદીમાં જે યજ્ઞ કરો છો તે અગ્નિને ઘરમાં લાવી અગ્નિહોત્ર શરૂ કરવો જોઈએ. પરંતુ તમે મારા ધર્મમાં અને મારી ધાર્મિક વિધિઓમાં માનતા જ નથી. તેમજ અગ્નિહોત્રની ઘરમાં સ્થાપના પણ કરવાના જ નથી તો પછી હું તમારા લગ્નમાં ભાગ લઈ શકીશ નહિ કે કંકોત્રીમાં મારુ નામ પણ છાપવા નહીં દઉં."

આ પછી પણ પોતદાર સાહેબે બતાવ્યા પ્રમાણે ધર્માચરણ કરનાર શ્રી રાવસાહેબના લગ્ન ભોપાલમાં ૧૯૬૩ના માર્ચમાં તાત્યાટોપે નગરમાં થયા ત્યારે પણ પોતદાર સાહેબ એ લગ્નમાં ગયા નહીં અને અમને પણ જવા દીધાં નહીં. ૭ મહિના પછી તો એમણે અગ્નિહોત્ર શરૂ કરી દીધો. એ પછી ૩–૪ મહિનામાં જ સરકારી નોકરીથી કંટાળી નોકરી છોડી દઈને સીમેન્ટના વેપાર અંગેના એક કારખાનામાં નોકરી લઈ લીધી.

આ વખતે પોતદાર સાહેબે મામા જાવડેકર પર એક કાગળ લખ્યો અને જણાવ્યું કે, "તમારી બહેનને તમારા લગ્નમાં મેં મોકલ્યા ન હતા. પરંતુ તમે હવે જીવનમાં એક મહત્વનું પગલું ભરી રહ્યા છો એટલે તમારૂં લગ્નજીવન સદા સુખરૂપ વહે એટલા ખાતર તમે અવશ્ય અગ્નિહોત્ર શરૂ કરી દો." પરંતુ એક યા બીજા કારણથી એમણે અગ્નિહોત્ર શરૂ ન કર્યો. અને આજે એમનું લગ્નજીવન બીજા અનેક ઘરોમાં જોવામાં આવે છે તેમ સુખી નથી. જે લગ્નમાં

પાતપન્ની અગાઉથી તરત જ પોતાના ઘરમાં અગ્નિહોત્ર શરૂ કરવાની પ્રતિજ્ઞા લેશે અને સાંજ સવાર એમાં આહુતિયો આપશે એવા જ લગ્નમાં પોતે ભાગ લેશે અને અમને પણ રજા આપશે. એમ ન થાય તો એવા કોઈ પણ લગ્ન પછી ભલે તે અમારા કુટુંબ પૈકીના જ કોઈના હોય તો પણ તેમાં પોતે ભાગ નહીં લે એવો નિશ્ચય પોતદાર સાહેબે કર્યો છે.

જનોઈ અથવા ઉપનયન અંગે પણ તેઓ આવા જ વિચારો ધરાવે છે. ખાલી જનોઈ પહેરીને બ્રાહ્મણ કહેવડાવવું એ તો એક મજાક છે એવી એમની માન્યતા છે. અને તેમાં પણ જ્યારે એમના સસરા અવસાન પામ્યા અને એમને ખબર પડી કે શ્રી મનોહર કરકબેલકરે વિધિપૂર્વક જનોઈ પહેર્યું ન હોવાથી એમના પિતાના અંતિમ સંસ્કાર પણ કરી શકયા નહીં, ત્યારે તો એમને આઘાત લાગ્યો કે હવે તો પંડિતો મનફાવે તેમ કરવા લાગ્યા છે. ૧૯૫૮ની સાલમાં જ્યારે અમે ઇંદોરમાં હતા તે વખતની આ વાત છે. તે વખતે અક્કલકોટથી પાછા ભોપાલ આવતાં ઈંદોર ગયા ત્યારે એમણે દાદીમાને તો કહ્યું પણ ખરું કે "કોઈ બ્રાહ્મણ પંડિતને બોલાવીને દસ વીસ રૂપિયા દક્ષિણા આપીને મનોહરને જનોઈ પહેરાવી દો એટલે થયું." અને એમ મનોહરને જનોઈ અપાયું પણ ખરું પરંતુ પાછળથી રોજ સંધ્યા અને ગાયત્રી જપ કરવાનું પોતદાર સાહેબે મનોહરભાઈને કોઈ દિવસ કહ્યું નથી. ૧૯૫૯માં મને જનોઇ આપવાનું નક્કી થયું હતું. માની ઇચ્છા હતી કે બધા સગાં–સંબંધી, મિત્રો વગેરે જનોઇમાં ભાગ લઈ શકે એટલા ખાતર જનોઈ ભોપાલ કે ઈંદોરમાં આપવાનું નક્કી કરવું જોઈએ. પરંતુ જનોઈને અને સગાં સંબંધીઓને શો સંબંધ છે એ પોતદાર સાહેબ સમજી શકયા નહીં. એમણે કહી દીધું કે "જનોઇ અક્કલકોટમાં જ કરીશું. જેને આવવું હોય તે આવે." ૧૯૫૯માં જનોઈનું મુહૂર્ત કેવી રીતે ચુકી ગયા તે વાત તો મેં આગળ લખી જ છે. ૧૯૬૦માં તો પિતાજીની આર્થિક પરિસ્થિતિ જ એવી હતી કે સહેજ પણ ખર્ચ કરી શકાય એમ ન હતું એટલે ૧૯૬૦માં પણ જનોઇ આપી શકાયું નહીં. ૧૯૬૧માં છઠ્ઠા ધોરણમાં અમારા નપાસ થયા પછી આ પ્રશ્ન જ્યારે ફરીથી ઘરમાં ચર્ચાયો ત્યારે પિતાજીએ કહ્યું કે વિધિના સંકેત જ એવો છે કે જયંતને જનોઈ આપી શકાશે જ નહીં. જનોઈનો પ્રથમ અને મુખ્ય ઉદ્દેશ તો જનોઈ પછી તરત જ વેદાધ્યયન કરવાનો છે. અને વેદાધ્યયન થઈ શકે એવું આજનું વાતાવરણ નથી. એટલે જ્યારે વેદાધ્યયન કરવું જ નથી તો પછી જનોઈ આપવાની પણ જરૂર નથી. પરંતુ જ્યારે માએ ખૂબ જ આગ્રહ કર્યો

ત્યારે એમણે પોતાનું જ જનોઈ ઉતારીને ફરી દીધુ કે જેથી પોતે તો જનોઈ પહેર છે અને બીજાને જનોઈ માટે ના પાડે છે એમ કોઈ કહી શકે નહીં.

શ્રીયુત જાવડેકરજીનો અમારા ઘર સાથે કેવી રીતે સંબંધ થયો તે હકીકત તો હું અગાઉ આપી ચુક્યો છું પરંતુ અમે બધા બાળકોના જીવનમાં તેઓ કેવી રીતે પ્રવેશ્યા તેની વિગત હવે આપીશ. અઠવાડિયામાં એક બે વાર જ્યારે મામાસાહેબ અમારે ઘેર આવતા ત્યારે એમની સાથે કલાક બે કલાક પોતાના ખાસ વિષય ઉપર પોતદાર સાહેબ ચર્ચા કરતા અને તે વખતે નલિની તથા હું સામે બેસીને એમની ચર્ચા ખૂબ ધ્યાનપૂર્વક સાંભળતા હતા. ખરેખર તો પોતદાર સાહેબનો ધર્મ કયો છે? એમના વિચારો શા છે? વગેરે જે પ્રશ્નો અમે સીધા જ એમને પુછી શકતા ન હતા તે મામા સાહેબને લીધે અમે જાણતા થયા. ખરેખર તો આજ પ્રસંગોથી શ્રી જાવડેકરજીની સાથે અમારો સીધો સંબંધ થયો અને એમણે અમારા જીવનમાં પ્રવેશ મેળવ્યો. આમ ધીરે ધીરે પોતદાર સાહેબની વાતોનો અમારા ઉપર વધારે ને વધારે પ્રભાવ પડતો ગયો અને મામાસાહેબ ભોપાલથી પાછા ઉજ્જૈન આવી ગયાં ત્યાર પછી તો અમે આગ્રહપૂર્વક કહ્યું કે "અમે તમારા ધર્મ સંબંધી વિચારો અંગે પુરતુ જાણી લીધુ છે. તો હવે અમને એ પ્રમાણે વર્તન કરવાની, તે વિચારોને આચરણમા મુકવાની પરવાનગી આપો." ત્યારે શરૂશરૂમાં તો એમણે હજી થોડીવાર રાહ જોવાનું કહ્યુ પરંતુ પછી જ્યારે અમે અમારો આગ્રહ ચાલુ જ રાખ્યો ત્યારે એમણે બીજા જ દિવસે ૨૬મી જાન્યુઆરીના પર્વને દિવસથી જ ધર્માચરણ શરૂ કરવાનું કહ્યુ એટલે તે જ દિવસથી ૨૬–૧–૧૯૬૮થી મેં, નલિનીબહેને તથા જ્યોતિએ એમના ઉપદેશમાં જણાવ્યા પ્રમાણે ધર્માચરણ શરૂ કર્યું. પિતાજી પોતે જ અમને સવારે ઊઠાડતા, ચાહ પાતા અને નાહવા માટે ગરમ પાણી પણ કાઢી આપતા. આમ એક મહિનાની અંદર તો એમણે અમને એ માર્ગે ચઢાવી દીધા. શારિરીક તપ માટે અમે કેટલાક નિયમો લીધા અને મનને કેન્દ્રિત કરવા માટે સવાર સાંજ ધ્યાનમાં બેસવાનું શરૂ કર્યું. આ પ્રસંગને અમારા બધાના જીવનમા અમે બધા પણ ખૂબ જ મહત્વનો ગણીએ છીએ અને શ્રી જાવડેકરજીને પણ ખૂબ નજીકના અંગત માનીએ છીએ.

ગ્વાલીઅરના રજીસ્ટ્રાર સાહેબે ૧૯૬૮મા બીજા કેસો પણ દાખલ કર્યા. આને કારણે પોતદાર સાહેબને ત્રણ ચાર વખત ગ્વાલીઅર જવું પડ્યું હતું

પરંતુ આ વખતે એમણે શ્રી ભાર્ગવ કર્ગને એક વકીલ નક્કી લીધા જેથી તેમને થોડી સગવડ મળી ગઈ આ વખતે પણ દંડ થયા અને રકમ ભરી પણ દીધી. વકીલ તરફથી ખબર પણ મળી ગઈ કે હવે કોઈ ન બાકી નથી કોર્ટમા ભરવા, વકીલને આપવા અને ક્વાર્ટીઅર જવા માટે ખર્ચ કરવાનો તેન માટે પોતદાર સાહેબ પાસે તો હવે એવી કોઈ વસ્તુ ન હતી કે જે વેચીને પણ આ દેવુ ભરી શકાય. હવે તો પહેરવાના કપડા અને વાસણો જ બાકી રહ્યા હતા આ વખતે જ એમણે ઉનગવેના વિમાની પોલીસીઓના એમને ખ્યાલ આવ્યો ૧૯૪૮થી ૧૯૫૮ના અરસામા જ્યારે એ નોકરી કરતા હતા ત્યારે એમણે બે અલગ અલગ કંપનીઓમા જીંદગી સુધીના વીમા ઉતરાવ્યા હતા અને તેની પોલીસીના કાગળો તેમની પાસે હતા આ પોલીસીઓ લગભગ ૪૦,૦૦૦ ચાલીસ હજારની હતી. નોકરી છોડી દીધી ત્યારે સો સવાસો રૂપિયામા પૂરૂ થશે નહી એમ ધારીને એમણે પોલીસી ‘ પડઅપ ’ કરાવી દીધી હતી એટલે એમાથી એમને લગભગ અઢાર હજાર રૂપિયા મળે એમ હતા. એટલે એમણે એ પોલીસીઓને ‘ Snrrender ’ ‘ સરન્ડર ’ ‘ કરવાનુ વિચાર્યુ. આમ સરન્ડર કરવાથી પોલીસીની પાકવાની મુદતમા કેટલાક વર્ષ બાકી હોવાથી રૂપિયા ૧૮૦૦૦/– ને બદલે રૂા ૧૦,૦૦૦/– દશ હજાર મળે એમ હતુ. પોતદાર સાહેબની પાસે પૈસાની તંગી હતી ત્યારે પણ એમણે પૈસાને બહુ મહત્વ આપ્યુ ન હતુ અને સંકટના સમયમા જ્યારે એમને ગરીબ સામાન્ય માનવીઓનો નિકટથી પરિચય થયો ત્યારે તો પૈસાને એ માટી બરાબર જ ગણવા લાગ્યા હતા. એટલે એમણે એક પછી એક એમ બન્ને પોલીસીઓ સરન્ડર કરી દીધી. આથી ૧૯૬૨–૬૩મા અમે ખાવાપીવામા જે મુશ્કેલી અનુભવી હતી તેને કેકાણે ૧૯૬૪મા કાંઈક રાહત અનુભવવા માંડી આ પોલીસીઓમાથી આવેલી રકમ પૈકી રૂા ૪૦૦૦/– તો મકાન માલિકને ચૂકવી આપ્યા બાકીના પાંચ છ હજાર રૂપિયા કોર્ટના ખર્ચમા આપ્યા અને થોડા અમે ઘર ખર્ચના પંદરેક મહિના સુધી વાપરી શક્યા

૧૯૬૪મા રૂા ૧૫૦૦) ની એક પોલીસી મામલતદારને આવકવેરાની રકમ ભરવા માટે આપી હતી. આવકવેરા ખાતાની બેદરકારી વિષે પહેલા મે લખ્યુ જ છે એટલે ત્યા કચેરીમા આ રકમ જમા ન થઈ એટલે આવકવેરા કચેરી તરફથી આ કેસને માટે ફરી મામલતદારને ખબર આપી પોતદાર સાહેબ તો મામલતદારને કહી દીધુ કે “ આવકવેરા ભરવાને મારી પાસે પૈસા નથી પરતુ એક વીમાની પોલીસી છે જે સરન્ડર કરાવીને તમને આપવા તૈયાર છુ ”

મામલતદારે હા પાડવાથી પોતદાર સાહેબે પોલીસી સરન્ડર કરાવીને આવકવેરા પેટે મામલતદારને આપી દીધી એટલે એમણે પોતદાર સાહેબની રૂબરૂમાં જ પોલીસી અંગેની વિધિ કરીને પોલીસી આવકવેરા અધિકારીને મોકલવા માટે ઓફીસના કર્મચારીઓને હુકમ પણ આપી દીધો. અને એ હુકમ મોકલાવી પણ દીધો હશે એમાં કાંઈ શંકા નથી. પરંતુ આવકવેરા અધિકારીએ આજ વર્ષના આવકવેરા માટે એજ મામલતદારને ફરીથી ૧૯૬૪માં ઉઘરાણી કરી. એટલે જ્યારે મામલતદારને ત્યાંથી પટાવાળો માલ જપ્ત કરવાનો હુકમ લઈને આવ્યો ત્યારે પોતદાર સાહેબને અજાયબી થઈ. એમણે પટાવાળાને કહી દીધું કે ટ્રક અને મજુર લઈ આવો અને યોગ્ય લાગે તે માલ જપ્ત કરીને લઈ જાવ. અલબત્ત વોરંટ બજાવનાર તો ફક્ત એક પટાવાળો જ હતો પરંતુ એ સજ્જન હતો. એને પહેલાની હકીકતની થોડી માહિતી હતી એટલે એણે તો પોતદાર સાહેબને મામલતદાર સાહેબને મળવા સમજાવ્યા પરંતુ પોતદાર સાહેબે તો આ આખી નરકાગારના પ્રતિનિધિઓને મળવાનું મુર્ખતાભર્યું છે એમ સમજીને મળવા જવાની ના પાડી અને પટાવાળાને પોતાની ફરજ બજાવવા જણાવી દીધું. પરંતુ પટાવાળાએ માલ જપ્ત નહીં કરતાં ચાર પાંચ દિવસ પછી આવવાનું કહી એ ચાલ્યો ગયો. ચાર પાંચ દિવસ પછી એ પાછો આવ્યો ત્યારે પોતદાર સાહેબના ઘરમાં જપ્ત કરી શકાય એવી કોઈ કપડાં બિસ્તરો સિવાય વસ્તુ કે માલ નથી એવો રિપોર્ટ તૈયાર કરી લાવ્યો. પરંતુ પોતદાર સાહેબે એને તરત જ જવાબ આપ્યો કે "ખરેખર તમે જે હકીકત લખી છે તે સાચી તો છે જ છતાં તમે મકાનના ખુણેખુણા ફરીને જોઈ લો. તમે જો કોઈ ઈનામની આશાથી આવી અરજી–રિપોર્ટ લખ્યો હશે તો મારી પાસે તમને આપવા માટે કાંઈપણ જાતની સગવડ નથી." પટાવાળાએ કહ્યું કે "એવી કોઈ ઈચ્છા નથી અને કાંઈ જોઈતું પણ નથી પરંતુ આપને ત્યાં જપ્તી કરવાને મારું દીલ સાફ ઈનકાર કરે છે" આમ એક સામાન્ય પટાવાળાની સહૃદયતાથી એક વિપત્તિમાંથી અમે બચી ગયા. ત્યાં બીજી તરફથી મકાન માલિક તરફથી આફત આવીને ઊભી થઈ ગઈ.

૧૯૬૪માં પિતાજીના આશિષથી અને શબ્દકોષની મદદ લઈને બે અઢી મહિનામાં એમના પુસ્તક In search of happiness સુખની શોધમાંનો હિંદી અને મરાઠીમાં અનુવાદ કર્યો. એ હકીકત પ્રસ્તાવનામાં જણાવી છે.

૧૯૬૪માં સેલ્સટેક્ષ ઓફીસમાંથી પણ પોતદાર એજંસીના નામ પર નોટીસ

મળી. પોતાની માલ મિલ્કત, કાર તથા વેપાર વગેરે તમામ વેચીને એ ક્યારે જતા રહ્યા એની કોઈને જ ખબર ન પડી. પોતદાર સાહેબને એમની પોતાની આવી ગરીબ આર્થિક સ્થિતિમાં પણ ખૂબ આઘાત લાગ્યો. ભોપાલમાં રજાસાહેબ પોતદાર સાહેબને તો ખૂબ જ આધારરૂપ હતા. ધંધો બંધ થયા પછી એમના તમામ સ્નેહી સંબંધીઓ એમની તમામ મુશીબતને જાણતા હોવાથી કદાચ પોતદાર સાહેબ ક્યારેક મદદ માટે રૂપિયા માગશે અને એમને ના તો કહેવાશે નહીં અને પૈસા જશે એ ડરથી એમણે તમામે પોતદાર સાહેબની સાથે મળવા બેસવાનું બંધ કર્યું હતું પરંતુ રજાસાહેબ કોઈ જુદી જ પ્રકૃતિના માણસ હતા. ઊલટ પોતદાર સાહેબ જ્યારે જ્યારે એમને યાદ કરતા ત્યારે એ યાદ કરતાંની સાથે જ આવી જતા અને જે કોઈ કામ સોંપવામાં આવે તે ખુશીથી કરી આપતા હતા. મનોહર ઈન્ડસ્ટ્રીઝ જ્યારે બંધ પડી ત્યારે વરસાદને લીધે કારખાનાનાં તમામ મકાનો પડી ગયાં એટલે રજા સાહેબના ઘર પાસેના એક ગોડાઉનમાં તમામ મશીનરી અને સામાન મૂકી દેવામાં આવ્યો હતો. આ કંપનીને બેંક ઑફ ભોપાલનું ઘણું દેવું હતું. એટલે બેંકે દાવો કર્યો હતો. પોતદાર સાહેબ તો કોર્ટમાં હાજર થયા ન હતા એટલે તમામ મશીનરી, સામાન વગેરે જપ્તીમાં લીધાં. ત્યારે પોતદાર સાહેબે એમને શ્રી રજા સાહેબ પાસે મોકલી આપ્યા. રજાસાહેબે તમામ મશીન, સામાન વગેરે કોર્ટમાં સોંપી દીધાં એટલે ગોડાઉનમાંથી બધુ સંભાળી લઇ ગોડાઉનને તાળું લગાવી પોતાના તરફથી જુમ્મેદાર તરીકે રજા સાહેબને જ ચાવી સોપી.

આવો જ એક કેસ મનોહર ઇન્ડસ્ટ્રીઝ ઉપર બીજી એક સ્થાનિક કાપડની મીલે પણ કોર્ટમાં દાખલ કર્યો હતો. પોતદાર સાહેબે આ કેસનું તમામ કામકાજ કરવાને તથા દેખરેખ રાખવાને રજાસાહેબને મુખત્યારપત્ર આપ્યું હતુ. કોઈના ચઢાવ્યાથી પોતાના જ માણસ જેવા રજાસાહેબ મળ્યા વગર ચાલી ગયા. એનો આઘાત ઘણા દિવસ સુધી પોતદાર સાહેબના દીલ પર રહ્યો. રજાસાહેબ અને એમના પત્ની શ્રી મોકીયા બેગમ સાથે તો અમારે ઘર જેવો સંબંધ હતો.

બેન્કે મનોહર ઇન્ડસ્ટ્રીઝની મશીનરી વગેરે લઈ તો લીધા પરંતુ એને વેચવાની બહુ જ કડાકૂટ પડી. આથી બેન્કના અધિકારીઓએ પોતદાર સાહેબની સલાહ લીધી એટલે એમણે મનોહર ઈન્ડસ્ટ્રીઝની જે ૧૭૦૦ ચોરસ ફૂટ જમીન રેલ્વે લાઇનની નજીક અને ભોપાળના અનાજ બજારની સામે પડી રહી હતી તે અંગેના તમામ દસ્તાવેજ વગેરે કાગળો આપી દીધા અને જમીનના વેચાણ

૧૭ જાનેવારી પછી કેબ્રુઆરીના અંત સુધી અમારે ઉધાર લાવીને ખાવાની વ્યવસ્થા કરવી પડી. બેન્કમાં રૂપિયા ન હતા. વીમાની પોલીસી હતી નહીં, અને ઘરમાં કોઈ વેચવા જેવી ચીજ પણ રહી ન હતી. એટલે ખર્ચની તીવ્ર મુશ્કેલી હતી. મકાન માલિક પણ સખત ઉઘરાણી કરતો. હતા એટલે 'પેપર' મિલના જે એક હજાર રૂપિયાના શેરો હતા તે મકાન માલિકના નામ પર કરી આપીને ભાડા પેટે જમા કરાવ્યા. અત્યાર સુધીમાં એને પાંચ હજાર તો આપી ચૂક્યા હતા. મકાન માલિકને આપ્યા પરંતુ અમારી ખાધાખર્ચની જરૂરીઆત તો હજી બાકી જ હતી તેનું શું કરવું તે સવાલ હજી બાકી રહ્યો હતો. છેવટે ૧૯૬૫ના માર્ચ મહિના સુધીના ૧૦ મહિના પોતદાર સાહેબે ભિક્ષા માગીને નિર્વાહ કર્યો. પાંચ સજ્જનો પાસે એમણે પાંચસો પાંચસો રૂપિયા માગ્યા જે એ ગૃહસ્થોએ વીનામ કોચ હર્ષથી આપ્યા ખરા. આ પાંચે ગૃહસ્થોમાથી કોઈ પિતાજીના પહેલાના મિત્રો ન હતા. પરંતુ હમણાંના પરિચિતો જ–ઓળખીતા જ હતા અને તે પણ મધ્યમ સ્થિતિના જ હતા. આ પાંચસો રૂપિયામાં મકાનમાલિકનું ભાડું ચૂકત થતુ ન હતું. ૧૯૬૪મા મકાન માલિક વકીલ મારફત નોટીસ આપી હતી. પરંતુ પોતદાર સાહેબે એના તરફ કોઈ ધ્યાન આપ્યું નહીં એટલે ૧૯૬૫ના ઓગસ્ટમાં ફરીથી મકાન માલિકે માતાજી તથા પિતાજી ઉપર ભાડા માટે નોટીસ બજાવી. મકાન સૌ. સુમનિબાઈ પોતદારના નામે હતું એટલે માતાજી પર પણ નોટીસ કાઢી હતી. નોટીસમાં ભાડાના રૂા. ૧૭૦૦/– તથા કોર્ટનો ખર્ચ ચૂકવી અને મકાન ખાલી કરવાની સૂચના હતી. પોતદાર સાહેબે એની પણ દરકાર ન કરી. આખરે જ્યારે ૨૯મી ડિસેમ્બર કોર્ટમાથી સમન્સ આવ્યો ત્યાર જ ખબર પડી કે ૧લી ઓક્ટોબરે મકાન માલિકે દાવો દાખલ કરી દીધો હતો. પોતદાર સાહેબે તો મકાન માલિકને કહી દીધું જ હતુ કે તમને ઠીક પડે ત્યારે દાવો દાખલ કરી દેજો. અને કોર્ટમા કેસ કરીને અમને મકાન ખાલી કરાવી દેશો. કોર્ટમાં હુ હાજર થવાનો નથી.

અમારા મકાન માલિક ગોપાલના મોટા, ગણાના વર્ગના છે. ગીતા-સમિતિ, અનાથાલય, વિવેકાનંદ સ્મારક સમિતિ જેવી કેટલીક સંસ્થાઓના નબાનદ છે. સામાન્ય રીતે ધાર્મિક ગણાય છે. ધનનું અને કીર્તિનું થોડું અભિમાન પણ છે, કોન્ટ્રાકટર છે અને ટેન્ડર ભરે છે ત્યારે ટોલાગાડ પર આવેલી હનુમાનજીની બાધા રાખે છે. એમ કહી શકાય કે ત્યાંનું ટેન્ડર મજૂર કરાવવાને માટે હનુમાનજીને પણ નોકરીમા જોડી દીધા છે. પોતદાર સાહેબે પોતાનુ " ઈન મર્ચ ઓફ હેપીનેસ " પુસ્તકની ગાંધમા–ગુજરાતી પુસ્તક એમને

પણ આપ્યું હતું પરંતુ ધનના મદમાં ખૂંપેલા માનવીને સત્ય, ઈશ્વર, સદ્દગુરુ કે સુખની સાથે સંબંધ જ ક્યાં હોય છે ? ખેર, l. આ પુસ્તકમાં એમની નિંદાને સ્થાન નથી.

કોર્ટનો સમન્સ મળ્યા પછી પોતદાર સાહેબે ઘરના તમામ માણસોને કહી દીધું હતું કે આ ઘરમાંથી નીકળ્યા પછી આપણે ભોપાલમાં બીજું મકાન ભાડે રાખીને રહેવું નથી. કોર્ટનો માણસ આવે ત્યારે જે કાંઈ સામાન હોય તે ઝોળીમાં ભરીને પગે ચાલી નીકળીશું, ભીખ માંગીને પેટ ભરીશું, ઝોળીમાં પણ પણ ફક્ત શેતરંજી, ચાદર અને એક એક જોડ કપડાની લઈ લેવાની. ઠંડી માટે ત્રણ ગરમ કામળા એક જણે ખભાપર ચઢાવી દેવા પડશે. અને થોડા વાસણ પણ સાથે રાખીશું. આ સાંભળીને અમને તો ખૂબ આનંદ થયો. મેં તથા માતાજીએ ઘરમાં રહેલા થોડાં કાંસા, પીત્તળ અને સ્ટીલના વાસણો બજારમાં જઈને વેચી નાંખ્યા અને તે રકમમાંથી ગાંધી, દૂધવાળા વગેરેના માસિક બીલ ચૂકવી દીધા. ચાંદીના વાસણ તો અમારી પાસે રહ્યા જ ન હતા.

તા. ૮મી ડિસેમ્બરે પિતાજીએ અક્કલકોટ પૂ. મહારાજશ્રીને એક પત્ર લખીને જણાવ્યું હતું કે "હવે આ બધું જ બનવાનું છે, પરંતુ મને એની કોઈ ચિંતા કે ફિકર નથી. છતાં આપના આદેશ મુજબ લખાયલી ચોપડીઓ અમૂલ્ય હોઈ મને પ્રાણથી પણ વધુ પ્રિય છે. મારી વિનંતી છે કે આપ કોઈને મોકલીને આ ચોપડીઓ મંગાવી લો અને કોઈ સ્થળે સુરક્ષિત રાખો. અક્કલકોટ મંગાવી લો." પરંતુ ૧૯૬૧થી જેમ બનતું હતુ તેમ આ કાગળનો પણ કોઈ જવાબ ન આવ્યો. ૧૫મી ડિસેમ્બરે કોર્ટમા કેસ નીકળ્યો પરંતુ ત્યા શુ થયું તેની ખબર ન પડી. એ પછી તા. ૧૬, ૧૭, ૧૮, ૧૯ પણ પસાર થઈ ગઈ. છેક ૨૦મીએ મકાન માલિકના માણસે આવીને ખબર આપી કે "૧૫મીએ આપની કોર્ટમાં રાહ જોઈ હતી પરંતુ આપ આવ્યા નહીં એટલે બીજે દિવસે ૧૬મીએ મકાન માલિકની જુબાની લઈને ઠરાવ લખી નાખ્યો છે. અને આપની વિરૂધ્ધમાં જપ્તી અને મકાન ખાલી કરવાનો હુકમ થયો છે." એટલે પોતદાર સાહેબે એમને કહ્યુ કે "કોર્ટનો માણસ હુકમ લઈને આવશે એટલે એની પાસેથી ૨૪ કલાકનો સમય માગી લઈને મકાન ખાલી કરીને કબજો સોંપી દઈશું."

પરંતુ આ વખતે અમારા મકાનમાલિક એમના પત્નીની સાથે દક્ષિણ તરફ રામેશ્વર વગેરે તીર્થની યાત્રા કરી પુણ્ય કમાવા જતા રહ્યા હતા અને દોઢ બે મહિને

પરત આવ્યા. અમે વાસણો વગેરે વેચીને જે રકમ આવી હતી તે તો ખર્ચી ચૂક્યા હતા એટલે આ વખત દરમ્યાન ફરી દૂધ, અનાજ વગેરે માટે દેવું થઈ ગયું હતું. એટલે ૧૧મી જાનેવારીએ પોતદાર સાહેબે સહજ આવેશમાં અફલંકાટ કાગળ લખ્યો કે "અમે બધાએ ઘર છોડીને જતા રહેવાની તૈયારી કરી તો પછી હવે વાર કેમ થાય છે ? આ ઢીલ થાય છે એટલે તો ઉલટું અનાજ, દૂધ વગેરેને અંગે અમારે દેવું થતું જાય છે. હવે કોર્ટનો માણસ મકાનનો કબજો લેવા ક્યારે આવશે ?" આ ૧૧મી જાનેવારી '૧૯૬૬નો' પત્ર લખ્યા પછી આજસુધી પોતદાર સાહેબે બીજો એક પણ કાગળ અફલંકાટ પૂ. મહારાજશ્રી પર લખ્યો નથી. આ છેલ્લો જ કાગળ હતો.

છેવટ જાનેવારીના અંતમાં મકાન માલિકે પોતાના મહેતાજી મારફત સંદેશો મોકલ્યો કે "(૧) આપ બધા કોઈ બીજા મકાનમાં જવા માગતા હોય તો હું મકાન શોધી કાઢું અને એ મકાનનું બે મહિનાનું ભાડું પણ ભરું અને મારા ખર્ચે તમારો સામાન ખસેડીને એમાં ખસેડી આપું. (૨) આપ બધા બીજા શહેરમાં જવા ઇચ્છતા હો તો આપને આપના સામાન સાથે બીજે પહોંચાડવાની હું મારા ખર્ચે વ્યવસ્થા કરી આપું અથવા તો અહીંથી પચ્ચીસ માઈલ દૂર મારું એક ગામ છે ત્યાં મારા મકાનમાં આપને જગ્યા મળી જશે. દૂધ અને અનાજ પણ આપને મળતા રહેશે. હું આપને ત્યાં લઈ જવા તથા મકાન બનાવવાની તમામ વ્યવસ્થા કરી આપીશ. ત્યાં તમારે જ્યાં સુધી રહેવું હોય ત્યાં સુધી રહી શકશો."

કહેવાની જરૂર નથી કે આ સંદેશાનો જવાબ પણ એ જ પ્રમાણે આપવામાં આવ્યો કે એમને (મકાનમાલિકને) આપ જણાવશો કે "અમારે કોઈ પણ પ્રકારની મદદ જોઈતી નથી. અમે અમારું ફોડી લઈશું. અમે તો ઇચ્છીએ છીએ કે કોર્ટનો માણસ આવે અને અમને ઘરમાંથી બહાર કાઢે. અમે એને પણ ઇશ્વરની ઇચ્છા માનીને ચોવીસ કલાકમાં મકાન છોડી દઈશું." ના છૂટકે મકાનમાલિકે વકીલને વાત કરી એટલે વકીલે પણ સંદેશો મોકલ્યો કે "હવે પોલીસની મદદથી જપ્તી કરવાનો અને આપને મકાનમાંથી બહાર કાઢવાનો એક જ છેલ્લો ઉપાય Last Step બાકી છે." એનો જવાબ આપી દીધો કે "જે Last Step છેલ્લું સોપાન પુસ્તક લખી શકે છે તેને આપ કેમ એવા ઉપાયની બીક શા માટે બતાવો છો ? જે કરવું હોય તે કરો."

આખરે ૨૮મી માર્ચનો દિવસ આવી પહોંચ્યો. પોતદાર સાહેબ જવાના

કોળિયો અને એક કોળિયો પણ હજી મોમાં મૂક્યો ન હતો ત્યાં દરવાજો ખખડ્યો. એટલે મેં એમને આવીને ખબર કરી કે, દરવાજા ઉપર મકાન માલિકના મહેતાજી અને કોર્ટના માણસો બે પંચ સાથે આવ્યા છે. તરત જ જમવાનું એમનું એમ છોડી દઈને પોતદાર સાહેબ બહાર આવ્યા. કોર્ટના માણસોએ મકાન ખાલી કરવાનું વોરંટ બતાવ્યું ત્યારે પોતદાર સાહેબે કહ્યું કે, "કાલે સવારે ૧૦ વાગે તમે બધા આવજો. અમે મકાનમાંથી નીકળી ગયા હોઈશું. પછી સામાનનું તમારે જે કરવું હોય તે કરજો." આ પછી પોતદાર સાહેબ તો નિશ્ચિંત થઈને બેસી ગયા અને અમે બધાએ નીકળવા માટે અધીર તૈયારી કરવા માંડી. અમારે ખાસ તો ગણત્રીના થોડા વાસણો, બિસ્તરા અને એક એક જોડ કપડાં લેવા સિવાય બીજી કોઈ તૈયારી કરવાની પણ ન હતી.

અમારા મકાનની નીચે એક સ્કુટર એજન્સીની દુકાનના મેનેજર શ્રી વિમલબાબુ સાંજે મળવા આવ્યા. જ્યારે જ્યારે અમને બેંક, રેલ્વે સ્ટેશન વગેરેનું કામ પડતું ત્યારે એ જ અમારું કામ કરી આપતા હતા. એમને મકાન માલિકના મહેતાજીએ તમામ હકીકત જણાવી હતી એટલે એમણે આવીને તરત જ કહ્યું કે "કોર્ટના માણસો આવે તે પહેલાં જ તમે મકાન ખાલી કરીને નીકળી જાવ અને મારા મકાનમાં આવો અને વચન આપો કે તમે ઈતર તમારા મકાને જ જશો." પોતદાર સાહેબે તો એમને પણ કહી દીધું કે "અમે કોઈના મકાનમાં જવા માંગતા નથી. તેમ કોઈ મકાન ભાડે પણ રાખવા ઈચ્છતા નથી. પરંતુ તમે જો અમને ખરેખર મદદ કરવા જ માંગતા હો તો અમારા બધા પુસ્તકો તમારે ત્યાં સુવ્યવસ્થિત રીતે રાખી મુકજો." એ માટે પણ વિમલબાબુએ તૈયારી બતાવી એટલે સાંજે ૭ વાગે પુસ્તકો લઇ ગયા. અમારો બાકી રહેલો થોડો સામાન પણ એમને વેચાતો આપી દીધો જેથી એની કિંમતમાંથી દૂધ અને અનાજવાળાના માંગતા રૂપિયા ચૂકતે આપી દેવાય. અમારા મકાનમાં પોતદાર એજન્સીનો થોડો સામાન હતો અને એમાં તો અમે કુટુંબના માણસો જ ભાગીદાર હતા.

આ વખતે વિમલબાબુએ ખૂબ જ સજ્જનતાથી અમને મદદ કરી. એમણે અને એમના મદદનીશ સહકાર્યકરોએ જાતે જ અમારા પુસ્તકો લઈ જઈને ઘેર વ્યવસ્થિતપણે ગોઠવી દીધા. મોટી મીણબત્તીઓ સળગાવીને રાતના દશ વાગ્યા સુધી મકાન ખાલી કરવાનું કામ કર્યું. વીજળીનું જોડાણ તો ત્રણ મહિનાથી કાપી નાંખેલું એટલે મીણબત્તીઓથી કામ લીધું. અને કોર્ટમાં કેસ

સુવાનું માંડી વાળ્યું. ગાદી અને ઓઢવાની ચાદર પણ ધીરે ધીરે બંધ થયા, અને આજે તો અમે એક શેતરંજી અને એક ચાદર પર જ સૂઈએ છીએ. ટાઢના દિવસોમાં એક નલિની સિવાય બધાને ગરમ કામળાની જરૂર પડે છે. અમારા આવા સાદા જીવન વહેવાર અને આર્થિક કષ્ટને માટે તો એટલું જ કહેવું બસ થશે કે આવું કષ્ટમય જીવન જ અમારે માટે યોગ્ય હશે અથવા તો માધવજી પોતદારના કાર્ય માટે જરૂરનુ છે, એમ માનીને અમે બધા આનંદપૂર્વક જીવન ગુજારીએ છીએ. અમને આ જીવનમાં વધારે આનંદ તો એટલા માટે છે કે અમે સત્યની ઉપાસના કરીએ છીએ અને સત્ય, કેવળ સત્ય બોલવા તરફ ખાસ ધ્યાન રાખીએ છીએ. કોઈ પણ પ્રકારના જોખમનો કે ડરનો વિચાર જ થતો નથી. અહીં ઉજ્જૈન આવ્યા પછી શરૂઆતમાં તો આડોશીપાડોશીઓના વાતાવરણનો કાંઈક પ્રભાવ અમારા પર પડયો હતો પરંતુ ધીરે ધીરે અમે ભોપાળમાં હતા તે જ પ્રમાણે અમારી સાધકવૃત્તિ પર પાછા આવી ગયા. સંભવ છે કે હવે કદાચ અમારા વાતાવરણનો પ્રભાવ એમના ઉપર પડતો હશે.

આ પહેલાં જ મેં જણાવ્યું છે કે મારા મોટાભાઈ મનોહરભાઈ ૧૩ ઓગસ્ટ ૧૯૬૬માં આ પુસ્તક મારે લખવું એવો પૂ. મહારાજશ્રીનો સંદેશો લઈને આવ્યા હતા. એ જ વખતે લગભગ ૭ વર્ષ પછી પોતદાર સાહેબને પૂ. મહારાજશ્રીના સંબંધમા મનોહરભાઈ મારફત સમાચાર મળ્યા. આ દરમ્યાન પૂ. મહારાજશ્રી તરફથી એમને કોઈ પત્ર મળ્યો ન હતો કે કોઈ આવનાર જનાર પણ ન હતુ જેની મારફત કોઇ સમાચાર મળતા રહે. મનોહરભાઈ આઠમી મેના સંમેલનમા ભાગ લેવા અક્કલકોટ પહોંચી ગયા હતા. એ પછી એક વખત પૂ. મહારાજશ્રી મુંબઈ આવ્યા ત્યારે એમના દર્શન થયા હતા. આ બધાથી મનોહરભાઈ એટલા બધા પ્રભાવિત થયા કે એમણે પોતદાર સાહેબને લખ્યું કે "આપના જીવનમાં ૧૯૫૮મા આ બધું પારવર્તન કેમ થયું તે હવે મને સમજાયું છે." એ પછી મનોહરભાઈને પણ નોકરી છોડી સ્વતંત્ર ધંધો કરવાની અનુમતિ પૂ. મહારાજશ્રીએ આપી અને તે પછી મનોહરભાઈએ નોકરી છોડી દીધી એટલું જ નહિ પણ 'પરશુરામ ટ્રેડીંગ કંપની' એ નામથી ૧૯ ઓગસ્ટથી કંપનીનું કામકાજ શરૂ કરવાનું પણ પૂ. મહારાજશ્રીએ જ સૂચવ્યું. એટલે મનોહરભાઈએ નોકરી છોડતા પહેલાં એક વખત ઉજ્જૈન જઈ આવું છું એમ પૂ. મહારાજશ્રીને કહ્યું પણ ખરું

ત્યારે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે ઉજ્જૈન જાવ છો ત્યારે આ ચરિત્ર લખવાનો મારો સંદેશો જયંતને કહેતા આવજો.

ઉજ્જૈન શહેર વિષે તો શું લખું ? શહેરની કોઈપણ વ્યક્તિ સાથે અમારે સંબંધ નથી. અમારે બધાને તો ધર્મપ્રચાર કરવાનો છે એટલું જ અમે જાણીએ છીએ. પરંતુ એ માટે જ્યાં સુધી સમય પાકયો નથી હોતો ત્યાં સુધી બીજાના કહેલા ઢોંગ-પાખંડવાળા ધર્મ આચરણ માટે અમારે આંખો ઉઘાડી રાખી જોઈને અફસોસ કરવાનો જ રહ્યો. ધર્મ અંગે જેટલું જાણવાનું મળ્યું છે તેટલું હમણાં અમારી પાસે જ રાખીએ. સાંભળ્યું છે અને સાંભળીએ છીએ કે ઉજ્જૈન તીર્થસ્થળ છે પરંતુ જે શહેરો તીર્થસ્થાનો નથી ત્યાંના રહેવાસીઓમાં અને ઉજ્જૈનવાસીઓમાં જરા પણ ફેર નથી. ઉલટું એમ લાગે છે કે ધર્મના નામે જેટલા પાખંડ, ઢોંગ, દુરાચાર અને લૂંટ અહીં ચાલે છે તે તીર્થસ્થાનો ગણાતા નથી એવા શહેરોમાં તો નથી જ ચાલતા. એટલા એ શહેરો તો બચી ગયા છે. અમને કોઈ મંદિરમાં જવાની જરૂરત પણ પડતી નથી. કેમકે જે દિવ્યતાના દર્શન મંદિરોમાં હોય છે તે તો અમને અમારા નાના ઘરમાં પણ જોવા મળે છે. અમને એવો વિશ્વાસ જ નહિ, અનુભવ પણ છે.

પોતદાર સાહેબ તો કહે છે કે આ મકાન અને આ વાતાવરણ તમને આપવામાં આવ્યા છે તો એ તમામને તથા મકાનમાલિકના દુષ્ટતાપૂર્વકના આચરણને શાંતિથી સહન કરતા રહો. એક દિવસ તો જરૂર આમાંથી મુક્તિ મળશે.

---



આ જીવનચરિત્ર હવે પુરૂ થવા આવ્યું છે એથી મને અત્યંત આનંદ થાય છે. બારમી જાનેવારીએ આ પુસ્તકની શરૂઆત કરી અને આજ ત્રીસમી જાનેવારીએ એ પુરૂ થાય છે. આ પછી આની એક નકલ મારે મનોહરભાઈને મોકલી આપવાની છે.

આ છેલ્લા પ્રકરણમાં પોતદાર સાહેબને વિષે મેં જે અત્યાર સુધી જાણ્યું છે અને સાંભળ્યું છે તે તમામ પ્રસંગોનો ઉલ્લેખ કરવા વિચાર્યું છે. છેક ૧૯૬૦ની સાલથી આજ સાત વર્ષો સુધી શ્રી પોતદાર સાહેબ પોતાનું જીવન જે બેફિકરાઇથી કેવળ પુસ્તકોના વેચાણ ઉપર ચલાવે છે તે કઈ વસ્તુ છે? કઈ શ્રદ્ધા ઉપર ચલાવે છે? ઉપરાંત વચ્ચે વચ્ચે જ્યારે જ્યારે મુશ્કેલીઓ અને મુશીબતો આવી તે અસિમ ધીરજથી અને શાંતિથી કોના આધારે, કયા વિશ્વાસથી એ બેફિકરાઈથી સહન કરી શકે છે? હું તો ફક્ત એટલું જ જાણું છું અને માનું છું કે તેઓ જેને શબ્દોમાં સમજાવી કે વર્ણવી શકતા પણ નથી એવી કોઈ અલૌકિક શક્તિ તેઓની પાસે છે. અને એનો તેઓ અનુભવ પણ કરી રહ્યા છે. એ જ અલૌકિક અને દિવ્ય શક્તિના આધારે તેઓ આ સઘળી પાર્થિવ વસ્તુઓ તરફ તદ્દન અનાસક્ત રહી શક્યા છે અને એ દિવ્ય શક્તિને પોતાના જીવનમાં વધારે ને વધારે અનુભવ કરવા, સમજવા અને ઉતારવા પ્રયત્ન કરી રહ્યા છે.

એમની આ માનસિક સ્થિતિ વિષે તો આટલું કહી અને લખી શકાય કે:

(૧) પૂ. મહારાજશ્રીનો સન ૧૯૫૪મા શ્રી પોતદાર સાહેબ પર પડેલો અદ્દભુત પ્રભાવ. જેમ જેમ પોતદાર સાહેબ પૂ. મહારાજશ્રીની પાસે ને પાસે જતા ગયા તેમ તેમ આ પ્રભાવ પણ વૃદ્ધિ પામતો ગયો.

(૨) આ પછી એમને સન ૧૯૫૮ની તેરમી ફેબ્રુઆરીના પ્રથમ પ્રસંગ

પછી લગભગ ચાર સાલ સુધી સ્વપ્ન દૃષ્ટાંત, સ્વપ્ન આદેશ અને સ્વપ્નમાં જ્ઞાન તથા પ્રશ્નોના ઉત્તર પૂ. મહારાજશ્રી તરફથી મળ્યા હતા. એમાંના કેટલાક મહત્ત્વના દૃષ્ટાંતો આ અગાઉના પ્રકરણોમાં જણાવ્યા છે જ. બીજા કેટલાક દૃષ્ટાંતોની મને માહિતી છે. કેટલાકની જાણકારી નથી. પરંતુ જ્યારે અમે એમને એ બાબત પૂછવા માંડયું ત્યારે એમણે ફેબ્રુઆરી ૧૯૬૩માં એમની ડાયરી જ બાળી નાખી અને બાળી નાંખવાનું કારણ પૂછતાં એમણે કહ્યું કે એ ડાયરી બીજા કોઈને ઉપયોગી નથી. ૧૯૬૨થી આ સ્વપ્ન દૃષ્ટાંત બંધ થઈ ગયા. અને ચાર છ મહિને એવો કોઈ પ્રસંગ પ્રાપ્ત થતો. સ્વપ્નમાં પૂ. મહારાજશ્રીના એમને દર્શન થયાં કરતા અને ક્યારેક બીજા પણ અનુભવો થતા. આ બધા એકત્ર કરાય તો વિપુલ ભંડાર થાય એમ છે.

(૩) એમને વખતો વખત અક્કલકોટથી પત્રો તથા તાર પણ મળ્યા છે પરંતુ ડિસેમ્બર ૧૯૬૫માં જ્યારે ઘર બાબત એમના ઉપર ફરિયાદ થઈ અને દાવો થયો ત્યારે આ તમામ પત્રો તથા તાર એમણે બાળી નાંખ્યાં જેથી કદાચ કોર્ટના હુકમથી ઘર તરત ખાલી કરવું પડે ત્યારે આ તમામ અમુલ્ય વસ્તુ બીજાના હાથમાં ન જાય. આ પત્રો તથા તાર બાબતમાં પણ અગાઉ ઉલ્લેખ કર્યો છે. તમામ પત્રો તથા તારની હકીકત એમને આજે પણ યાદ છે.

(૪) વખતો વખત એઓ અક્કલકોટ જતા ત્યારે પૂ. મહારાજશ્રીએ કહેલા વચનો. આમાંથી પણ કેટલાક આ પુસ્તકમાં ઉતાર્યા છે. આવા તો કેટલાક વચનો પોતદાર સાહેબ અમારી સાથેની વાતચીતમાં ખુબ ભારપૂર્વક અને મહત્ત્વતાથી અમને કહેતા હતા.

(૫) ૧૯૫૯ની શરૂઆતથી એમના શરીરમાં રોજ રોજ થતી અવર્ણનિય આન્તરિક હિલચાલ (ફેરફાર). આ હિલચાલ ખાસ કરીને પીઠ, મ્હો, (કપાળ) તથા ભ્રમરના મધ્ય ભાગે થાય છે, જેથી એમને અપૂર્વ આનંદ થતો હતો. આ ફેરફાર તો થાય છે, કેમ થાય છે એ તો કોઈ નિષ્ણાત ડૉક્ટરની પણ સમજશક્તિની બહાર છે. ભલે ને ડૉક્ટર ગમે તે રીતે તપાસે તો પણ આ બધું એને સમજાય એમ નથી—સમજણમાં આવી શકે એમ નથી. ફક્ત તપથી જ આ આનંદ મેળવી શકાય છે. ૧૯૫૯ના ડિસેમ્બરમાં જ્યારે દક્ષિણ યાત્રા શરૂ કરવાની હતી ત્યારે આ ફેરફારના ચિન્હો એમને એટલી તીવ્રતાથી જણાતાં કે એમને પોતાને પણ એમ જ લાગતું કે એમના જન્મનો હેતુ થોડા જ

વખતમાં સિદ્ધ થશે. પરંતુ ૧૦ ડિસેમ્બરે જ્યારે પૃ. મહારાજશ્રીના દર્શન થયા, ત્યારે એમણે (પૃ. મહારાજશ્રીએ જ) પૂછ્યું કે "કેમ પોતદાર સાહેબ! આ માર્ગ કેટલો મુશ્કેલી ભર્યો છે તે સમજાય છે ને?" પોતદાર સાહેબે તરત જ જવાબ આપ્યો હતો, "હા." અને ત્યાર પછી જ પોતદાર સાહેબ જાણી ગયા કે છેલ્લી સ્થિતિ તો હજી દૂર છે. આંતરિક ફેરફાર આજસુધી આવુ જ છે.

(૬) સન ૧૯૫૯માં જ્યારે પોતદાર સાહેબ ગુરૂપૂર્ણિમાના ઉત્સવ ઉપર અક્કલકોટ જવા નીકળ્યા ત્યારે ૧૯ જુલાઈની સવારે અહમદનગર નજીક એમને એક અલૌકિક પ્રકાશની અનુભૂતિ થઈ હતી. આનું આબેહૂબ વર્ણન તો થઈ શકે એમ નથી પરંતુ એટલું માલમ પડયું હતું કે આકાશમાં વિજળી થતી વખતે જે પ્રકાશ-રેખા જણાય છે તેવા જ પ્રકારનો આ પ્રકાશ છે એના પર દૃષ્ટિ સ્થિર કરી શકાય એમ છે. આ પછી એટલે ૧૯૫૯ પછી આવો અનુભવ સામાન્ય રીતે મહિનામાં બે વાર થાય છે, કોઈ મહિને ત્રણ વાર, કોઈ મહિને ચાર વાર, કોઈ વખત એકવાર થાય છે અને કોઈ મહિને તો એક વાર પણ એ અનુભવ થતો નથી. એટલે તો મેં સામાન્યપણે બે વાર આ અનુભવ થાય છે એમ જણાવ્યું છે. આ અનુભૂતિ ગમે ત્યારે અને ગમે તે સ્થળે થાય છે અને એ વખતે એમના બોલવા ચાલવા, ફરવા જવાના કાર્યોમાં કોઈ ફેરફાર થતો નથી. આ અનુભૂતિ થાય છે ત્યારે ૨૦-૨૫ મિનિટ સુધી ચાલે છે અને પોતદાર સાહેબ એમાં તલ્લીન થઈ જાય છે. આ અનુભૂતિનું નામ શું, એને કયા નામથી ઓળખી શકાય એની એમને ખબર નથી. પરંતુ એમની દૃષ્ટિ આગળ એક વિચિત્ર અને પ્રેરણાદાયી દૃશ્ય નજરે પડે છે. અગર જો ઉંઘમાં આવી અનુભૂતિ થાય છે તો તરત જ આંખો ખુલી જાય છે અને બંધ આંખો આગળ કે ખુલી આંખોએ એ એક સરખા જ લાગે છે-એક જ પ્રકારનો દેખાવ દૃષ્ટિગોચર થાય છે.

(૭) અંધકારમાં કે પ્રકાશમાં-ચોવીસ કલાકમાં કયારેક બે વાર તો કયારે એકવાર-વધારે પ્રમાણમાં સાંજના એક જુદી જ અનુભૂતિ થાય છે. આ નવો અનુભવ સન ૧૯૬૨થી શરૂ થયો છે. હમણાં હમણાં તો આવો અનુભવ દિવસમાં ઘણીવાર થાય છે. પરંતુ એ અનુભવ એક બે મિનિટથી વધારે ટકતો નથી. આ અનુભવનું વર્ણન કરતાં એઓ કહે છે કે "આ અનુભવ જેમ દીવો ઝબક ઝબક થઈને બુઝાઈ જાય છે, અગર જેમ સમુદ્રની લહેરો ઊઠી ઊઠીને

પાછી સમુદ્રમા જ વિલિન થાય છે, લગભગ એ જ પ્રકાર ક્યારેક ધીરા, મંદ, ક્યારેક મધ્યમ પ્રમાણથી શરૂ થઈ, ઝબક ઝબક થઈને વિલિન થઇ જાય છે ”

(૮) ૧૯૫૮ની શરૂઆતથી પાતદાર સાહેબને ક્યારેક મુખાકૃતિ– મૂર્તિઓના દર્શન થતા આ સ્થિતિ “ In search of happiness ”–સુખની શોધમા–પુસ્તક લખતા સુધી એટલે કે દોઢ વર્ષ સુધી રહી એટલે તો એમણે પોતે જ કાર હાકવાનુ છોડીને ડ્રાઈવરને કાર હાકવાનુ કામ સોપી દીધુ એમને સતત એ બીક રહેતી કે આવા કોઈ અનુભવને લઈને કાઇ અકસ્માત થઇ બેસશે આ મૂર્તિઓના પ્રત્યક્ષ દર્શન થવા એ અનુભવ લગભગ દોઢ વર્ષ પછી બધ થઈ ગયો અને તેને બદલે બીજા જ પ્રકારનો દિવ્ય અનુભવ થવા લાગ્યો આ દિવ્ય અજબ દૃશ્યનો અનુભવ દૃષ્ટિ સમક્ષ થવા લાગ્યો અને પછી તો આખો વખત ચોવીસ કલાક સુધી ક્ષણે ક્ષણ અને મિનિટે મિનિટ એ દેખાવ નજર આગળ અનુભવ રૂપે રહેવા લાગ્યો આજે પણ એ જ સ્થિતિ છે આ અનુભવ પણ જેમ ઊઘાડી આખ આગળ થાય છે તેમ જ બધ આખોએ પણ થાય છે, પરતુ એમને રાતના અધકારમા આ અનુભવ થતા જેવો આનદ થાય છે તેવો આનદ દિવસના અનુભવ વખતે થતો નથી દિવસમા આ કાળા રગનો દેખાવ છે જ્યારે રાતના પ્રકાશમય દેખાય છે પોતે આ દૃશ્ય દેખતા કલાકો સુધી એકાતવાસમા રહી શકે છે અને એકાતને સહન પણ કરી શકે છે સમય વિતાવવાને માટે એમની પાસે આ એક મહત્ત્વનુ સાધન છે એ સાધનને લીધે તો એમના દિવસો, અઠવાડિયા, મહિનાઓ અને વર્ષો આનદથી પસાર થઈ ગયા આ અનુભવ અને દૃશ્યને શુ નામ આપવુ એ તેઓ કહી શકતા નથી એટલુ જ એમને ખબર છે કે પૂ મહારાજશ્રીએ એમને એક વખત કહ્યુ હતુ કે “ આ જે સામે દેખાય છે એના ઉપર તો એક દિવસ વિજય મેળવવાનો છે ” પાનદાર સાહેબ પણ એ સારી રીતે જાણે છે કે આ જે બધુ સામે દેખાય છે એને એક દિવસ બદલવાનુ છે અને જે દિવસે એ દૃશ્યનુ પલટાયેલુ સ્વરૂપ દેખાશે ત્યારે અને તે પછી સર્વ મુશ્કેલીઓ અને ઝઝટથી મુક્ત થઈ શકાશે અને ત્યારે જ જન્મહેતુ અને પોતાનુ કાર્ય શરૂ કરી શકાશે ઉપર જણાવ્યુ છે તેમ આ દૃશ્ય એમની આખ આગળથી એક મિનિટ માટે પણ દૂર ખસતુ નથી આ અનુભવ એમને સતત થતો જ રહ્યા છે મારા વિચાર મુજબ તો મે વચનના સાત પ્રકરણોમા એમની ઉત્પત્તિ–સિદ્ધિના જે પ્રસંગો લખ્યા છે તેમા તો બધા કરતા આ જ વસ્તુ આ આખી હકીકત જ વધારે મહત્ત્વની છે કે હવે તો એમને ઘરે અને સાનમા પેગામા જણાવવી અનુભૂતિ–જ કરાવેલો

અનુભવ જેમ પ્રત્યક્ષ થાય છે તેમ આ આઠમા પેરામાં બતાવેલો અનુભવ પણ ચાલુ થયા કરે જ છે. આ અનુભવ શું છે, કેવો છે એવા સવાલના જવાબમાં એ એક જ જવાબ અમને આપે છે: " કઠોર તપ કરો અને જાતે જ અનુભવ કરી લો. " તો પછી 'ધર્મપાઠ'માં 'ઈશ્વર' નામક ત્રીજો પાઠ અને Last Step 'છેલ્લું સોપાન'માં છેલ્લો અધ્યાય આ અનુભવ ઉપરથી જ લખાયો છે ? હું કહી શકતો નથી.

એમના જીવનમાં ચમત્કારિક પ્રસંગોને કોઈ સ્થાન નથી અને એઓ ચમત્કારોને કોઈ મહત્ત્વ કે અગત્ય આપતા જ નથી. પ્રસંગોપાત મેં આ પુસ્તકમાં એક બે પ્રસંગોનો ઉલ્લેખ કર્યો છે જ્યારે કોઈ ભાવિ પ્રસંગની આગાહી એમણે બેત્રણ દિવસ અગાઉ કરેલી. પરંતુ આ પ્રસંગોએ કરેલી આગાહી તો એમણે સહજ સ્વભાવ મુજબ બતાવી અને કરી હતી. કોઈ સિદ્ધિ મેળવ્યાના કારણે બતાવી ન હતી. એવા દાખલાઓ તો અમારા બાળકોના જીવનમાં અનેક છે. એમનો ડ્રાઈવર પણ કહેતો હતો કે " સાહેબ જે વાત કહેતા તે વાત પથ્થરમાં કોતરાઈ જતી. " આવું તો વર્ષોથી અનુભવતો આવ્યો છું પરંતુ આ તો એમના સહજ સ્વભાવ મુજબ બનતું. એમ તો એ કોઈ વખત ભવિષ્યસંબંધી વાતચિત કે ચિંતા કરતા જ નહીં અને જ્યારે કોઈ વખત બીજા દિવસ માટે કાંઈ યોજના, કાંઈ વિચાર કરવામાં આવતો ત્યારે એ બોલી ઉઠતા, " હજી કાલ તો પડવા દો. પછી કાલે એને માટે વિચાર કરજો. આજે શા માટે ફિકર કરો છો ? "

સન ૧૯૬૨થી સાધારણ અને સામાન્ય માણસોના જેવો જ એમનો રોજનો નિત્યક્રમ રહ્યો છે. રાત્રે નવ વાગે સુઈ જાય છે અને સવારે બે, ચાર કે ૭ વાગે જ્યારે ઊંઘ ઊડી જાય ત્યારે ઊઠી જાય છે. બાકીનો વખત એ બેસી જ રહે છે. ક્યારેક થોડો વખત ઊભા રહેવામાં અને ફરવામાં ગાળે છે. રોજ બે વખત ભોજન કરે છે. અઠવાડિયે એક દિવસ અલૂણો–મીઠા વગરનો ખોરાક અને મહિનામાં એક બે વખત પ્રવાહી જ આખો દિવસ લે છે. સ્વાદિષ્ટ ભોજનનો શોખ છે અને જ્યારે ઈચ્છા થાય ત્યારે જાતે પણ રસોઈ કરી લે છે. રોજ લગભગ કલાક બે કલાક અમને ભેગા કરીને પોતાના પ્રિય વિષય ધર્મ, ઈશ્વર, સુખ ઉપર ચર્ચા કરે છે. આ પુસ્તકમાં જણાવ્યું છે તેના કરતાં ઘણો વધારે સમય અમારી સાથે વાતચીતમાં ગાળે છે. કોઈ પંથ કે સંપ્રદાયમાં એ માનતા નથી અને એમણે સ્વીકાર્યો પણ નથી. માનવતા પર જ એ મુખ્ય ભાર મૂકે છે અને માનવતા ધર્માચરણથી જ મળે છે એવો એમનો દૃઢ નિશ્ચય છે. ફલ-

જાતિર, કથા-કીર્તનકાના તથા ધર્મનો ' પંથના વખાણ અને દંભ કરનારાઓ તરફ એમને તિરસ્કાર છે એ બધાના નામમાં ' મત મંદિર, મ જીદ, ગુરુદ્વાર 'મા બનાવ્યાં છે એમના મત પ્રમાણે આ બધા ધાર્મિક નથી પરંતુ ધર્માંધ ટોળ છે અને ધર્માંધતાનો પ્રચાર કરે છે એઓ (પોતદાર સાહેબ) તો ધાર્મિક રૂઢિયા તથા અંધવિશ્વાસના તો શત્રુ છે પરંતુ અગાઉ થઈ ગયેલા ધર્મના સ્થાપક પણ એમના પોતાના જ અનુયાયીઓ કરતા પાતાર સાહેબને વધારે માન અને શ્રદ્ધા છે રૂઢિયો અને અંધવિશ્વાસ રાખનારાઓએ ધર્મનું સત્યાનાશ વાળ્યું છે એમ એમને લાગે છે અને નથી જ એ યોગ્ય લાગતા નથી

આમ તો સ્વભાવના આનંદી છે પરંતુ ક્રોધ આવે એવો કોઈ પ્રસંગ વખતે એમને ક્રોધ પણ ચઢે છે પરંતુ પોતાના ગુસ્સામાં એ કોઈને કાંઈ પ્રકારનું નુકસાન નથી કરતા સુખની નોંધમાં લખ્યું ત્યાર પહેલાં કે ત્યાર બાદ એમણે કોઈ પુસ્તક વાંચ્યું નથી અને હવે કોઈ પુસ્તક વાંચવાનો વિચાર પણ નથી એમની વાતો અને પુસ્તક સ્વભાવનું જ પરિણામ છે પહેલા તો રોજ એ સાંજ વર્તમાનપત્ર વાંચતા પણ હતા, પરંતુ છેલ્લા દશ મહિનાથી એક પણ વર્તમાનપત્રને હાથ લગાડ્યો નથી વાંચ્યું નથી, અને હવે વાંચતા કે મતે નક્કી નથી કોઈના કાગળ આવે તો તેનો જવાબ માગી અગર નલિનીબહેન પાસે લખાવે છે બહારના કોઈ મળવા આવે તો બપોરે ૧૨ થી ૫ સુધીમાં જ એમને મળીને વાત પતાવે છે અને રવિવાર તો કોઈને મળવાનું પસંદ કરતા નથી કોઈની પાસેથી મફત કોઈ ચીજ ભેટ તરીકે પણ લેતા નથી ફક્ત જ્યારે એ જાતે જ કોઈ વસ્તુ માગે અને એ કોઈ લાવી આપે તો જ એ વસ્તુ એ લે છે મળવા આવનારને પગે લાગવા કે ઝુકીને નમસ્કાર કરવાની મના છે આપણામાં જેમ બે હાથ જોડીને નમસ્કાર કરીએ છીએ અગર સલામ કરવાની રીત જ એ પસંદ કરે છે કોઈને આશીર્વાદ આપતા નથી ફક્ત એટલું જ કહે છે કે સ્વધર્મનું આચરણ કરો

એમના સરળ સ્વભાવ અને ઉપર જણાવેલી આઠ પ્રકારની સંપત્તિ એ જ એમનું ધન કે અર્જન છે આ શ્રદ્ધા અને સંપત્તિની સહાયથી એમને એટલી ખાત્રી છે પોતે આપેલ વચન જો ઈશ્વરની શક્તિ કે ઈચ્છા વિરુદ્ધ નહીં હોય તો આ જ અવતારમાં એ જરૂર પૂરું કરીશ અને આ કાર્ય માટે અમે બધા વર્ગના માણસોનો સહકાર પણ એ લે છે એમને અહીં ઘરના બધા માણસોનો પરિચય પણ તમને ટુંકામાં આપી દઉં છું

મારા માતાજી શ્રી સુમતિબાઈ આજે લગભગ ૭૬ વર્ષના હોઈ એમને મરાઠી તથા હિંદી લખતા વાંચતાં આવડે છે. ૧૯૪૭ સુધીમાં માતાપિતાને ઘેર જે કાંઈ બ્રાહ્મણના ઘરમાં જોવા મળે એવા હિંદુ રીતરિવાજોના સંસ્કારો એમને મળ્યા હતા. તેમાં પોતદાર સાહેબ સાથે લગ્ન થયા બાદ અમારા ઘરમાં જ્યારે એ આવ્યા ત્યારે એમના કૌટુંબિક સંસ્કારો કરતાં તદ્દન જુદા જ પ્રકારના રીતરિવાજ અને રંગઢંગ જોવા મળ્યા કારણ કે પોતદાર સાહેબ તે વખતમાં તો સાહેબશાહી રંગઢંગ અને રીતરિવાજ મુજબ રહેતા હતા અને દશ વર્ષની અંદર જ્યારે માતાજી આ નવા રીતરિવાજથી તદ્દન વાકેફ થઈ એમાં પારંગત થવાનો સમય આવ્યો ત્યારે પોતદાર સાહેબનું જીવન વહેલું સદંતર બદલાઈ ગયું. એમણે ખાવાપીવામાં, કપડાંમાં અને રહેવાની ટેવોમાં પાયાના ફેરફાર કરી નાંખ્યા એટલું જ નહિ પરંતુ એ પોતે પણ બદલાયા. માતાજીએ જ્યારે આ નવું સ્વરૂપ દેખ્યું હશે ત્યારે વિચાર્યું હશે કે " એમણે પોતે જેવા હતા અને જેવા બનવાને મને પ્રોત્સાહન આપતા હતા, તેની તૈયારીમાં મને દસ વર્ષ લાગ્યા અને હવે જ્યારે હું એ જીવન માટે લોટલો, કલખો તથા પાર્ટીઓ માટે તૈયાર થઈ અને એમની સાથે સામાજીક જાહેર જીવનમાં સાથ આપવાને તૈયાર થઈ ત્યારે એમણે એક જ ઝટકે પોતાનું જીવન પરિવર્તન કરી નાંખ્યું છે. અત્યારનું એમનું જીવન–જીવનના રંગઢંગ એવા છે કે જેની સાથે મારા નાનપણના ધાર્મિક સંસ્કારોને મેળ બેસતો નથી કે એમના છેલ્લાં દશ વર્ષના સાહેબશાહી રંગઢંગ સાથે પણ મેળ બેસતો નથી. એમની પત્ની તરીકે મારે તો એમની પસંદગી નાપસંદગી તરફ જ ધ્યાન આપવું અને એમના જીવનમાં એમને મદદ કરી શકાય એવી રીતે મારા જીવનને ઘડવું એ જ મારી ફરજ થઇ પડી. "

પરંતુ આ બધામાં માની ગતિ અને શક્તિ આગલા દસ વર્ષના કરતાં ઘણી ઓછી થઈ ગઈ હતી. પરંતુ આજે પણ એ સંપૂર્ણ સહૃદયતાથી પતિના કાર્યમાં મદદરૂપ થવા પ્રયત્ન કરતી જ રહી છે. અને મને ખાત્રી છે કે એ જરૂર એના પ્રયત્નમાં સફળતા મેળવશે જ. સ્વભાવની સરળ અને સાલસ છે. એ મહેનતથી ગભરાતી નથી, મુશ્કેલીના સમયમા સંપૂર્ણ સાથ આપે છે અને હિંમત રાખી રહે છે. ઘરનું તમામ કામકાજ એક ઉત્તમ ગૃહીણીની અદાથી કરતી રહે છે. અમને બધાને વાત્સલ્ય પ્રેમથી જમાડે છે, અને સન ૧૯૬૪ થી પોતદાર સાહેબની પોતાના આચરણથી ધર્મની અનુયાયી બની ગઇ છે. પોતાના પાછલા અંધશ્રદ્ધાળુ રૂઢિબદ્ધ ભરમી ધર્મને તિલાંજલી આપી દીધી છે.

બીજા નંબર મનોહરભાઈ—મારા મોટાભાઈનો નંબર આવે એમને વિષે તો જરૂરી પ્રસંગે હું લખી જ ગયો છું. છેલ્લા બે વર્ષથી એમને પોતદાર સાહેબ તરફ આકર્ષણ વધ્યું છે અને ગયા વર્ષના મે માસથી પોતે પોતદાર સાહેબના કામમાં સંપૂર્ણ સહાય કરવાનો નિર્ણય કર્યો છે, એના પ્રતિની પણ આપી છે અત્યારે એમની ઉંમર ૨૯ વર્ષની છે અને એમણે અંગ્રેજી, હિંદી અને મરાઠી ભાષા ઉપર પ્રભુત્વ મેળવ્યું છે મુંબઈમાં માહીમમાં રહે છે અને એમની પરશુરામ ટ્રેડીંગ કંપનીની ઑફીસ મુંબઈના ફોર્ટ વિસ્તારમાં આવેલી છે

હવે મારી પોતાની વાત કહું તો ૧૯૬૦મા પિતાજી અને જયકૃષ્ણજીનો વાર્તાલાપ સાંભળ્યા પછી હું એમના કામથી અને વાતચીતથી પ્રભાવિત થયો છું અને ત્યારથી જ એમના કામમાં સહકાર આપવાની ખૂબ ઈચ્છા છે જો કે હું કઈ રીતે સહાય કરી શકું એનો મને સમજણ તો નથી પરંતુ એમના સત્ય સનાતનધર્મનો મનથી તો સંપૂર્ણ રીતે અને વ્યારેક આચરણમાં પણ અનુયાયી બનવા પ્રયત્નશીલ રહ્યો છું કેટલાક વ્યારેક એમના ખાતર કરું છું કે સ્વભાવના ચંચળતાને કારણે તથા શારીરિક અસ્વસ્થતાને કારણે તપમાં ઘણી વખત વિક્ષેપ પડયો છે આમ છતાં ઉજ્જૈનમાં રહેવાથી મને ઘણો ફાયદો થયો છે અહીં આવ્યા પછી મને માનસિક સ્થીરતા પ્રાપ્ત થઈ છે અને એને લઈને મારી પ્રગતિ થઈ રહી છે એ પ્રગતિને કારણે હું એમના કામમાં મદદગાર થઈ શકીશ એમ મને લાગે છે બનવાજોગ છે કે પૂ. મહારાજશ્રીએ મને જે સંદેશો મોકલ્યો તેનું કારણ એ છે કે હું એ સંદેશાને લીધે મારી ઈચ્છા મુજબ પરી સહૃદયતાથી અને ઉત્સાહપૂર્વક એમના કામમાં સાથ આપી શકું ચિંતનમનન અને વાચનનો મને શોખ છે, અને ઉજ્જૈન આવ્યા પછી અહીંની જુની લાયબ્રેરી ' યુવરાજ જીવાજીરાવ લાયબ્રેરી "ના ઘણા પુસ્તકો મેં વાંચી નાખ્યા છે આ જનેવારીના મને અઢારમું વર્ષ બેસશે અને તે દરમ્યાન અંગ્રેજી લખી વાંચી શકું ત્યાંસુધી તો શીખ્યો છું, જો કે અંગ્રેજીમાં વાતચીત કરી કે બોલી શકું એટલું જાણતા નથી હિંદીનું સારું જ્ઞાન છે મરાઠી ભાષા બોલતા તથા લખતા પણ આવડે છે ગુજરાતી વાંચીને સમજી શકું છું અને સંસ્કૃતનું પ્રારંભિક જ્ઞાન છે એમાં વધારે જાણવા—અભ્યાસ કરવાની ઈચ્છા છે

નલિની બહેનને તો હું ધર્મ અને અનુભવોની બાબતમાં મારા કરતા પણ વધારે જાણકાર માનું છું ૨૬ નવેમ્બર ૧૯૬૪થી એમણે શરૂ કરેલું માનસિક તથા શારીરિક તપ અને પ્રતિકુળતાઓ અને મુશ્કેલીઓ છતાં અખંડ ચાલુ જ રહ્યું છે સ્વપ્નમાં મેળવેલ જ્ઞાન સ્વપ્નમાં મળેલા આદેશો અને

સ્વપ્ન દ્દષ્ટાંતોનો તો એની પાસે ખજાનો છે. અને તપમાં એક પછી એક પગથિયાં–સોપાન એ સર કરતી જાય છે. પોતદાર સાહેબના ધર્મનો પ્રચાર, સ્ત્રી સમાજમાં જેટલો અને જેવી રીતે કરી શકાય એટલો કરવો એ જ એનુ ધ્યેય રહ્યું છે. કારણ કે સ્ત્રીઓમાં જ રૂઢિગે અને અંધ વિશ્વાસના મૂળ ઊંડા ઉતર્યા છે એમ એને ખબર છે. ભોપાળમાં લગભગ ૨૫ રવિવાર એણે 'ધર્મપાઠ', 'સુખની શોધમાં', 'મસ્જીદ, મંદિર, ગુરુદ્વારા અને 'લાસ્ટ સ્ટેપ–છેલ્લું સોપાન' ઉપર ૧૫–૨૦ મિનિટ સુધી વ્યાખ્યાનોની પ્રેકટીસ કરી છે. અલબત, શ્રોતાઓમાં તો અમે ઘરના માણસો અને ડ્રાઈવર વુસુફખાં જ બેસતા. નલિની બહેને પોતદાર સાહેબના પુસ્તકો વારંવાર વાંચ્યા છે અને તેના ઉપર ચિંતન-મનન કર્યું છે, અને દરેક પ્રસંગ એ યાદ–તાજો જ રાખે છે. સોળ વર્ષની ઉંમરમાં પણ એની બુદ્ધિ બહુ તીવ્ર છે. મારી સાથે જ નિશાળમાં અંગ્રેજીનો અભ્યાસ કર્યો છે પરંતુ એમાં એને રસ નથી. હિંદી, મરાઠી સારી રીતે આવડે છે અને જાણે છે, ઊર્દુની પાંચમી ચોપડી સુધી લખતાં વાંચતા તો પોતદાર સાહેબે જ એને ભણાવી છે. બંગાળી અને સંસ્કૃતમાં પણ એને રસ અને રૂચિ છે.

નલિની બહેનથી નાની જ્યોતિ. અમે બધાયે તો છઠ્ઠી સુધી શાળામાં અભ્યાસ કર્યો છે પરંતુ એણે તો શાળાનુ બારણું પણ જોયું નથી. ઈચ્છા થાય છે ત્યારે ઘેર રહીને જ હિંદી લખવા વાંચવાનુ શીખે છે. અમે બધા રાતના ભોજન પછી કલાક દોઢ કલાક સુધી જ્યારે ચર્ચા કરવા બેસીએ છીએ ત્યારે છેક નાનપણથી જ જ્યોતિ અમારી બેઠકમાં સામેલ હોય છે અને એના મન પર અમારી ચર્ચાની સારી અસર પડી છે. ઉજ્જૈન આવ્યા પછી તો એ જ એનો નિત્યનો કાર્યક્રમ થઇ પડયો છે અને થોડા વખત પછી તો એ નલિની બહેનની માફક કામ કરવાની તૈયારી કરશે એમ લાગે છે અત્યારે તો એની ઉંમર ફક્ત ૧૦ વર્ષની જ છે.

છેલ્લી રહી અમારી સૌથી નાની બહેન – પોતદાર સાહેબના કાર્યની છટ્ઠી સાથીદાર–અમારી નાની બહેન વિજયા–વિજયા સત્યપ્રિયા. પાંચ વર્ષની છે અને ખૂબ જ આનંદી છે, રડતા તો આવડતું જ નથી. અનેક જાતની આર્થિક મુશ્કેલીઓમાં કોણ જાણે કઈ રીતે શાંત રહી શકે છે. એને સમજાવીને જો કાંઈ કહેવામાં આવે છે તો તે તરત જ માની જાય છે. કલાકો સુધી એકલી એકલી રમ્યા કરે છે અને જ્યારે કોઈ સાથીદાર–સાહેલીની જરૂર પડે છે ત્યારે

રાખ્યો છે. પરંતુ મારી વાચકોને એક વિનંતી છે કે આ જીવનચરિત્ર વાંચ્યા પછી પણ પોતદાર સાહેબના ધર્મની બાબતમાં જે વિચારો એમનું મનન અને અને ચિંતન છે, તે જાણવા માટે એમના બીજા પુસ્તકો પણ જરૂર ધ્યાનપૂર્વક વાંચો. ત્યારે જ આ લખાણનો હેતુ સિદ્ધ થયો ગણાય. જે જે વાચક પોત-પોતાના જે ધર્મ પ્રમાણે આચરણ કરી રહ્યા હોય તેમણે આ સત્ય સનાતન ધર્મના પાંચે અંગોની જે વ્યાખ્યા પોતદાર સાહેબે કરી છે તેની સાથે સરખાવે અને આ વ્યાખ્યાની વિરૂદ્ધનું, જે કોઇ પણ આચરણ એ કરતા હોય તો એનો ત્યાગ કરે અને વેદો દ્વારા બતાવેલા આ સત્ય સનાતન ધર્મ મુજબ પોતાનું આચરણ રાખે. મને લાગે છે કે પુસ્તક લખવામાં મારો આ એક જ ઉદ્દેશ છે.

---

આ પુસ્તકમાં વાચકોએ મહાનુભાવ શ્રી માધવજી પોતદારનું રહસ્યમય જીવન-દર્શન વાંચ્યું. ઉપરાંત એમને સોંપેલા કાર્યનો પરિચય પણ મેળવ્યો. હું હવે વાચકોને પુસ્તકનાં છેવટનાં પ્રકરણની અંતિમ પંક્તિઓની યાદ આપવા માંગુ છું. એ પંક્તિઓમાં લેખકે એવો ઉલ્લેખ કર્યો છે કે પોતદાર સાહેબ તથા અમે બધા એમના સહકાર્યકર્તાઓ આ કાર્ય તથા સહકાર્ય કયે દિવસે અને કયે વખતે શરૂ થાય છે તેની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યા છીએ. આ પંક્તિઓ લખ્યા પછી લગભગ એક વર્ષ બાદ એટલે ૧૯૬૮ની ૪થી ફેબ્રુઆરી (જે સંયોગવશ એમના " Last Step "–અંતિમ સોપાન–પુસ્તકની છઠ્ઠી વર્ષગાંઠ છે) નો સુવર્ણ દિવસ આવી પહોંચ્યો. આ મારાં નિવેદનનો હેતુ એ સુવર્ણ દિવસની મહત્તાનો ખ્યાલ આપની સમક્ષ રજુ કરવાનો છે. ૧૯૬૮ના ચોથી ફેબ્રુઆરીના સુવર્ણ દિવસે પોતદાર સાહેબને એક સંકેતાત્મક અલૌકિક દર્શન થયું, જેનો આ સ્થળે ઉલ્લેખ કરતાં ઘણો આનંદ થાય છે અને અમે ખૂબ ગર્વોન્નત મસ્ત થયા છીએ. આપ વાચકો પણ આ દૃષ્ટાંત કેવી જાતનું હતું એ જાણી શકો એ હેતુથી હું તેને આ સ્થળે આપુ છું.

ચોથી ફેબ્રુઆરી ૧૯૬૮ની રાતે ૧૨ વાગ્યા પછી જે દૃષ્ટાંત જોયું તે 'વેદ'ને વિષે હતું. દૃષ્ટાંત આ પ્રકારનું હતું.

" એક પેટ્રોલ પંપ છે જેની માલિકણ છે. આ વૃદ્ધાનો પૌત્ર જે વર્ષો પહેલાં ક્યાંક જતો રહ્યો હતો ને હમણાં પાછો આવ્યો છે. તે કોઈ કવિતા પોતદાર સાહેબને વાંચી સંભળાવતો હતો. આ કવિતા કેટલી સુંદર છે એવું પોતદાર સાહેબ વિચારી રહ્યા હતા. એમાં સંસારનો તમામ સાર આપ્યો હતો. આ કવિતા કદાચ મૈથિલીશરણ ગુપ્તની છે. એટલામાં એમણે જોયું કે જે વૃદ્ધ કવિતા વાંચી સંભળાવતો હતો તે વાંચતા વાંચતા મરી ગયો. પછી પોતદાર સાહેબને ખબર પડી કે આ કવિતા એ વૃદ્ધે જ લખી છે. એટલે એમણે વિચાર્યું કે એને કેમ પ્રકાશિત ન કરવી? પરંતુ આ કવિતાની સ્વપ્નની લિપિ તો તે વૃદ્ધ જ સમજી શકતો હતો અને તે તો અવસાન પામ્યો છે. આ મંથનમાં જ એ દૃશ્ય પુરૂં થઈ ગયું. પાછા તેઓ સુઈ ગયા ત્યારે એ જ પેટ્રોલ પંપ. એ જ વૃદ્ધ ફરી એ જ કવિતા તેમને વાંચી સંભળાવતો હતો. કવિતા એ જ હતી. પોતદાર સાહેબને તે ઘણી સારી લાગી હતી અને તેથી તેને છપાવવા માંગતા હતા. તેમણે તે વૃદ્ધને કહ્યું કે, " આ કવિતા આપો કે જેથી એને છપાવી

શકાય." આથી તે વૃદ્ધે જવાબ આપ્યો : "આ કંઈ લખી લીધેલી તો નથી. આ તો મારો અનુભવ છે. તે મારા પેટમાં છે હું તમને તે આપું છું." આમ કહીને તેણે પોતાનો એક પગ ખેંચ્યો. ખેંચવાથી પગ, પેટ અને એક હાથ એના શરીરથી જુદા થઈ ગયા અને પોતદાર સાહેબને આપીને કહ્યું કે "પેલી તમામ કવિતા આમાં છે, તમે વાંચી લો." તેનું અર્ધું શરીર બચ્યું હતું. તે બોલતાં બોલતાં નિર્જીવ થઈ ગયું. આને કેવી રીતે વાંચી શકાય એમ પોતદાર સાહેબ વિચારવા લાગ્યા. દૃષ્ટાંતનું બીજું ચિત્ર પુરું થયું. ફરી પાછો એ જ વૃદ્ધ દેખાયો જે તે જ કવિતા એમને સંભળાવતો હતો. આ વખતે એમણે ફરીવાર કહ્યું કે "આ કવિતા સરસ છે અને મારે તે જોઈએ છીએ." એટલે ફરીવાર જવાબ મળ્યો કે "આ કાંઈ લખેલી તો છે નહીં. એ તો મારા પેટ અને માથામાં છે. એ તો મારો પોતાનો અનુભવ છે. આ શરીર હું તમને આપી દઉં છું. પછી તમે તેને (કવિતાને) કાઢી લેજો." એટલું કહી તે સૂઈ ગયો અને તે મરી ગયો. થોડીવાર પછી એ શરીરની લાકડીઓ બનવા લાગી અને ત્યાર પછી સમસ્ત શરીરની લાકડીઓ બની ગઈ. ફક્ત શિર (માથું) બાકી રહ્યું, જે પોતદાર સાહેબે તે લોકોને આપીને કહ્યું કે "આને તમે અંતિમ સંસ્કાર માટે લઈ જાવ. બાકીનું શરીર તો લાકડાં જ છે." એ પછી તેઓ કોઈની મદદથી લાકડાં એકઠાં કરવા લાગ્યા અને તેની એક ભારી બનાવી. લાકડાંનો એક એક નાનામાં નાનો ટુકડો પણ તેમણે વીણી લીધો જેથી એક રજ જેટલો કાના માત્ર પણ બાકી ન રહી જાય. ભારી તૈયાર થઈ ગઈ એટલે મ્હોની જગ્યાએ પ્રકાશના વર્તુળમાં એમને 'વેદ' શબ્દ દેખાયો. પોતદાર સાહેબ વિચારવા લાગ્યા કે શું આજ વેદ છે? એટલામાં આ દૃશ્ય પૂરું થઈ ગયું.

એવું અલૌકિક એ દૃષ્ટાંત-દૃશ્ય હતું. સંપૂર્ણ નિષ્ઠાપૂર્વક 'વેદો'નું પ્રચારકાર્ય કરવાની જે પ્રતિજ્ઞા પ. પૂ. મહારાજશ્રીની ઈચ્છા અનુસાર લીધી હતી તે મહાન કાર્યના સંબંધમાં જ દેખાયેલું આ દૃષ્ટાંત ખરેખર તો એક નિશ્ચિત સંકેત જ છે. પોતદાર સાહેબ, આપણે તમામ એમના સાથી કાર્યકર તથા જગતભરના તમામને માટે આ એક અત્યંત આનંદજનક ઘટના છે એમ જણાય છે કે એ સર્વસમર્થ શક્તિએ આ દૃષ્ટાંત મારફત આદેશ આપ્યો છે કે "ઉઠ, ચાલ, જે કાર્યને માટે મેં તને નિમિત્ત બનાવ્યો છે તે કાર્યમાં લાગી જા." છઠ્ઠા પ્રકરણમાં પણ આનો ઉલ્લેખ આવ્યો છે કે ચાર દીશાઓની મુસાફરી કરીને જ્યારે પોતદાર સાહેબ અક્કલકોટ આવ્યા ત્યા-

વાતચીત દરમ્યાન પૂજ્ય મહારાજશ્રીએ એમને કહ્યું હતું કે " તમને નિમિત્ત બનાવીને હું જ કાર્ય કરી રહ્યો છું. જે સંદેશ જગતને આપવાને માટે હું આવ્યો છું એને માટે મેં તમને જ સંદેશવાહક તરીકે પસંદ કર્યા છે. " આ તમામની પુષ્ટિમાં આ જગ્યાએ એ જણાવવું ઉચિત લાગે છે કે જ્યારે મેં આ દૃષ્ટાંતની હકીકત પૂજ્ય મહારાજશ્રીને અક્કલકોટમાં કહી ત્યારે એમણે કહ્યું હતું કે " સ્પષ્ટ પ્રકાશ નામે જ જણાયો છે. જેવી રીતે હું સીધો જ ચાલી રહ્યો છું ( તે વખતે તેઓ એક મોટા ઓરડામાં ફરી રહ્યા હતા ) તેવી જ રીતે આ રસ્તો પણ સીધો અને સ્પષ્ટ દેખાડયો છે. એક વાક્યમાં કહી શકાય કે કાર્યનું સંપૂર્ણ દર્શન કરાવ્યું છે. " તે જ પ્રમાણે " એનો ( દષ્ટાંતનો ) એકેએક શબ્દ મનનીય છે. " એટલે તો ઉપર કહ્યું છે કે આ આપણને બધાને ગર્વાન્વિત કરનારી ઘટના છે.

આ દૃષ્ટાંત મારફત મળેલા સંકેત પછી થોડા દિવસ બાદ તારીખ ૧૫ ફેબ્રુઆરી, ૧૯૬૮ના રોજ પ્રત્યક્ષ કાર્યનો અનુભવ પણ મળ્યો. તે દિવસે રાજસ્થાનનાં 'જુલમી' ગામના એક સાંસારિક વિપત્તિઓથી અકળાયેલા અને નોકરીમાંથી નિવૃત્ત થયેલા એક સજ્જન પોતાની મુશ્કેલીઓમાંથી છુટકારો મેળવવાના ઈરાદાથી પોતાની અંતઃપ્રેરણાથી પોતદાર સાહેબને મળવા આવ્યા. પોતદાર સાહેબે એમને એમની તમામ વિપત્તિઓમાંથી છુટકારો મેળવવાનું એકમાત્ર સાધન 'અગ્નિહોત્ર' બતાવ્યું અને પોતાને ઘેર જઈને તરત જ એને આચરણમાં મુકવા જણાવ્યું. એ ગૃહસ્થે એ પ્રમાણે કર્યું અને એક માસમાં એમનું દુઃખી જીવન સુખમાં પલટાઈ ગયું.

એ અરસામાં તારીખ ૨૧ ફેબ્રુઆરી ૧૯૬૮ના રોજ ભોપાલ પાસેના 'બૈરાગઢકલો' ગામના બે સજ્જનો જેમાંના એક એ ગામના સરપંચ શ્રી હીરાલાલજી શર્મા ( ધર્મપાલના 'અગ્નિહોત્ર' અને 'દાન'ના પાઠોમાં જેમનું નામ આપ્યા વગર ઉલ્લેખ કર્યો છે ) અને બીજા ઈ. એમ. ઈ. કેન્દ્રના કર્મચારી શ્રી શીતલપ્રસાદજી મીશ્ર પોતદાર સાહેબને મળવા ઉજ્જૈન આવ્યા. આ બંને સદ્‌ગૃહસ્થોનું સ્વયંપ્રેરણાથી અને અચાનક ઉજ્જૈનમાં પોતદાર સાહેબના કાર્યસંબંધ અંગે જ નહીં પણ તેમના કાર્યમાં સહયોગી બનવા માટે આશ્વાસન આપવા થયેલું આગમન એ જ મહાનશક્તિની યોજનાપૂર્વકતાનો પરિચય કરાવનાર જ છે. બસ અહીંથી જ પ્રત્યક્ષ કાર્યની શરૂઆત છે. આ ઘટના બન્યા પછી આ ઉપરાંત આ જ સ્થળે જુદા જુદા ક્ષેત્રોમાં 'તત્ત્વ

ધર્મ'ના સ્વયંસેવક પ્રચારકોની આજે એક વિશાળ ખાસ સંખ્યા અને કાર્ય છે 'સજ્જન' દષ્ટાંત પણ થોડા વખતમાં નનિષ્ઠ ધર્માનુયાયીઓની સંખ્યા આજ સેંકડોની થઈ ચૂકી છે. છેલ્લા પ્રકરણમાં લેખક પોતદાર સાહેબના કુટુંબના ૭ માણસોને ધર્માનુયાયીઓ તરીકે બતાવ્યા છે પરન્તુ હવે એ કુટુંબના કુટુંબીઓની સંખ્યા સેંકડો નિષ્ઠાવાન ધર્માનુયાયીઓમાં વધી ગઈ છે એમ તો પ્રચારકાર્ય કરવા માટે કંઈક એવા ધર્માનુયાયીઓ છે જેની અમને જાણકારી નથી પરંતુ આ કામ તો વિશ્વવ્યાપી છે એટલે લખ્યાનું કાંઈ મહત્વ નથી આમ આ કાર્ય શરૂ થયા પછી આજ હિંદુસ્તાનના મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ, રાજસ્થાન, મૈસૂર, મહારાષ્ટ્ર, ગોવા, દિલ્હી, હરિયાણા વગેરે રાજ્યોમાં સત્યધર્મના વૈદિક ધર્માનુયાયીઓ છે ધર્મપ્રચારમાં જોશ છે, ધર્મ માટે કર્તવ્યનિષ્ઠા છે, ધર્મપ્રચાર મારફત એ મહાન શક્તિની સેવા કરવાની લગની છે, એનું જ પરિણામ છે આ અસંખ્ય ધર્માનુયાયીઓની સંખ્યા પ્રચાર । સમસ્ત ગામોના ગામોને અગ્નિહોત્રી બનાવવાનો સંકલ્પ કરી રહ્યા છે એમાં સફળતા પણ મળતી રહી છે ટોળાંક પ્રચારક ગામમાં જઈને નગર, સમજાય એવી ગામઠી ભાષામાં ઉત્સાહપૂર્વક ખેડૂતો, મજુરો વગેરેમાં ધર્મ ભાવના જાગ્રત કરે છે પોતાના જીવનમાં એની કેટલી બધી જરૂર છે તેની એને ખાતરી કરાવે છે અને પછી એને આચરણમાં મૂકાવીને પાકા કરે છે લગભગ બધા જ મુખ્ય મુખ્ય પ્રચલિત ધર્મના લોકો તેમજ દરેક પ્રકારના વ્યવસાયમાં રોકાયેલા માનવીઓ આ સમસ્ત માનવસમાજના ધર્મ—સત્યસનાતન ધર્મનો સ્વીકાર કરી તેનું આજે નિષ્ઠાપૂર્વક આચરણ કરે છે પરિણામ એમને અનુભવ પણ થાય છે આનંદદાયક વાત છે ને ?

આજ આ મહાન ધર્મની મહત્તા છે !! નિરંતર સાત વર્ષની ઇંતેજારી પછી આજ હવે સંતો મળતા જ પોતદાર સાહેબ કામમાં લાગી ગયા છે પ્રચારકાર્ય અંગે બરોડા અને તેની આજુબાજુના પ્રદેશમાં ત્રણ ચાર વખત તેઓ મુસાફરી પણ કરી આવ્યા છે અમારા ઘરના તમામ માણસો—વિજયાજી સુદ્ધા આ ધર્મપ્રચારના કામમાં લાગી ગયા છે આ પ્રચારનું મુખ્ય કેન્દ્ર ઉજ્જૈન છે જ્યાંથી વખતોવખત સ્થળે સ્થળના પ્રચારકોને આ કાર્યના સંબંધમાં સૂચનાઓ અને નિર્દેશો આપવામાં આવે છે પોતદાર સાહેબ સોમવારથી શનિવાર ૧૧ થી ૫ સુધી ઓફીસ ( ઘરમાં જ છે ) માં ધર્મજિજ્ઞાસુઓ અને કાર્યકર્તાઓને આ કાર્ય અંગે મુલાકાત આપવા મળવા માટે બેસે છે નલિનીબેન પોતદાર સાહેબને મિત્ર એવી રીતે સુવ્યવસ્થિત કાર્ય પ્રણાલી મુજબ, સુગઠીત

રીતે ઓાફ્સ સંભાળે છે. એનો વ્યાપ દિનપ્રતિદિન વધતો જાય છે. પોતદાર સાહેબ અને અમે બધા, હવે આ કાર્ય એટલું વેગ વાળું થાય કે આજ ગજુતરી થઈ શકે એટલા ધર્માનુયાયીઓની સંખ્યા અને કાર્યનો ફેલાવો, અગણિત, અમાપ થઈ જાય એવી ઈચ્છા રાખીએ છીએ. વિશ્વવ્યાપી આ માનવધર્મ અર્થાત સત્યધર્મની વિજય પતાકા (વિજયધ્વજ) સમસ્ત જગત પર ફરકશે એ હવે સ્પષ્ટ છે. હું વાચકોને કહીશ કે તેઓ આ વેદ પ્રતિપાદિત સત્યધર્મનો મહિમા સમજે અને તરત જ એને પોતાના જીવનમાં સ્થાન આપીને પોતાનાં જીવનબાગને નવપલ્લવિત રાખે.

---

# પરિશિષ્ટ-૨

મહાનુભાવ શ્રી માધવજી પોતદાર દ્વારા ઉપદેશેલા
'ધર્મ-પાઠ'માંથી ચૂટેલાં સુવાક્યો

સંગ્રાહક
મનોહર માધવજી પોતદાર

## સત્સંગ

* અનેક પ્રચલિત સત્સંગના ઉદાહરણ આપી શકાય છે જે પરિણામે સત્સંગ સિદ્ધ ન બનતાં અસત્નાં સંગ સિદ્ધ થાય છે.

* મનુષ્યની અત્યંત સ્વભાવિક પ્રવૃત્તિ તો કલ્યાણનાં શોધનની છે અને આ સ્વભાવિક પ્રવૃત્તિ જ તેને સાચા સત્સંગ તરફ દોરી જાય છે.

* સત્સંગ અર્થાત એવા માનવીઓનો સંગ અથવા સોબત જેઓ તમામ સત્યને શોધવાની ઉત્કંઠા રાખે છે.

* એ એક નિર્વિવાદ હકીકત છે કે સત્યને જાણવાનું એકમાત્ર સાધન ધર્મ જ છે.

## અગ્નિહોત્ર

* પ્રત્યક્ષ પરમાત્માનો આદેશ હોય તેને જ ફક્ત ધર્મ કહી શકાય. તે જ ફક્ત ધર્મ હોઈ શકે છે.

* સત્યધર્મ એકદેશીય (એક જ દેશનો), એક જ જાતિનો, એક વર્ગીય (એક જ વર્ગનો) હોઈ શકતો નથી.

* જેમ જેમ ધર્મસત્તા અનાધિકારી માનવીઓના હાથોમાં આવતી ગઈ તેમ તેમ ધર્મનું આચરણ કરવું કઠણ જ નહીં પરંતુ અસંભવ બનતું ગયું.

* વેદ, યજ્ઞને કામધેનુ કહે છે.

* જ્યારે પરમાત્મા જાતે જ યજ્ઞરૂપી કામધેનુ આપે છે ત્યારે તે તેની તમામ પ્રજાને મળવી જોઈએ.

* વૈદિક ધર્મનુ આચરણ દરેક સ્ત્રી પુરુષ, દરેક જાતિ તથા દરેક દેશની એકએક વ્યક્તિ કરી શકે છે

## ઈશ્વર

- જો માનવી ખરેખર ઈશ્વરને માટે કંઇક કરી શકતો હોય તો તે ફક્ત ઇશ્વરની સેવા જ કરી શકે છે. ઈશ્વરના સત્યધર્મનું આચરણ જ એની સૌથી મોટી સેવા છે.
- ઈશ્વર એક શક્તિ છે. તે ન તો પુરૂષ છે, ન તો સ્ત્રી.
- દુનિયાભરનાં પૂજાસ્થાન, પ્રાર્થનાસ્થાન અગર તિર્થસ્થાન નાશ પામે તો પણ એ ઈશ્વરશક્તિ જેવીને તેવી જ રહેશે.
- વૈજ્ઞાનિક એવી ભૂલ કરે છે કે તે તથા તેમનું વિજ્ઞાન એ પણ ઇશ્વરી શક્તિની દેણગી છે.

## ચાલુ ધર્મની વાત

- ચાલુ ધર્મો હવે ધર્મ રહ્યા નથી. એમનો કારભાર ઇજારા (વેપાર) ઉપર ચાલે છે. એમાં પૂણ્યની અને સ્વર્ગની લાલચ છે. પાપનો અને નર્કનો એમા ડર બતાવવામાં આવ્યો છે. આ ધર્મોનું આચરણ કરવામા ડગલે ડગલે પૈસાની જરૂર પડે છે.
- પ્રચલિત ધર્મ શક્તિહીન થઈ જવાને લીધે અથવા રૂઢીઓની પરંપરા-મા જકડાઇ ગયો હોવાને લીધે તે માનવીને સંસારમા રહીને સંસારની જંજાળોમાથી મુક્ત કરી શકતો નથી.
- કોઈ ધર્મ પૂજામા જ સમાપ્ત થઈને રહ્યો છે, કોઈ ધર્મ નાતીજાતમા અટકયો છે, કોઈ મંત્રતંત્રમા સમાપ્ત થાય છે, તો કાઈ અંધ-વિશ્વાસોમા ફસાયો છે. માણસ શુદ્ધ ધર્મનુ પાલન કરી શકે એવી કોઈ ચાલુ ધર્મની પરિસ્થિતિ રહી નથી.
- કેટલાક માનવીઓ સન્યાસ લે છે અર્થાત કપડા બદલે છે. એ સિવાય બીજું કાઇ બદલતા નથી. કપડા બદલવા એ સન્યાસ નથી.

## તીર્થ

- સન્યાસ આશ્રમનો જે આદર્શ પહેલા જોવામા આવતો હતો તેનુ નામશેષ પણ અત્યારે દર્શન થતું નથી.

* તીર્થ શબ્દનો અર્થ એટલે સદ્ગુરુ. એટલે આજદિન સુધી જેટલા જ્યાં અને જ્યારે પણ સદ્ગુરુ આવ્યા તો તેઓ જે જગ્યાએ જન્મ્યા, રહ્યા અગર તેમણે કાર્ય કર્યું અથવા સમાધિ લીધી એ તમામ સ્થળો તીર્થસ્થાન થઈ ગયા અને આજે પણ તે તીર્થ સ્થાન જ છે

આખુ જીવન ધર્માચરણ રહિત ગુજારી અને બુઢાપામાં કોઈ તીર્થની યાત્રા કરી લીધી એટલે તમામ પાપ ધોવાઈ જાય તથા પુણ્ય પ્રાપ્તિ મળે એમ માનવું એ પોતાની જાતને છેતરવાની અને બીજાના ઉપર ખોટી છાપ પાડવાની વાતો છે. એક હકીકત સત્ય છે કે જ્યાં જ્યાં સદ્ગુરુ આદિના સંતો (લોક) રહ્યા તે ગામ અને જગ્યાની માટી પણ તેમના ચરણસ્પર્શથી પુનિત અને પવિત્ર થઈ ગઈ છે.

## વેદ

* પરમાત્માએ દયાળુ બનીને મનુષ્ય પોતાની ઉણપો કેમ પુરી કરી શકે તેને માર્ગનો રસ્તો વેદો દ્વારા મનુષ્યને બતાવ્યો છે. આજ વેદોની મહાનતા છે.

* દુનિયા, મનુષ્ય અને વેદ ત્રણે એકી સાથે ઉત્પન્ન થયા છે વેદનુ નિર્માણ મનુષ્યને માટે એટલે સમસ્ત માનવ જાતિને માટે કરવામાં આવ્યું છે. કોઈ એક વર્ગને માટે નહીં તેમજ કોઈ એક દેશ કે મનુષ્યો માટે પણ કરવામાં આવ્યું નથી. આ પૃથ્વી પર તો શું પરન્તુ જ્યાં જ્યાં મનુષ્ય જાતિ હોય તે તમામને માટે વેદનું નિર્માણ કર્યું છે

* જેમ ઈશ્વર સર્વજ્ઞ છે તેમ વેદ પણ સર્વજ્ઞ છે

* મનુષ્યજીવન સાથે સંબંધ ધરાવતી તમામ વાતો વેદમાં છે.

* વેદ ઈશ્વરના પોતાના જ શબ્દોમાં હોવાથી વેદોની ઋચાઓ અને સુક્તોમાં વાતાવરણને શુદ્ધ કરવાની તાકાત રહેલી છે

* ઘણા લોકોએ પોતાના સ્વાર્થ માટે વેદો દ્વારા બતાવેલા ધર્મને પોતાને ગમે તે પ્રમાણે મરડી મચડીને એના ખોટા અર્થોનો પ્રચાર કર્યો છે

## સત્યધર્મ : સનાતન :

- જેના આદિ કે અંત નથી તે જ સનાતન ધર્મ.

* વેદ પોતે અનાદિ છે. એટલે જ્યાં સુધી દુનિયાનો અંત થતો નથી ત્યાં સુધી વેદોનો અંત પણ થવાનો નથી.

- વેદ ઈશ્વર પ્રણિત છે એટલે વેદધર્મ સત્યધર્મ છે.

- બીજા તમામ ધર્મો વેદ ઉપર આધાર રાખીને જ રચવામાં આવ્યા છે. ઈશ્વરી શક્તિનાં આદેશથી અને ઈશ્વરી શક્તિ દ્વારા મોકલાયેલાં મહાપુરૂષોને નિમિત્ત બનાવી કોઈ ને કોઈ આફતના સમયે કોઈ ને કોઈ કારણથી આ ધર્મોનું નિર્માણ કરવામાં આવ્યું છે.

- ઈજારદારોએ આ ધર્મોનો નાશ કરી નાખ્યો છે. કારણ કે લાલચ આપીને ધર્મ પરિવર્તન કરાવવામાં આવે છે.

- શું ધર્મ પણ કોઈ પરિવર્તન કરવાની ચીજ છે?

- ધર્મ જોખમમા છે અગર ધર્મ ડુબી ગયો એવા પોકારો કરવામા આવે છે. જે ડુબતાનો સહારો હોય તે પોતે કેવી રીતે ડુબી શકે? માનવીને જોખમમાથી બચાવી શકે તે પોતે જ જોખમમા કેવી રીતે પડે?

- નિર્ભર રહેવા લાયક કોઈ હોય તો તે કેવળ ઈશ્વર શક્તિ જ છે.

- ધર્મના આચરણ બહારનો માનવી બે પગવાળો પશુ જ છે.

- જ્યારે સૌથી પહેલુ મનુષ્યનુ સર્જન થયું ત્યારે તેની સાથે જ ધર્મનુ નિર્માણ પણ થયું છે.

### યજ્ઞ

- પહેલા જ્યારે વાસ્તવિક (સાચા) ધર્મનુ આચરણ થતું હતું ત્યારે અગ્નિહોત્રથી લઈને અશ્વમેધ સુધીની જે જુદા જુદા પ્રકારની નાની

મોટી યજ્ઞ યાગ વગેરે ક્રિયાઓ કરવામાં આવતી હતી, તેને લીધે વ્યાવહારિક રીતે માનવજીવન સુખમાં પસાર થતું હતું. પરિણામે માનવ, ઈશ્વરને ઓળખવાનો માર્ગ એટલે તપ કરવાને માટે ઉત્સુક રહેતો હતો. આ જ ધર્મરાજનો સુવર્ણ યુગ હતો.

* જે ધર્મ અહિંસાને સત્કર્મ તરીકે જણાવે છે તે આ બલિદાનની પ્રથાને પ્રોત્સાહન કેવી રીતે આપે ?

## દાન

* દાન એ જો મનુષ્યધર્મનું એક અંગ છે તો એક વાત નિશ્ચિત છે કે દરેક મનુષ્ય દાન કરી શકે છે અને દરેક મનુષ્ય દાનનો પણ સ્વિકાર કરી શકે છે.

* દાન એક ધર્મ છે. ધર્મપાલન એ મનુષ્યનું કર્તવ્ય છે. એટલે સ્વાભાવિક રીતે માનવીએ દાની બનવું જોઇએ. જો ઐશ્વર્ય (સંપત્તિ) વધારવું હોય તો તેનો એકમાત્ર ઉપાય દાન કરવાનો છે.

## જીવન સંઘર્ષ

* સુખની શોધ કરવી પડતી નથી. એ શોધ તો સ્વભાવિક રીતે થયા જ કરે છે અને દરેક માણસ એની શોધમાં મગ્ન છે. એની પાછળ પાગલ છે.

* માણસ જીવતાં જો સુખી નથી થઈ શકતો તો મરવાથી મરણ બાદ તે સુખી થઇ શકે એવી કલ્પના હાસ્યાસ્પદ છે.

* આનંદ તો જીવતા રહેવામાં છે. સુખને માટે જીવવામાં, સુખને માટે જીવનસંઘર્ષ કરવામાં, સુખને માટે ઝઝુમવાને અને સુખને માટે સર્વસ્વ ખોવામાં.

* નિયામક કોઈ બીજો જ છે, મનુષ્ય નહીં.

## સંઘર્ષનું ક્ષેત્ર

* માનવી પોતાન જે ધર્મનો માને છે ત ખરખર એનો ધર્મ નથી. તે તો એ મોટા થયો ત્યાર એના ઉપર ઠોકી બેસાડવામા આવેલો છે અસલ તો એ ફક્ત માનવી જ છે. તેથી તેના જન્મની સાથે મૂળથી જે એનો ધર્મ એના જન્મથી જ મળ્યો તે તો મનુષ્યધર્મ અગર માનવધર્મ છે. એ જ સત્ય અને સનાતન છે.

## સંઘર્ષ અને આદર્શ

* પૂર્ણ પુરુષ આદર્શ છે એટલે એવો પુરુષ જે પૂર્ણ અવસ્થા પર પહોચી શક્યો હોય તે. એવી પૂર્ણ અવસ્થા કે જે ઇશ્વર શક્તિની સમાન હોય.

* જેવી રીતે ઈશ્વરશક્તિનુ વર્ણન કરવુ એ અસભવિત છે, તેવી જ રીતે સદ્‌ગુરુ શક્તિનુ પૂર્ણ રૂપે વર્ણન કરવુ અસભવિત છે. આ બને શક્તિઓ એક જ છે અથવા એમ કહી શકાય કે એક જ શક્તિના એક જ જાતના બે રૂપ છે.

* વળ શરીર અને મનને પોતાને વશ કરવાને માટે તપ કરાય છે અન તેની પરમ સિધ્ધિ પૂર્ણતા છે સિદ્ધિ અગર સિદ્ધિઓ જેની પાસે હોય તે જ સિદ્ધ પુરુષ છે એવુ નથી.

* તે જ સદ્‌ગુરુ કહી શકાય કે જે પોતે સત્ય અથવા પૂર્ણ અવસ્થા પર પહોચ્યા છે અને જે માનવીઓ પૂર્ણરૂપે એમના શરણમા આવે છે તેમને એ અવસ્થાના દર્શન કરાવી શકે છે

* દુનિયાનો પહેલો સદ્‌ગુરુ ઈશ્વર પોતે જ હતો અને આજે પણ એ જ છે.

## સંઘર્ષ અને શક્તિ

* શરીરના નિર્વાહ માટે ભોજન અને એને નગ્ન ન રખાય એટલા માટે એને કપડા એ એની જ જરૂર છે શારીરિક તપથી શરીર સક્ષમ અને સશક્ત ( પહેલવાન જેવુ નહી ) તથા શુદ્ધ થશે

## કર્મ અને સ્વાધ્યાય

* કર્મ મનુષ્યને શક્તિમાન બનાવે છે. ભયને દૂર કરે છે અને નિડર એટલે નિર્ભય બનાવે છે.

* ધર્મનું પ્રત્યેક કર્મ સત્‌કર્મ છે.

* મનુષ્યે પોતાના બાળકોમાં નાનપણથી જ ધર્માચરણની આદત પાડવી જોઈએ.

* દરેક મનુષ્ય સ્વાધ્યાય કરે છે પરન્તુ સ્વાધ્યાય એટલે શું તે એ જાણતો નથી.

* સ્વાધ્યાયથી જે કાંઈ જાણી શકાય છે તેને જ્ઞાન કહે છે.

* તપ, કર્મ અને સ્વાધ્યાયની પૂર્ણતાનો સંગમ એટલે સુખ.

## તપનું મહત્ત્વ

* જે મુશ્કેલતથી ગભરાઈને અહીં તહીં ભાગે છે અને જેઓ દયા કરી શકતા નથી તેમની પાસેથી દયાની અપેક્ષા રાખે છે તથા જે ખરેખર દયા કરી શકે છે તેમના પર ભરોસો રાખતા નથી તે જ દીન છે. અનાથ તે છે કે જેઓ પોતાનો કોઈ રક્ષણહાર નથી એમ માને છે.

* અજ્ઞાનમાથી જ્ઞાન તરફ લઈ જનારું પુસ્તક એટલે તપ.

* ખાતરી રાખો કે તપ કરવાને માટે તમારા ઘર સિવાય દુનિયાભરમાં બીજું કોઈ સારૂ સ્થાન નથી.

* તમારા જન્મની સાથે જ તમને તપ કરવાના બધા જ સાધનો મળ્યા છે અને તે શરીર, મન, અને બુધ્ધિ છે.

* 'મારું' એ શબ્દનો અર્થ તો એ છે કે તમે તમારા શરીરના

માલિક છો પરન્તુ વ્યવહારમાં તો તમે તેના નોકર તરીકે કામ કરો છો. શરીરને તમે જેમ ચાહો તેમ રાખી શકો છો એવું તો તમે દુનિયાના ઘણા ઉદાહરણો પરથી જુઓ છો.

કોઈ પણ બે માણસ બહારથી જોતાં એકરૂપ લાગતા નથી પરન્તુ દરેક મનુષ્યના શરીરની અંદરનો ઢાંચો ( પ્રયોગશાળા ) બિલકુલ એક જ જાતનો છે.

વાતાનુકૂલિત – એરકન્ડીશન મકાનમાં રહેનારો માણસ જીવે છે તે જ રીતે સખત ગરમીમાં કામ કરનારા મજૂર પણ જીવે છે

---